# માયાનો બજાર.

## પ્રથમ ભાગ.

રા. રા. હરિનારાયણ આપ્ટે

કૃત

ચાલુ સમયની સામાજિક નવલકથાનું ભાષાન્તર કરનાર

મુકુન્દરામ નિત્યારામ મહેતા;

સુરત.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા

મેનેજર—પ્રિન્ટિંગવર્ક એન્ડ બુકસ એજન્સિ; અમદાવાદ.

કિંમત દોઢ રૂપીઓ.

# પ્રસ્તાવના.

સુપ્રસિદ્ધ મરાઠી નવલકથાકાર રા. રા. હરિ નારાયણ આપ્ટેના નામથી મહારાષ્ટ્રમાં કોઈ પણ અજાણ્યું નથી. મરાઠી વાઙ્મયમાં એમણે અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે અને નવલકથાને સંબંધે એમને મરાઠીના **સર વાલ્ટર સ્કૉટ**ની ઉપમા આપવામાં આવે છે. એમની નવલકથાઓ ઐતિહાસિક તેમજ સામાજિક બન્ને પ્રકારની છે.

એમની એક ઐતિહાસિક નવલકથા "ઉષઃકાલ અથવા અઢીસેં વર્ષ પૂર્વેનું મહારાષ્ટ્ર"નો પરિચય ગુર્જર વાચકવૃંદને મારાં પત્ની સૌ. પ્રસન્નગવરીએ ગુજરાતીમાં તેનું ભાષાન્તર કરી કરાવ્યો છે. હાલ એમની સામાજિક નવલકથાઓમાંની એક 'માયાનો બજાર'નું ભાષાન્તર ગુર્જર પ્રજા સમક્ષ મુકી એમનાં રચનાચાતુર્ય, જનસ્વભાવ આલેખવાનું કૌશલ્ય વગેરેનો પરિચય કરાવું છું.

કહેવું અનાવશ્યક છે કે આ નવલકથાની રચના શૈલી ગુજરાતીમાં હાલ સુધી પ્રસિદ્ધ થયલી કથાઓની શૈલીથી ન્યારી છે. એમાંથી કાંઇ સારી અને ગ્રાહ્ય તેની પરીક્ષા સુજ્ઞ અને રસિક વાચકવૃંદને સોંપવી દુરસ્ત છે; કારણ, "**भिन्न रुचिर्हि लोकः**". તથાપિ એટલું તો ખરૂં કે ભિન્ન ભિન્ન સૃષ્ટિ, ભિન્ન ભિન્ન રચનાઓ, ભિન્ન ભિન્ન આશા નિરાશા, ભિન્ન ભિન્ન જય અપજય વગેરેની તુલના એ માનસિક શક્તિના વિકાસ તેમજ મનુષ્યના જ્ઞાન સમુચ્ચયની વૃદ્ધિનું એક મહત્વનું સાધન છે.

રા. રા. આપ્ટેની અન્ય નવલકથાઓનાં ભાષાન્તર કરવાનો અમારો ઇરાદો છે; અને તે કામ ચાલુ પણ છે.

મૂળ ગ્રંથકર્તાએ ભાષાન્તર કરવાની સંમતિ આપી તે બદ્દલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માન્યાવિના આ સ્વલ્પ લેખ પૂરો કરવો અનુચિત છે.

યૂરોપીય મહાયુદ્ધના પ્રતાપે કાગળ, પુંઠાં, છીંટ તથા છાપવા બાંધવાનાં તમામ સાહિત્યોની બેહદ મોંઘવારી થઈ પડવાથી કિંમત પહેલાંની ધારણા કરતાં સહેજ વિશેષ રાખવી પડી છે; પરંતુ તેમાં પ્રકાશક તદ્દન નિરૂપાય છે.

સુરત<br>તા. ૫—૨—૧૮<br>મિતિ પૌષ વદી ૯<br>સંવત ૧૯૭૪.

**મુકુન્દરામ નિત્યારામ મેહેતા.**

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લું. | બે સખીઓ ... ... ... | ૧ |
| ૨ જું. | નિભૃતાલાપ ... ... ... | ૧૦ |
| ૩ જું. | પદ્માના પતિનો પત્ર ... ... ... | ૧૭ |
| ૪ થું. | ગરીબ પાંચ ભાંડુઓ ... ... ... | ૨૪ |
| ૫ મું. | બબી ... ... ... ... | ૩૩ |
| ૬ ઠું. | દિગંબર ચરિત ... ... ... | ૪૨ |
| ૭ મું. | પદ્માવતીના પિતા ... ... ... | ૫૦ |
| ૮ મું. | કોણ? ... ... ... ... | ૫૭ |
| ૯ મું. | દાક્તર ભગવંતરાવ ... ... ... | ૬૩ |
| ૧૦ મું. | ક્યાં ગયા? ... ... ... | ૭૦ |
| ૧૧ મું. | કોણ મળ્યું? ... ... ... | ૭૬ |
| ૧૨ મું. | રાવસાહેબ ... ... ... | ૮૪ |
| ૧૩ મું. | મસલત... ... ... ... | ૯૩ |
| ૧૪ મું. | જમાઈરાજનું સ્વાગત ... ... ... | ૧૦૧ |
| ૧૫ મું. | કવિવર્યની કવિતા ... ... ... | ૧૦૮ |
| ૧૬ મું. | પદ્માવતીનો તેના પિતાને પ્રશ્ન ... ... | ૧૧૪ |
| ૧૭ મું. | વસંતરાવનો નિશ્ચય ... ... ... | ૧૨૦ |
| ૧૮ મું. | ત્યાર પછી ... ... ... | ૧૩૦ |
| ૧૯ મું. | આબાસાહેબ અને પદ્માવતી ... ... | ૧૩૯ |
| ૨૦ મું. | પદ્મા ઉપર વળી એક બીજું દુઃખ ... ... | ૧૪૬ |
| ૨૧ મું. | આગળ... ... ... ... | ૧૫૨ |
| ૨૨ મું. | પદ્માવતીની માનું સમાધાન ... ... | ૧૫૮ |
| ૨૩ મું. | કૃષ્ણાજીપંત ... ... ... | ૧૬૫ |
| ૨૪ મું. | મોર માસ્તર ... ... ... | ૧૭૨ |
| ૨૫ મું. | બીજો પત્ર ... ... ... | ૧૭૮ |
| ૨૬ મું. | આનંદ ... ... ... ... | ૧૮૫ |
| ૨૭ મું. | બબીની તબીયત ... ... ... | ૧૯૩ |
| ૨૮ મું. | દિગંબરની લાગણી ... ... ... | ૧૯૯ |
| ૨૯ મું. | ઘર બદલવાની તજવીજમાં ... ... | ૨૦૬ |
| ૩૦ મું. | પદ્માવતીનો માલતીને પત્ર ... ... | ૨૧૬ |
| ૩૧ મું. | પદ્માના પતિ પધાર્યા ... ... ... | ૨૨૪ |

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" નાં પુસ્તકો.

**હાસ્યમંદિર**—કર્તા–રા. બા. **રમણભાઇ મહીપતરામ** તથા તેમનાં પત્ની સૌ. **વિદ્યાગૌરી બી. એ.** આ પુસ્તકમાં "**હાસ્યરસ**" વિષેનો લાંબો નિબંધ તથા હાસ્યરસિક લેખો–મનોરંજક વાર્તાઓ–સંવાદો વગેરે ૩૫ લેખો ને બે ચિત્રો છે. **કિં. રૂ. દોઢ.**

**ગોપાલ કૃષ્ણ ગોખલે**—સ્વ૦ ગોખલેના જીવનને લગતી ઘણી નવી માહિતી તથા બાબતોથી ભરપૂર જીવનચરિત્ર ગુજરાતીમાં આ એકજ છે. **કિં. આઠ આના.** (મળતું નથી.)

**સૉક્રેટિસ**—આમાં મહાત્મા સાક્રેટિસનું ટુંકું જીવનચરિત્ર, તેના મૃત્યુ સમયના **ક્રીટો** અને **ફિદ્દોના** છેલ્લા બે આધ્યાત્મિક સંવાદ તથા એક પ્રસિદ્ધ લેખકનાં **નીતિતત્ત્વોનાં** પ્રકરણો છે. **કિં. આઠ આના.**

**સત્યભામા**—( **પત્નીની પસંદગી–શુદ્ધ પ્રેમનો આદર્શ.** ) આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી સચિત્ર નાટક. **કિં. રૂ. એક.** ફેધરવેઇટ પેપરની ઉંચી આવૃત્તિનો **રૂ. દોઢ.**

**ચોખેરવાલી**—સરળ અને આકર્ષક સામાજીક નવલકથા. કવિ શીરોમણી રવીન્દ્રનાથ ટાગોરકૃત ગુજરાતીમાં સૌથી પહેલી છે. બે ખંડમાં પુરી થઈ છે. **બેઉ ખંડની કિં. રૂ. ૧–૧૨–૦.**

**જર્મનીની ઉન્નતિ શાથી થઈ?**—દેશની ઉન્નતિ ઇચ્છિનાર દરેક માણસને ખાસ કરીને વાંચવા યોગ્ય. કેળવણી, હુન્નરકળા, ખેતીવાડી, રાજ્યવ્યવસ્થા વગેરે જર્મની સંબંધી પુરેપુરી માહીતીવાળો ૨૫૦ નો પૃષ્ઠ ગ્રન્થ. **કિં. રૂ. ૧–૧૦–૦.**

**પશુમાંથી દેવ**—નાનું પણ ગંભીર વિચારોનું મનનીય પુસ્તક. મૂળ લેખક **જમ્સ એલન. કિં. આઠ આના.**

**સ્વર્ગની સામગ્રી**—યાને **વિચાર તેવું વર્તન.** મૂળ લેખકના જીવનચરિત્ર સાથે. **કિં. આઠ આના.**

**ચક્રવર્તી અશોક**—હિન્દુસ્તાનના ચક્રવર્તી મહારાજા અશોકના સમયની કલ્પના મિશ્રિત તદ્દન નવીન ઐતિહાસિક નવલકથા. મોટાં ૩૫૦ પૃષ્ઠ અને રૂપેરી પુઠું. **કિં. રૂ. બે.**

**તત્વચિંતન** યાને **નિત્યપાઠ શિક્ષાપત્રી**—મહાત્મા જેમ્સ એલનના મનન કરવા યોગ્ય ગ્રન્થ ઉપરથી. **બેઉ ખંડની કિં. રૂ. ૨–૮–૦.**

**ચંદા**—રણથંભોરની વીરાંગના. રજપુતોના સમયની હિન્દુ મુસલમાનોની એકતા સાધક અને તેને મજબૂત કરનારી નવલકથા. **કિંમત રૂ. દોઢ.**

**ગુલામી વહેપાર**—દાસત્વપ્રથા દુઃખવિનાશક હૃદયવિદારક નવલકથા. છપાય છે.

**જીવનલાલ અમરશી મહેતા; ઠે. પીરમશાહ રોડ–અમદાવાદ.**

# વાર્તા—નવલકથા—કવિતા—નાટક—નિબંધ વગેરેનાં નવાં પુસ્તકો.

**ચક્રવર્તી અશોક**—બૌદ્ધધર્મ પ્રચારક મહાન્ સમ્રાટ અશોકના સમયની કલ્પનામિશ્રીત ધાર્મિક નવલકથા. પૃષ્ઠ ૩૫૦ કિંમત રૂ. બે.

**"ચંદા"—રાજસ્થાનની વીરરમણી**—હિન્દુ-મુસલમાન ભાઇઓની એકતા કેવી રીતે સધાય અને દૃઢ થાય એ ખાસ દૃષ્ટિબિંદુથી લખાયલી ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિં. રૂ. દોઢ.

**નૂરજહાન**—સરદાર જોગેન્દ્રસિંહની અંગ્રેજી વાર્તાનું ભાષાન્તર કર્તા નલીનકાન્ત નરસિંહરાવ દીવેટીઆ. મૂલ્ય ૦-૧૨-૦.

**કાદંબરી**—સચિત્ર-સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડ્યા કૃત ભાષાન્તર નવી આવૃત્તિ. સુશોભિત સોનેરી પુંઠું. મૂલ્ય રૂ. ૨-૧૨-૦.

**કુસુમાવલિ**—મ. દોલતરામ કૃપારામ પંડ્યા કૃત. મૂલ્ય રૂ. દોઢ.

**નીલનેર્ના**—પ્રો૰ બેઇનની વાર્તા ઉપરથી સરળ-મધુર ભાષામાં ભાષાન્તર કર્તા સાકરલાલ અમૃતલાલ દવે, બી. એ. કિંમત ૦-૮-૦.

**અનંગભસ્મ**—ઉપરનાજ કર્તાની મૂળ લેખકના ઉપોદ્‌ઘાત સાથે બીજી આવૃત્તિ. પાકા પુંઠાની કિંમત ૦-૮-૦.

**અદ્‌ભુત આગબોટ**—વૈજ્ઞાનિક નવલકથા. પાકું પુંઠું. કિંમત રૂ. એક.

**સંભાજી**—કર્તા દ્વારકાદાસ મોતીલાલ પરીખ. કિંમત બાર આના.

**દિવ્યરંભા**—અદ્‌ભુત રસભરી ડીટેકટીવ રસિક નવલકથા. કિંમત ૦-૮-૦

**વિનોદ વાટિકા**—ભાગ ૧-૨ ભેગા. પાકા પુંઠાથી બાંધેલાં કિંમત ૧-૨-૦

**સમાજ**—રમેશચન્દ્ર દત્તની નવલકથા ઉપરથી ભાષાન્તર. કિંમત ૦-૧૨-૦

**પોતાનો પ્રયત્ન**—સ્માઇલ્સના "સેલ્ફહેલ્પ" નામે ઉત્તમ પુસ્તકમાંના એક પ્રકરણ ઉપરથી, જુવાનોને ઉત્તેજક છે. કિંમત ૦-૨-૦.

**બુદ્ધ-ધર્મ અને સંઘ**—બૌદ્ધ ધર્મ વિશેની સંપૂર્ણ માહિતી આપનારો ગ્રન્થ. કિંમત છ આના.

**ગૃહસ્થાશ્રમ**—રા. પ્રભુશંકર ન. વ્યાસ કૃત, સુધારા વધારાવાળી નવી સચિત્ર આવૃત્તિ. કિં. રૂ. દોઢ.

**ઇસુનું અનુકરણ**—અંગ્રેજી ઉપરથી મૂળ પુસ્તકના બે ભાગનું સંપૂર્ણ ભાષાન્તર કર્તા રા. રા. ઠાકોરલાલ હરિલાલ દેસાઇ. કિં. આઠ આના.

**સતીમંડળ** ભાગ ૧-૨. દરેક ભાગની કિં. રૂ. અઢી.

**દીવાને સાગર—સાગર** કૃત કાવ્યો-ગઝલો-ભજનો વગેરેનો મોટો સંગ્રહ. સૂફીઝમના વિસ્તૃત શબ્દકોશ સાથે ૫૦૦ પૃષ્ઠ. કિં. રૂ. અઢી.

**આપણો ધર્મ**—પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવના હિંદુ ધર્મ વિશેના ભાષણો-લેખો વગેરેનો કિંમતી સંગ્રહ **કિં. રૂ. અઢી.**

**મિટરલિંકના નિબંધો**—ત્રણ લેખોનું ભાષાન્તર કર્તા રા. રા. ધનસુખલાલ કે. મહેતા. **કિં. છ આના.**

**સિદ્ધાર્થ કુમાર અથવા ગૌતમ બુદ્ધ**—ગાયન સાથેનું આખું ત્રણ અંકી **નાટક.** લેખક સા. શ્રી નૃસિંહદાસ ભ૦ વિભાકર. **કિં. રૂ. એક.**

**તપસ્વિની (નાટક)**—સતીત્વ મહત્વદર્શક ત્રણ અંકી. **કિં. દસ આના.**

**સાચું સ્વપ્ન**—મહા કવિ ભાસકૃત સ્વપ્ન વાસવદત્ત નાટકનું સા. શ્રી કેશવલાલ હ૦ ધ્રુવ કૃત ભાષાન્તર. **કિંમત રૂ. દોઢ.**

**પ્રતિમા નાટક**—મૂળ ભાસકૃત સંસ્કૃતનું ભાષાન્તર. કર્તા મણિલાલ છબારામ ભટ્ટ. **કિંમત રૂ. એક.**

**શારદા અને ચંદ્રલેખા**—(વીરરસ પ્રધાન નાટક). **કિંમત આઠ આના.**

**કર્નલ મેડાઝ ટેલરનું જીવનચરિત્ર**—સ્વદેશપ્રેમી-સાહસિક-ઉદ્યોગી અંગ્રેજ પુરૂષનું બોધક જીવનચરિત્ર. **કિં. રૂ. દોઢ.**

**મજનૂ જોગી અને ફીરસ્તો**—**સાગરનો** સ્નેહસંવાદ **કિં. આઠ આના.**

**સંસારિકા**—મર્હુમ **બી. એમ. મલબારી** કૃત દેશભક્તિનાં કાવ્યો. **કિં. રૂ. બે.** ( બહુજ થોડી નકલો સીલકે છે. )

**વિજ્ઞાનની વાતો**—રસિક વાતો દ્વારા બાળકોને શરીર વિજ્ઞાનના તથા કુદરતના વિષયો સહેલી રીતે સમજાવવાનો પ્રયત્ન આમાં કરેલો છે. **કિં. રૂ. એક.**

**અભિજ્ઞાન શાકુન્તલ નાટક**—મહાકવિ કાળીદાસ કૃતનું ભાષાન્તર કર્તા-રા. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ, બી. એ. એલ. એલ. બી. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થયું છે. **કિં. રૂ. ૧-૨-૦.**

**પ્રવાસીના પત્રો**—સમાજ, ધર્મ, રાજ્ય, સાહિત્ય, વગેરે વિષયોની પત્રો-રૂપે છુટી છુટી ચર્ચા-કર્તા કે. હ. શેઠ. પાકું પુંઠું. ઘટાડેલી **કિં. રૂ. એક.**

**વાર્તાવૃક્ષ**—સાત ટુંકી અને રસિલી વાર્તાઓનો સંગ્રહ. વડોદરા સ્ટેટમાં શાળા લાયબ્રેરીઓ માટે મંજુર થયેલું છે. **કિં. ૦-૧૨-૦.**

**સ્ત્રીઓને સન્દેશ**—મુંબઇની ગુજરાતી સ્ત્રી સમાજ સમક્ષ જુદા જુદા વિદ્વાનો તરફથી અપયેલાં ભાષણોનો સંગ્રહ. કિં. રૂ. દોઢ.

**ઉપરનાં તથા બીજાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—**

**જીવનલાલ અમરશી મહેતા;** **પીરમશારોડ—અમદાવાદ.**

# માયાનો બજાર.

## પ્રકરણ ૧ લું.

:o:

### બે સખીઓ.



માલતીના વદન ઉપર અત્યંત આનંદજન્ય તેજ ઝળકતું હતું. તેનું પ્રતિબિમ્બ તેને જળમાં, સ્થળમાં, કાષ્ટમાં, પાષાણમાં–સર્વત્ર દેખાવા માંડયું હતું. આપણું મન સુપ્રસન્ન હોય છે ત્યારે આપણને સર્વ કાંઈ સુપ્રસન્નજ ભાસે છે. આપણી આસપાસનાં માણસો સુપ્રસન્ન, વસ્તુઓ સુપ્રસન્ન, આકાશ સુપ્રસન્ન, દશે દિશા સુપ્રસન્ન જણાય છે. આપણી આજુબાજુની સર્વ વ્યક્તિ તથા સર્વ વસ્તુ જાણે એક આરસા જેવી હોઈ તેમાં આપણી સુપ્રસન્નતાનાં પ્રતિબિમ્બો પડયાં છે એવો આપણને ભાસ થાય છે. આવો અનુભવ કોને નથી?

માલતીની મનઃસ્થિતિ આ વખતે એવીજ થઇ હતી. તેના અંતઃકરણમાં આનંદના ઉભરા ઉપર ઉભરા આવ્યા જતા હતા, તથા લહેરો ઉછળી રહી હતી. એ ઉભરાઓ તથા લહેરોનો વિસ્તાર એકાદા ન્હાના રમણીય તળાવમાં ક્રીડા કરનારાં સુંદર ન્હાનાં પક્ષીઓની ડુબકીથી અંદરથી ઉદ્‌ભવ પામતા પરપોટાના તથા સુગંધના ભારથી મંદગતિ થયલા વાયુજન્ય લેહેરોના વિસ્તાર પ્રમાણે ક્ષણે ક્ષણે અધિકાધિક થતો જતો હતો. આનંદ–તેમાં વળી એક સુંદર તથા મોહક, સુશીલ તથા પ્રેમળ, વિશુદ્ધ તથા મુગ્ધ એવી તરૂણીનો આનંદ–ઘણો વ્યાપક હોય છે. તે તત્કાળ અન્ય પદાર્થોને આત્મમય બનાવી દે છે.

માલતીના હાથમાં એક પત્ર હતો તે તે વાંચતી હતી;–નહીં, તે પત્રોમાંના શબ્દોને તે પોતાનાં સુંદર તથા વિશાલ નેત્રોથી જાણે આકર્ષી લઈ પોતાના મનમાં ભરી રાખતી હતી. તે પત્રમાંનો દરેક શબ્દ જાણે તેને સાંભળાતો હોઇ તેનાં કર્ણો પણ તેમને દ્વારે તે મનમાં ભરી રાખવાને ઉત્સુક થયા હતા. તેનું મન તો તે શબ્દોમાં છેક તલ્લીન થઈ ગયું હતું. આ કારણથી ત્યાં કોઇ આવ્યું ગયું તેનાથી કાંઈ દેખાયું નહીં, બોલ્યું તો કાંઇ સંભળાયું નહીં અને તેની આજુબાજુએ બનેલો કોઇપણ બનાવ તેણે તેની

મનની એકાગ્રતાને લીધે બનેલો જાણ્યો પણ નહીં. તે પોતાના આનંદવિચારમાં ગરક થઇ ગઇ હતી. તે તે પત્રનું વાચન નહીં પણ પાન કરતી હતી; કિંબહુના તે પાનથી તે એટલી બધી તર થઇ ગઇ હતી કે ઇહ લોકને તે જાણે વીસરી ગઇ હતી. આ હર્ષની સ્થિતિમાં તે ઘણીજ મનોહર દેખાતી હતી.

તેનાથી કાંઇક મ્હોટો તેનો ભાઇ વસંત તેને કાંઇ બતાવવા સારૂ ત્યાં આવ્યો હતો. તે પણ તેની આ આનંદમય મુદ્રા જોઇ નિશ્ચલ ઉભો રહ્યો, અને તેની મુદ્રાનું પ્રતિબિંબ તેની મુદ્રા ઉપર પણ જણાવા માંડયું. માલતી જે પત્ર વાંચવામાં ગિરફતાર થઇ ગઇ હતી તે પત્ર કોનો હતો તે તે જાણતો હતો. તેથી તે સંબંધે કાંઇક મજાક કરવાનો તેના મનમાં વિચાર આવ્યો. પોતે એવું કાંઇક બોલશે એટલે એ લજવાશે, અને ઝટપટ કાગળ સંતાડી દેશે, એટલે આપણે એને આમ કહીશું અને તેમ કહીશું એવા એવા વિચારમાં તે લીન થઇ જઈ એની તરફ કૌતુકથી, અભિમાનથી, આનંદથી જોઇ રહ્યો.

વચમાંજ “ માલુ બ્હેન, મારે તને કાંઇ કહેવું છે, મ્હારી તરફ જો ” એમ તેણે હળવેથી કહ્યું. પરંતુ તેણે એના શબ્દો મુદ્દલ સાંભળ્યા નહીં. એ મ્હારા શબ્દો સાંભળશે, કાંઈપણ ઉત્તર આપશે એ તેને સંભવનીય લાગ્યું જ નહોતું. પરંતુ આગળ ઉપર મજાક કરતી વેળા એનું આ ગાઢ દુર્લક્ષ પોતાને ઉપયોગી થઈ પડશે એમ જાણીનેજ તેણે ઉપરનું વાક્ય ઉચ્ચાર્યું હતું. માલતીએ તેનું બોલવું સાંભળ્યુંજ નહીં એમ જોઇ તેને વધારે હસવું આવ્યું, અને તે વધારે કૌતુકથી તેની તરફ જોઈ રહ્યા. તેની મુગ્ધ, રમણીય તથા આનંદિત મુખમુદ્રા તરફ જોઇ તે નિશ્ચલ રહ્યો. એની થોડીક મશ્કરી કરી હર્ષસ્થિતિમાંથી કાઢી તેને સાધારણ સ્થિતિમાં આણવાનું તેને છેક અનિષ્ટ, કેવળ અપ્રશસ્ત લાગ્યું !

વસંતરાવને પોતાની બ્હેનના પ્રત્યેક ગુણ માટે–તેના સૌંદર્ય માટે, તેની સુશીલતા માટે, તેના ચાતુર્ય માટે, તેના સુશિક્ષિતપણા માટે, તેના શુદ્ધત્વ માટે–પ્રત્યેક ગુણ માટે, ઘણું અભિમાન હતું. મ્હારી માલતી જેવી અન્ય સ્ત્રી આખા જગતમાં ક્યાંય પણ નથી એવીજ એની માન્યતા હતી. જ્યારે જ્યારે એ એને દેખતો ત્યારે ત્યારે એને આ અભિમાનના ઉભરા આવતા. તેમાં આજે તો અભિમાનનો ઉભરો આવવાનું વિશેષ જ કારણ હતું. જે વ્યક્તિનો પત્ર માલતી આટલી લક્ષપૂર્વક વાંચતી હતી તેજ વ્યક્તિનો પત્ર તેના ઉપર પણ આવ્યો હતો. જે લખાણ તેના પત્રમાં હતું તેજ લેખનાર્થ–અલબત ઘણા જુદાજ શબ્દોમાં–આ પત્રમાં હોવો જોઇએ એવી તેની ધારણા હતી.

જેવી રીતે વસંતરાવ પોતાની બ્હેન તરફ છેક સાભિમાન, સાનંદ અને સકૌતુક દૃષ્ટિથી જોઇ રહ્યો હતો તેમ બીજી પણ એક વ્યક્તિ તેજ પ્રમાણે

જોતી ઉભી હતી. આ વ્યક્તિ વસંતરાવના આવ્યા પછી થોડાજ સમયમાં ત્યાં આવી હતી.

ઘરડી ગિરજા–તેમના ઘરની ચાકરડી–ઘણાં વર્ષની જૂની–આશરે પચાસ વર્ષની જૂની–ઘરની દાદી જેવી થઈ બેઠી હતી. વસંતરાવ તથા માલતી હવે બીજાની નજરે મ્હોટાં થયલાં હતાં; પરંતુ ગિરજાની નજરમાં તો તે હજુ બાળકજ હતાં. બીજાઓને તેમની સાથે અદબથી વર્તવાની જરૂર હશે પરંતુ આને તેમ જણાતું નહોતું. વસંતરાવના હાથમાં જે પત્ર આવ્યો હતો તે તથા બીજો માલતીના નામનો પત્ર હતો તે બંને કાગળ, સ્હવારે ટપાલવાળાએ તેના હાથમાંજ આપ્યા હતા. તેમાંનો એક તેણે માલતી તરફ મોકલાવ્યો અને બીજો પોતે ફોડયો. તે વખતે ગિરજા ત્યાંજ હતી. વસંતરાવના મુખ ઉપર તે પત્રથી થયલી અસર તેણે જોઇ હતી અને તેમાંનો લેખનાર્થે ઘણો આનંદદાયી છે એમ તે કળી ગઇ હતી. તે બાબત તેણે એને પ્રશ્ન પૂછયો પણ હતો, પરંતુ વસંતરાવે તે પ્રશ્ન સાંભળ્યો નહોતો. પોતાના પત્રમાંનો લેખનાર્થ તથા માલતીના પત્રમાંનો લેખનાર્થ એકજ છે કે કેમ તે સરખાવી જોવા સારૂ તે પોતાની બ્હેનની ઓરડીમાં ગયો હતો. કાંઇક પણ ઘણા આનંદની વાત છે એમ ગિરજાએ જાણ્યું હતું, પણ તે શું છે તે સમજી લેવા સારૂ તે પણ તેની પાછળ પાછળ ત્યાં ગઈ હતી. તે બંનેની હર્ષપૂર્ણ સ્થિતિ જોઇ તેને પણ ઘણો આનંદ થયો. જેના ઉપર આપણે આપણી જાતના છોકરાંના કરતાં પણ વિશેષ પ્રેમ રાખીએ છીએ તેનો આનંદ તે આપણો પણ આનંદ થઈ રહે છે. ગિરજાની પણ તેવી સ્થિતિ થઈ હતી.

તેની ચર્યા ઉપર પણ તે બંનેના આનંદનું પ્રતિબિમ્બ દેખાવા લાગ્યું. આનંદ શા પ્રકારનો છે તેની તેનાથી અટકળ થઇ શકી નહીં. પરંતુ થોડો તર્ક તો તેણે કર્યો હતો. માલતીની મશ્કરી કરવાના હેતુથી વસંતરાવ પોતાનો આનંદ દાબી રાખી શકયો, પરંતુ ગિરજાથી આત્મસંયમન થઇ શકયું નહીં. આ દેખાવ જોઈ તેને એકદમ હસવું આવ્યું અને તેણે માલતીને મ્હોટેથી કહ્યું: "કેમ બ્હેન, રાવસાહેબનો કાગળ બાગગ આવ્યો લાગે છે. હું ફલાણે દહાડે આવું છું એમજને? કાંઈ ઘણાં ખુશીમાં દેખાઓ છો, પણ તેમણે એકાદી મડમ તો પોતાની સાથે નથી આણીને?"

ગિરજામાં નાજુકપણું ક્યાંથી હોય? તે આમ મ્હોટેથી બોલી અને તેથી વધારે મ્હોટેથી હસી, તેનું બોલવું સાંભળી માલતી એકદમ ભાનમાં આવી, અને થોડી શરમાઇ, પરંતુ પત્ર ઉપરથી નજર ન ખસેડતાં તે બોલી, "ગિરજા, તું પણ મારી આવી મશ્કરી કરે છે કે?"

તે આટલું બોલી એટલે વસંતરાવ બોલી ઉઠયો, "કોઇ પાસે આવી ઉભું રહે, બોલે, બૂમ પાડે, તોપણ જો તારૂં મન તેના તરફ જાય પણ નહીં તો તેણે શું કરવું ? માલતી, હું અહીં કેટલા વખત થયાં ઉભો છું તેનું ને મેં તને શું કહ્યું તેનું તને કાંઇ ભાન છે ? એક કલાક થયો મને અહીં આમ ઉભા રહ્યા ને, પણ તું તો તારા તાનમાં મશગૂલ. લોક પણ પોતાની પત્નીને કાગળ લખે છે, લોક પણ પોતાનો અભ્યાસ પૂરો કરી ઉત્તમ પ્રકારે સર્વ બાબતોમાં પાર પડી મ્હોટા હોદ્દાની નોકરી મેળવે છે; પરંતુ તેમની સ્ત્રીઓ આવી રીતે ઘેલી થયાનું ઉદાહરણ મારી નજરમાં તો કયાંય પણ આવ્યું નથી."

વસંતરાવ આમ બોલતો હતો તે દરમ્યાન માલતી લજ્જાથી નીચી નજર કરી ઉભી રહી હતી. તેની આનંદિત મુખમુદ્રા ઉપર હવે લજ્જાની છાયા પ્રસરવા લાગ્યાથી તે હવે વિશેષ મનોહર દેખાવા લાગી. ભાઇ મશ્કરી કરે છે ખરો, પરંતુ મનમાં તેને પોતાના કરતાં પણ વિશેષ આનંદ થયો છે એવું તેને સ્પષ્ટ દેખાતું હતું. તેના ઉપર પણ પત્ર આવેલો હતો તેમાંનો લેખનાર્થે કહેવા એ અહીં આવ્યો હશે અને હું મારો પત્ર વાંચવામાં તથા તેના વાચનથી પ્રાપ્ત થયલા આનંદમાં ગુલતાન થયલી જોઇ એણે મારી મશ્કરી કરવા માંડી છે એમ તે સમજી ગઈ હતી. તેથી તેણે તેની મશ્કરી ગુપચુપ સાંભળ્યાં કરી, અને તે સ્તબ્ધ ઉભી રહી. કાંઈ પણ ન બોલતાં એને સ્તબ્ધ ઉભી રહેલી જોઈ વસંતરાવ જરા નાઉમેદ થયો. એ કાંઇક પણ બોલશે, એને આપણે કાંઇકિ પણ પ્રત્યુત્તર આપીશું એવી તેની અપેક્ષા હતી.

ગિરજા તો તેની આવી શરમિંદી મુદ્રા જોઇ ઘણા જ આનંદમાં આવી ગઈ. અને તેને એકદમ હેતનો ઉમળકો આવ્યાથી તેની પાસે જઈ તેનાં ઓવારણાં લઇ બોલી: "મ્હારી બચુડી, ચાર વરસ પુરાં કરી રાવસાહેબ આવે અને તને તેડી જાય એટલે અમારી ફરજ પૂરી થાય. નહીં તો વિલાયત જઈ આવેલા છોકરા કેવા કેવા છંદમાં પડે છે તે કાંઈ આપણે સાંભળ્યું નથી કે ? મારી બચુડીનું કાંઈ અમંગળ થાયજ નહીં. મંગળજ થવાનું. આવી સારી વહુને છોડી મડમ કોણ લાવે ?"

ડોસીનો બડબડાટ વધારે ચાલત પરંતુ માલતી વચમાં બોલી ઉઠી: "ગિરજા, હું તમારી છોકરી ને ? છોકરીની આવી મશ્કરી કરાય કે ?"

"હું તમારી છોકરીને ?" એ શબ્દો સાંભળતાંજ ડોસીનો કંઠ ભરાઇ આવ્યો. તેનાં નેત્રમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં, અને તે રડતે અવાજે બોલી: "બાઇ, હું કણબણ, તમે બ્રાહ્મણ; પણ તમે મને દાદી જેવી ગણોછો તેથી તો આ ઘરમાં મારો આખો જન્મારો ગયો. હવે એક વખત રાવસાહેબ આવે

અને મારી બચુડીનો સંસાર મંડાયલો જોઇશ એટલે હું સુખે મરીશ. અને મારૂં આયુષ્ય ભગવાન એ બેને આપે."

એટલે વસંતરાવ હસતો હસતો વચમાંજ બોલી ઉઠયો: "પણ ગિરજા બાઈ, થોડા દાહાડા ઉપર તો તમે તમારૂં બાકીનું આયુષ્ય મને આપવા દેવની પ્રાર્થના કરી હતી ને? તો પછી આ બેને આપવાનું બાકી રહ્યું કયાં? વારૂં આયુષ્ય તું મને આપવાની કે આને અને એના વરને આપવાની છે? કોને આપવું છે તે ચોખ્ખે ચોખ્ખું ભગવાનને કહી મુક. થોડા દિવસ ઉપર એક કહ્યું અને આજે બીજું જ કહે છે. ત્યારે ભગવાન પણ શું કરે? એક વખત ચોખ્ખે ચોખ્ખું કહી મુક, નહીં તો ભગવાન કહેશે કે આને પણ નહીં આપું અને આમને પણ નહીં આપું. ડોસીનું ડોસીનેજ રહેવા દઈશ."

ગિરજા: "નારે ભાઇ. મારે નથી જોઇતું. વને આપે અગર માલુ બ્હેનને આપે, અગર તેના વરને આપે. પણ રાવસાહેબ કયારે આવવાના છે? ખરેખરૂં કહેજે, જુઠું બોલીશ માં."

વસંતરાવે કહ્યું, "આજથી પંદરમે દાહાડે આવશે. આજે આગબોટમાં બેઠા હશે. તેમને લેવા અમે મુંબઇ જવાનાં છીએ. હું જઇશ, દાદાસાહેબ જશે, મા જશે, તમે આવશો ને? માત્ર એક જણને લઈ જવું કે નહીં તેનો વિચાર ચાલે છે."

આથી હશીને માલતીએ વક્રદષ્ટિથી પોતાના ભાઇ તરફ જોયું. તે ખરેખરજ મશ્કરી કરે છે એમ તે જાણતી હતી. તેની વક્રદષ્ટિ વસંતરાવે જોઇ અને તે તેને કાંઇ પ્રત્યુત્તર વાળવા જતો હતો એવામાં એક છોકરો હેઠળથી વસંતરાવને કહેવા આવ્યો કે, "દાદાસાહેબ ફરીને ઘેર આવ્યા છે, અને તે તમને બોલાવે છે. વિલાયતના ટપાલમાં કાંઈ કાગળ આવ્યો હોય તો તે લઇને બોલાવે છે."

વસંતરાવે તેને "હું આવું છું" એમ કહ્યું, અને પોતાની બ્હેન તરફ વળી હસતાં હસતાં તે બોલ્યો: "લાવ આપ પેલો વિલાયતનો કાગળ. દાદાસાહેબ તરફથી મને આવેલો સંદેશો સાંભળ્યો કે નહીં? વિલાયતનો પત્ર આવ્યો હોય તો તે લઇ જવાનો?"

ઉચ્છીતો ગુસ્સો આણી માલતી બોલી, "બસ કર હવે તારી ઠઠ્ઠા મશ્કરી. તારા ઉપર આવ્યો છે તે લઈ જઈ તેમને બતાવ. મારો પત્ર તેમણે કાંઈ મંગાવ્યો નથી."

"નથી કેમ? વિલાયતથી કાંઇ પત્ર આવ્યો હોય તો તે મગાવ્યો છે. મારો કે તારો એમ કયાં કહ્યું છે? લાવ, લાવ, આમ આપ. વિલાયતી થયલો વર–તેમાં વળી સિવિલસર્વંટ પોતાના ગામડીઅણ બૈરીને કેવા પત્રો લખે છે તે તો અમને જોવા દે!"

ગિરજા વચમાંજ બોલી ઉઠી, "વિલાયતી વર ને ગામડીઅણ વહુ ? એવું તે શું બજ્યું બોલો છો ? મારી માલુ કાંઈ ગામડીઅણ છે કે ? મ્હેતીની પાસે બેસીને કલાકોના કલાકો સુધી ચસ્ ચસ્ નો કરે છે ને ?"

આ વિનોદ વધારે વખત સુધી ચાલત; પરંતુ તેટલામાં વસંતરાવની માએ તેને મ્હોટેથી બુમ પાડી કહ્યું, "અલ્યા આવે છે ને આમ. પત્રની રાહ જોતા બેઠા છે. આમ શું કરે છે ? ફરી તેમને બ્હાર જવું છે."

વસંતરાવને હવે ગયા વિના છૂટકો નહોતો. તો પણ જતાં જતાં તેણે પોતાની બ્હેનને એટલું તો કહ્યુંજ કે, "આમ ચસ્ ચસ્ કર્યાથી ગામડીઆપણું કાંઈ જાય કે ? ગામડીઆ તે ગામડીઆજ. એ ઘેલારામ શું સમજીને આવા લાંબા લાંબા કાગળો લખે છે કોણ જાણે !"

આટલું બોલી તે ત્યાંથી ચાલ્યો ગયો. પોતાના માબાપને તે શું કહે છે તે સાંભળવા સારૂ માલતી પણ તેની પાછળ પાછળ ગઈ. અને ગિરજા તેની ઓરડી વાળી ઝાડી સાફ કરવાના કામમાં ગુંથાઇ.

પ્રારંભમાં કહ્યા પ્રમાણે માલતીના આનંદનું તથા સુપ્રસન્નતાનું પ્રતિબિંબ પ્રત્યેક વ્યક્તિમાં પડયું હતું. માલતીનો પતિ સર્વ પરીક્ષાઓમાં નિર્વિઘ્નપણે પાસ થઇ હવે પંદર દિવસની અંદર ઘેર પાછો આવવાનો છે એ વાત જાણી સર્વત્ર હર્ષ પ્રસરી રહ્યો હતો.

દાદાસાહેબનું ઘર સુખનું એક નિવાસસ્થાન જ હતું. દાદાસાહેબ પ્રથમથીજ સુખી હતા. તેમાં વળી પ્રથમથીજ સારૂં શિક્ષણ મળ્યાથી તેમને મ્હોટા હોદ્દાની સરકારી નોકરી મળી વધતાં વધતાં પગાર પણ ઘણો વધ્યો હતો. ઘણી આબરૂ સંપાદન કરી તેમને માટે મંજુર થયલું સ્પેશીઅલ (ખાસ) પેનશન રૂપીઆ પાંચસેનું લઇ તે નોકરી ઉપરથી ફારક થઈ સુખમાં દિવસ ગાળતા હતા. તેમને બે છોકરા અને એક છોકરી, એમ ત્રણ અપત્ય હતાં. મ્હોટા છોકરાનું નામ વસંતરાવ. તે હાલ તેવીસ વર્ષનો હતો. તેનાથી ન્હાની છોકરી માલતી હતી. તે હાલ વીસ વર્ષની હતી, અને તેનાથી ન્હાનો છોકરો ચંદ્રશેખર હાલમાં સત્તર વર્ષનો હતો ને કોલેજમાં જુનીઅર બી. એ. ના વર્ગમાં અભ્યાસ કરતો હતો. તે આજે ઘેર નહોતો. દાદાસાહેબની પત્નીનું નામ અનસુયાબાઈ હતું. આ પાત્રોના સ્વભાવવર્ણનનું કામ અહીંજ અમે પતાવી નાખતા નથી. કથાનુષંગથી તેનું ઉદ્ઘાટન વાચકને આપોઆપ થશે. હાલમાં તો માલતી સંબંધે બે બોલ કહી આપણા કથાનકનું સૂત્ર હાથમાં લઇ આગળ ચાલીશું.

માલતી સ્વરૂપે, ગુણે કેવી હતી તેનું વર્ણન ઉપર આવ્યું છે. તે બાર વર્ષની થઈ ત્યારથી દાદાસાહેબનાં સગાંવાહાલાંએ તથા અનસુયાબાઇના પિયરીઆંએ 'એ ઉઠાવ ઘાટની છોકરી છે માટે એનું લગ્ન જલદી કરવું જોઇએ'

એવી દાદાસાહેબની પાછળ ટકટક શરૂ કરી. પરંતુ દાદાસાહેબ કાંઈ પણ ન બોલતાં પોતાને જે કરવું હોય તે ગુપચુપ કરી નાખનાર ગૃહસ્થ હતા. હાં હાં કરી તેમણે માલતીને સોળ વર્ષની થવા દીધી. પછી પોતાના બરોબરીઆ તથા એક અતિ સુશીલ ગૃહસ્થના છોકરાની સાથે તેનું લગ્ન કર્યું. બંને વેહેવાઇ સમાન સ્થિતિના તથા સમાન મતના હોવાથી તેમણે જે કાંઇ આપ્યું મુક્યું–લીધું દીધું તે સંબંધે ત્રીજે કાને વાત ગઇ નહીં, તેમ રીસામણાં મનામણાં પણ થયાં નહીં. માલતીનું લગ્ન થયા પછી તરતજ તેના સસરાએ દાદાસાહેબને કહ્યું, "સિવિલસર્વિસનો અભ્યાસ કરવા સારૂ હું છોકરાને વિલાયત મોકલવાનો છું. ત્યાં એની દૃષ્ટિએ અનેક વાતો પડશે. ત્યાંની વિદ્વાન્ સ્ત્રીઓ જોઇ એને પોતાની પત્ની છેક અભણ જણાશે. માટે તમે માલતીને ઈંગ્રેજી શિખવવાની તજવીજ કરજો. અને દર અઠવાડીએ તેના તરફથી તેના ઉપર એક પત્ર લખાવી મોકલાવ્યાં કરજો. પોતાને ગળે વળગેલી એક સ્ત્રી પોતાની જન્મભૂમિ હિંદુસ્તાનમાં છે એમ દર અઠવાડીએ તેને કળવા દેજો."

દાદાસાહેબને આ વાત પસંદ પડી, અને તેમણે માલતીને ઈંગ્રેજી શિખવવાની લગ્નના બીજા દિવસથીજ શરૂઆત કરી. સોળ વર્ષ સુધી અવિવાહિત રહી હતી તેથી તેનો સ્વભાષાનો અભ્યાસ પૂર્ણ થયો હતો અને ઈંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ થયો હતો. હવે આગળ પરીક્ષાના વિષયો ન શીખવતાં માત્ર ઈંગ્રેજી શીખવવાની તજવીજ રાખી. છોકરીને પરીક્ષામાં બેસાડવાનો કોઇનો પણ ઇરાદો નહોતો. તેથી નિશાળે મોકલવાનો દાદાસાહેબનો અગર તેના સસરાનો કોઇનો પણ વિચાર થયો નહીં. ચાર વર્ષમાં તેનો ઈંગ્રેજી અભ્યાસ સારો થયો હતો. શિખવનારી બાઈ હોંશીઆર હોવાના કારણથી માલતીના અક્ષર તથા લખાણ ઘણાં સારાં થયાં હતાં. આપણા કથાનકના આરંભના સમયમાં તે સાધારણ ઈંગ્રેજી પુસ્તક વાંચી સારી રીતે સમજી શકતી હતી અને સાધારણ કાગળો શુદ્ધ રીતે લખી શકતી અને શુદ્ધ બોલી પણ શકતી. તેનો વર વિલાયત ગયો તે દિવસથી તેણે તેને પ્રથમ મરાઠીમાં અને પછી કદી કદી ઈંગ્રેજીમાં પત્રો લખવાનું શરૂ કર્યું હતું, અને તે પદ્ધતિ હાલ સુધી કાયમ રાખી હતી. તેના તરફથી પણ એને બિનચૂક દર અઠવાડીએ એક પત્ર આવતો. આમ સમય વીતતાં વીતતાં સર્વે પરીક્ષાઓમાં પૂર્ણ યશ સંપાદન કરી તેનો પુનરાગમનનો પત્ર પણ આવ્યો. અને એ પત્રથીજ આજે આખા ઘરમાં આનંદ આનંદ પ્રવર્તી રહ્યો હતો. જમાઈ રાજનું સ્વાગત કરવા સારૂ મુંબઇમાં શું શું કરવું તે બાબતની મસલત શરૂ થઇ, અને એકંદર તૈયારી જોસભેર થવા લાગી.

આપણું સુખ દુઃખ આપણા મિત્ર અગર બ્હેનપણીને કહેવાથી સુખ બમણું થાય છે અને દુઃખ અડધું હલકું થાય છે, એવો અનુભવ સર્વ કોઇને હોય છે. પતિનો પત્ર આવ્યાથી માલતીના સુખાનંદની સીમાજ રહી નહોતી. ઘરનાં સર્વ માણસોના આનંદે માલતીના આનંદમાં ઉમેરો કર્યો હતો છતાં તેના મનને સંતોષ થયો નહીં.

તેની છેક બચપણથી એક બ્હેનપણી હતી. તે એના પિતાના મિત્રની પુત્રી થતી હતી, અને તે એજ ગામમાં રહેતી હતી. તેને પોતાના આનંદની ભાગીયણ ક્યારે કરીશ એમ માલતીના મનમાં થઇ રહ્યું હતું. "હું પદ્માવતી-ને ત્યાં જાઉંછું." એમ આજે માને પૂછતાં તેને શરમ લાગી. અઠવાડી-યામાં ચાર પાંચ વખત તો એ બે જણીઓ એકમેકને મળતાજ; પરંતુ આજે પૂછીશ તો કદાચિત મસ્કરી થશે એવી તેને ભીતિ લાગી. બપોરના ચાર વાગતા સુધી તેણે મહા મુસ્કેલીથી ધિરજ ધરી વખત કાઢ્યો. પછી તેની ધિરજ રહી નહીં તેથી તેણે પોતાની માને પૂછ્યું. મા તે સાંભળી હસી અને તેણે 'જા' એમ કહ્યું.

માલતી પોતાના પતિનો કાગળ લઇ પદ્માવતીને મળવા જવા નીકળી. રસ્તે જતાં જતાં હવે હું મારા સુખ સમાચાર મ્હારી સખીને કહીશ, તથા આ પત્ર વાંચવા આપીશ ત્યારે તેને કેટલો બધો આનંદ થશે, એવો વિચાર અનેકવાર તેના મનમાં આવ્યો હતો એમ કહેવાની જરૂર નથી. પદ્માવતીને એણે પોતાના વરના કાગળો આજ પર્યંત અનેક વાર વંચાવ્યા હતા, અને પદ્માવતીની અને માલતીની કેટલીક બાબતોમાં સ્થિતિ છેક સરખી હોવાથી પદ્માવતીને તેથી ઘણો આનંદ થતો.

પદ્માવતીનો પિતા પણ માલતીના પિતાની પેઠે પેનશનર હતો. તેણે પોતાની પુત્રીનું લગ્ન તેના ચૌદમા વર્ષમાંજ એક ગરીબ પરંતુ આગળ ઉપર સારા નિકળવાની આશા આપનારા એક છોકરા સાથે કર્યું હતું, અને તેને ઘરજમાઇ કરી રાખ્યો હતો. અને તેનું થયું તેટલું શિક્ષણ અહીં કરાવી થોડા દિવસ થયાં વિલાયત મોકલ્યો હતો. 'થયું તેટલું' કહેવાનું કારણ એટ-લુંજ કે તે બી. એ. ની પરીક્ષા સુધી પહોંચ્યો નહોતો. વચલી પરીક્ષામાંજ તે નાપાસ થયો. અને ત્યારથીજ તેણે પોતાની સાસુ તથા વહુની મારફત વિલાયત જઇ બારિસ્ટર થઇ આવવા વિશે સસરાનો પીછો લીધો હતો. સસરા-એ 'જોઇશું' 'જોઇશું' કહી ઘણા દિવસ કાહાડી નાંખ્યા; પરંતુ તેણે પોતાનો આગ્રહ છોડ્યો નહીં. પદ્માવતીને તે કનડવા લાગ્યો. ત્યારે આખરે છ-મહિના અગાઉ તેણે તેને વિલાયત મોકલી દીધો હતો. પ્રથમ પ્રથમ તેના

તરફથી ઘણા મિઠાશ ભરેલા કાગળો આવતા. તે પદ્માવતી પોતાની સખીને બતાવતી. આથી અઠવાડીઆમાંનો શનિવારનો દિવસ તે બન્નેનો ઘણો આનંદમાં જતો, તેમાં આજનો દિવસ કેટલા બધા આનંદમાં જશે એમ માલતીને લાગ્યું. કારણ, આજ આવેલા પત્રમાં ઘણા આનંદના વર્તમાન હોવા ઉપરાંત ઘણું વિનોદી લખાણ પણ હતું.

માલતી પદ્માવતીના ઘર આગળ ગઈ અને ઉંબરા ઉપર પગ મુકતાં વાર ત્યાં બેઠેલી રસોઇ કરનારી બાઇને તેણે પૂછ્યું, “ પદ્માવતી ક્યાં છે ?”

“પદ્માવતી બ્હેન સ્હવારથી પોતાની ઓરડી બંધ કરી સાંકળ વાસીને બેઠાં છે, કેમે કર્યે ઉઘાડતાં નથી. એક વખત આબાસાહેબે મ્હોટ મ્હોટેથી બુમો પાડી ત્યારે તેમણે મહા મુસ્કેલીથી બારણું ઉઘાડયું. તેમનું બંનેનું શું બોલવું થયું કોણ જાણે. ફરીને તેમણે જે બારણું બંધ કરી લીધું છે તે હજુ સુધી બંધજ છે. બાઇ પંઢરપુર ગયાં છે. પરમ દિવસે અગર પેલે દિવસે આવશે. પદ્માવતી બ્હેનને શું થયું છે તે જાણી લેવા અથવા તેમને સમજાવવા ઘરમાં કોઈ નથી. તમે આવ્યાં તે ઠીક થયું. હવે કદાચિત્ તે બારણું ઉઘાડશે. ”

આ સાંભળી માલતીના પેટમાં ધારકો પડયો. તેનો આનંદ લય પામ્યો. શું થયું હશે તેનો તેનાથી કાંઇ તર્ક થઈ શકયો નહીં. “ હું અહીં મારી બ્હેનપણીને સુખની ભાગીયણ કરવા આવી પણ તેની તો આવી સ્થિતિ છે. આવી શી રીતે થઇ હશે વારૂ ? ” એમ મનમાં ને મનમાં બોલી અતિ મંદમંદ પગલાં ભરતી દાદર ચઢીને તે ઉપર ગઇ, અને પદ્માવતીની ઓરડી આગળ જઈ તેણે ધીમે રહી બારણું ઠોકયું. કાંઇક વખત સુધી કાંઇ પણ પ્રત્યુત્તર મળ્યો નહીં; બલકે કોઇ અંદર હશે એવું ચિન્હ પણ દેખાયું નહીં. મ્હોટેથી બૂમ પાડયા શિવાય અને મારો અવાજ સાંભળ્યા શિવાય પદ્માવતી બારણું ઉઘાડશે નહીં એમ માલતીને લાગ્યું. તેથી તેણે મ્હોટેથી બૂમ પાડી કહ્યું, “ પદ્માબ્હેન, પદ્માબ્હેન, આજે આમ બારણું બંધ કરીને કેમ બેઠી છે ? એ તો હું માલતી, બારણું ઉઘાડ. ”

આ વખતેજ અંદરથી દુઃખનો એક મ્હોટો નિસાસો તેને કાને પડયો. બારણાની સાંકળ ઉઘડી, અને તેની પ્રિય બ્હેનપણી તેની કોટે વળગી પડી તેના ખભા ઉપર પોતાનું માથું નાંખી દીધું. એનો ખભો આંસુથી ભીંજાઇ ગયો. માલતીનાં નેત્રોમાંથી પણ અશ્રુપ્રવાહ શરૂ થયો. બંને જણીઓ આવી સ્થિતિમાંજ બારણામાં ઘણા વખત સુધી ઉભી રહી. પેલી મેર એક પત્રનાં પાંચ સાત પાનાં, તેમાંનાં કેટલાંક આંસુથી ભીંજાયલાં, અસ્તાવ્યસ્ત પડયાં હતાં.

# પ્રકરણ ૨ જું.

## નિભૃતાલાપ.



અડધો કલાક વહી ગયો તોપણ હાલચાલ કાંઇ થઇ નહીં. દુઃખથી સેકાઇ જતું પ્રાણી પોતાના મિત્રના સાન્નિધ્યથીજ શાંત થાય છે. તે મિત્ર સમાધાનકારક કાંઇ શબ્દો ઉચ્ચારે નહીં તોપણ કાંઇ હરકત નહીં. કેટલીક વખતે તો એમજ બને છે કે સમાધાનના પાંચ દશ બોલો કહ્યાથી જે સમાધાન તથા શાન્તિ મળતી નથી તે સમાધાન તથા શાન્તિ મિત્રના કેવળ સ્નેહપૂર્ણ દૃષ્ટિક્ષેપથી તથા પ્રેમપૂર્ણ સ્પર્શથીજ મળે છે. અત્યંત દુઃખી માણસને શાબ્દિક સમાધાનની અપેક્ષા હોતી નથી. તેને મોઢાના શબ્દ પોલા લાગે છે. તે મનમાં રમતા નથી, હૃદયમાં પેસતા નથી. પેસે તો ત્યાં ઠરી રહેતા નથી. સમગ્ર રીતે જોતાં ખરા પ્રેમને શબ્દની અપેક્ષાજ હોતી નથી. શબ્દ વિનાજ તેનું અસ્તિત્વ સારી પેઠે અનુભવવામાં આવે છે. કોઇ કહી ગયું છે કે 'શબ્દ અંતઃકરણનો ભાવ છુપાવવાને છે, દર્શાવવાને નથી.' ઉપર ઉપરથી વિરુદ્ધ ભાસતું આ વિધાન ઉંડા ઉતરીને જોતાં તથ્યપૂર્ણ છે એમ જણાઇ આવશે. આપણા રોજના વ્યવહારમાં પણ આપણને શું લાગે છે તે સ્પષ્ટ કહી નાખવા કરતાં તે લોકથી સમજાય નહીં એટલા સારૂજ આપણે શબ્દની યોજના કરીએ છીએ. વ્યવહારજ્ઞ તે જ કે જે પોતાનું હૃદ્ગત શું છે તે બીજાને જાણવા દેતો નથી. મુત્સદ્દી તે જ કે જે જુઠું બોલ્યાનો આરોપ પોતાના ઉપર આવવા ન દેતાં, ખરૂં બીજાને જાણવા દે નહીં, એવી રીતે બોલે છે. ચતુર અને ચાણાક્ષ તે જ કે જે પોતાના શબ્દોથી પોતાના મનની વાતનો પત્તો બીજાને બિલકુલ લાગવા દેતો નથી, બલ્કે પોતાના મનનો હેતુ કોઇને જણાય જ નહીં તેવી શબ્દરચના કરે છે !

પરંતુ પ્રેમની વાત તેવી નથી. પ્રેમી ખરા, પ્રેમથી પરિપૂર્ણ અંતઃકરણનો માણસ પોતાનો પ્રેમ છુપાવવા ઇચ્છતો નથી. અને યદા કદાચિત્ છુપાવવાનો પ્રયત્ન કરે, અસત્ય શબ્દોની યોજના કરી તે વિપરીત અર્થનો ભાસ કરાવવાની ખટપટ કરે તોપણ તેનો યત્ન સફળ થતો નથી. પ્રેમને પોતાનું સ્વરૂપ પ્રગટ કરવાના અનેક રસ્તા છે. પૃથ્વીનું અંતર્ગત પાણી ગમે તેટલે ઠેકાણે છુપાવી રાખે તોપણ તે કોઈ પણ ઠેકાણે બ્હાર નીકળી આવવાનું જ.

તેમજ પ્રેમ ગમે તેટલો પેટમાં દાબી રાખીએ, શબ્દ દ્વારા બ્હાર પડવા ન દેવાનો પ્રયત્ન કરીએ તોપણ તે પ્રેમી વ્યક્તિની નજરે નજર થતાંજ અનેક દ્વારા વ્યક્ત થાય છે. જેટલો પ્રેમ અધિક તેટલાં તેનાં પ્રગટ થવાનાં દ્વાર અધિક. જીભ પ્રેમ પ્રગટ કરવાની ના કહે તોપણ મુખમુદ્રા જીભના કરતાં હજારો ગણી સારી રીતે તે કામ બજાવે છે. પ્રેમ ને આત્મસ્વરૂપ વ્યક્ત કરવાનું જીવ્હા અદ્વિતીય સાધન છે શું ? ના. જીવ્હાપલ્લવી એ તેની એકજ ભાષા નથી. કરપલ્લવી, પાદપલ્લવી, નેત્રપલ્લવી, મુદ્રાપલ્લવી, રોમાંચપલ્લવી એવી એવી અનેક ભાષાઓ તેને છે. આ એક એક ભાષાથી પ્રેમનું જે કામ થાય છે તે હજારો શબ્દથી તથા સેંકડો વાક્યથી થતું નથી.

પુત્ર ઘણે દિવસે ઘેર આવે છે ત્યારે તેનું સ્વાગત માતા શબ્દથી કરે વાં ન કરે પણ તેના પ્રેમમય નિહાળવાથી જેવું સ્વાગત થાય છે તેવું બીજા કશાથી થતું નથી. લાંબા સમયના વિરહ પછી આવેલા પતિનું જે સ્વાગત પત્ની કરે છે તે શબ્દથી કદી ખરેખરૂં વ્યક્ત થાય છે કે ? તે તો તેનાં નેત્રોથીજ થાય છે. ઘણે દિવસે મળેલા મિત્રો માત્ર એક બીજાનો હાથ પકડે છે તથા એક બીજાની તરફ જોય છે તેટલાથીજ અરસપરસની મુલાકાતથી પરસ્પરને થતું સુખ તેઓ કળી જાય છે. ત્યાં શબ્દોની જરૂર પડતીજ નથી. બ્હેનપણી ઉપર દુઃખનો ડુંગર આવી પડયો હોય તો તેને મળવા આવેલી બ્હેનપણી તેને સ્હોડમાં દાબે કે થયું. તેના દુઃખનો ભાર અરધા ઉપર ઓછો થાય છે. આવે પ્રસંગે શબ્દો કેવળ અનાવશ્યક, કિંબહુના વ્યર્થ થઈ પડે છે. પ્રેમથી, સ્નેહથી તથા સહાનુભૂતિથી છલાછલ ભરેલા અંતઃકરણમાં શબ્દોચ્ચારની ઇચ્છાજ ઉત્પન્ન થતી નથી.

પદ્માવતી તથા માલતીના સંબંધમાં પણ એવીજ સ્થિતિ થઈ. બન્ને એક બીજાને ભેટી પડી કે તરત માલતી જે આનંદભેર આવી હતી તે આનંદ છેક વિલીન થઇ ગયો. પદ્માવતીનું દુઃખ શું હતું તે તેણે જાણ્યું નહોતું છતાં તેના દુઃખથી એનું મન વ્યાકુલ થઇ ગયું. માલતીએ પદ્માવતીને પોતાના ખભા ઉપર માથું ટેકવી મોકળે મને રડવા દીધી. "આમ કેમ કરે છે ? આમ રડે છે કેમ ? શું થયું ?" વગેરે પૂછવા કરતાં તેને બાથ ભીડી તેના દુઃખનો ભાર હલકો થવા દેવો એ જ સારૂં એમ તેને લાગ્યું. દુઃખનું ભારણ કમી થશે એટલે શબ્દોચ્ચાર એની મેળે થશે. પોતાનો આનંદ કહી બતાવી તે બમણો કરવાની આશાએ તે અહીં આવી હતી. પોતાની સખીના દુઃખની ભાગીયણ થવાનો વખત આપણા ઉપર આવશે એમ તેના સ્વપ્નમાં પણ નહોતું. તેથી આવતાંવાર આવો વિચિત્ર દેખાવ જોઇ તેનું હૃદય ભેદાઇ ગયું. તેના મનની

સુપ્રસન્નતાનું પ્રતિબિંબ તેને જ્યાં ત્યાં અત્યાર સુધી દેખાતું હતું; પરંતુ તેના મનની સુપ્રસન્નતા હવે છેક લોપ થઇ ગઇ હતી. પોતાના આનંદની વાત કરવાની પડતી મુકી પદ્માવતીના દુઃખનું કારણ પૂછવાનો પ્રસંગ તેના ઉપર આવ્યો, માત્ર એટલુંજ કે તેણે તે એને એકદમ પૂછ્યું નહીં.

વખત ઘણો વીતી ગયા છતાં પદ્માવતીનું રડવું અવરાયું નહીં, અને તેણે પોતાનું માથું માલતીના ખભા ઉપરથી ઉપાડ્યું નહીં. તેનાં હુસકાં કેમે કર્યાં રહ્યાં નહીં. તે એક સરખા નિસાસા ઉપર નિસાસાની સાથે બ્હાર પડતાં હતાં. તેનાં આંસુ ખુટયાં નહીં. જાણે આંસુને ઘણા વખત સુધી દાબી રાખેલાં હોવાથી તે હવે અનાવર થઇ નીકળતાં હતાં.

આવી સ્થિતિમાં ઘણો વખત વીતી ગયા પછી પદ્માવતીના મનમાં કોણ જાણે શું આવ્યું હશે તેથી તેણે માલતીને એકદમ આઘી ખસેડી અને તેના ખભા ઉપર પોતાના બંને હાથ ટેકવી તેની તરફ તે ટક લગાડી જોઈ બોલી, "માલતી, આજ પર્યંત હું તારી સાથે ઘણી છેતરપિંડી રમી. તેં મારી સાથે એમ કર્યું નહીં, પણ મેં કર્યું. પણ બ્હેન, મારી સાથે છેતરપિંડી રમવાનું તારે કારણ જ નહોતું. મારી પાસેથી છુપાવવા જેવી તારી પાસે કાંઇ છાની વાત હતીજ નહીં. મારે તો છેતરપિંડી કર્યા સિવાય બીજો ઉપાય જ નહોતો. મને મનમાં એમ આવતું કે આપણા ઘરમાં શું છે ને શું નહીં તે બીજાને શા સારૂ કહેવું ? કહેવા જોગું હોય તે કહેવું, બતાવવા જેવું હોય તે બતાવવું. પણ હવે રહેવાતું નથી. આજ નહીં તો કાલ મારા દુઃખના દાહાડા વહી જશે અને પછી ગત દિવસોનું સ્મરણ પણ નષ્ટ થશે, એવી મને મ્હોટી આશા હતી. પણ હવે તે આશા તૂટી ગઇ, બળી ગઇ, તેનાં જડમૂળ પણ રહ્યાં નથી. એ બધું કહેવા લાયક તારા શિવાય મારે બીજું કોણ છે ? કોઈ નહીં."

માલતી તેને મળવા આવી ત્યાં સુધી પદ્માવતીના શોકને જાણે કોઇ ધરણરૂપી અવરોધ હતો ને માલતીના આવવાથી એકદમ ફાટી ગયો અને શોકનાં મોજાં બ્હાર ધસી આવ્યાં. હુસકાં ઉપર હુસકાં આવવા લાગ્યાં હતાં. પછી સુમારે પોણો કલાક સુધી શોકાવેગ યથેચ્છ બ્હાર પડયા પછી તેની તીવ્રતા કાંઇક અંશે કમી થઈ. શબ્દોચ્ચાર ઉપર પડેલો પથરો જાણે ભાંગી ગયો અને તે ઉપર પ્રમાણે એકદમ બોલવા મંડી.

માલતીથી તેના બોલવાનો અર્થ સ્પષ્ટ સમજાયો નહીં. પરંતુ તે સમજી લેવા સારૂ પ્રશ્નો પૂછવાનું તેને યોગ્ય લાગ્યું નહીં. અત્યારસુધી તેને છૂટથી રડવા દીધી તેમ યથેચ્છ બોલવા પણ દેવી, તેનો શોકાવેગ ઓસર્યા પછી ધીમે ધીમે બધું તેની પાસેથી કઢાવી લઇશ એવો વિચાર કરી પદ્મા-

વતીને તેણે બોલવા દીધી. પદ્માવતી ઉપર પ્રમાણે બોલી કાંઇક સમય થોભી. પોતાના બોલવાની પોતાની સખી ઉપર શી અસર થઈ છે તે જાણી લેવા માટે કે શું તે પોતાની આંખો લૂંછી તેની તરફ ટક લગાડીને જોઈ રહી. માલતી કાંઈજ બોલી નહીં. માત્ર પ્રેમ તથા સહાનુભૂતિથી છલાછલ ભરાયલે નેત્રે તેના મુખ તરફ જોઈ રહી. પદ્માવતી તેનું પ્રેમસર્વસ્વ છે એવું તેના આ ઉત્કટ જોવાથીજ સ્પષ્ટ થતું હતું.

એકાદ ચિત્રમાં અંકિત થયલી, અગર એકાદ નિતાંત શુભ્ર અને નિષ્કલંક આરસપાહાણમાં કોતરેલી અતીવ રમણીય પુતળીઓની પેઠે તે બંને જણીઓ અરસપરસનાં મન પારખી લેવા સારૂ અરસપરસના વદન તરફ નીહાળતી થોડા વખત સુધી સ્તબ્ધ ઉભી રહી. પછી માલતીએ પદ્માવતીને ધીરે રહીં પોતાની ડાબી બાજુએ લઈ કહ્યું, "પદ્મા, મેં તને આટલા વખત સુધી કાંઇ પૂછ્યું નહીં, પણ તને ખબર છે કે તારા વાળને પણ ધક્કો લાગે તો તે હું મારા જીવને ધક્કો લાગ્યા સમાન ગણું છું. તેથી જો કે તારા દુઃખનું કારણ હું જાણુતી નથી તથાપિ તને આવી સ્થિતિમાં જોતાંવાર મારૂં કાળજું ચીરાઇ ગયું. તેમાં વળી હું......પણ મારૂં કહીને શું કરવું છે, તારી આવી સ્થિતિ શાથી થઈ કહે જોઉં વારૂ? આ પત્ર અહીં પડયો છે તે ઉપરથી સમજાશે. પણ..............."

"પણ શું? માલુબ્હેન, મેં તને કહ્યું ને કે મેં તારી સાથે આજ સુધી ઘણી છેતરપિંડી કરી. જે કાંઇ ખરૂં નહોતું તે તને ખરૂં ભાસવ્યું, પણ માલુ, તને ઠગવાને માટે મેં નહોતું એમ કર્યું હો! મારૂં નશીબ ફુટેલું તે બીજાને કહી તેમજ મારી રડકથા બીજા આગળ ગાઈ અમસ્થા બીજાના સુખમાં શા સારૂ ધૂળ નાખવી એવો વિચાર કરી મેં તને કાંઇ કળવા દીધું નહીં. પણ હવે આજે ક્યાંય પણ બોલ્યા સિવાય ઉપાય નથી. તેમ કર્યા સિવાય મારૂં દુઃખ હલકું થવાનું નથી, અને બોલવું તે તારા સિવાય બીજા કોની આગળ બોલવું હોય? માલુ, મારા જેવી દુર્ભાગી આ ત્રિભુવનમાં પણ કોઇ નહીં હોય. મારો આ જન્મારો હવે જશે પણ શી રીતે?"

માલતી તેને વચમાંજ રોકીને બોલી, "પણ એવું એકાએક બન્યું છે શું? મને કહે તો ખરી?"

"એકાએક?" પદ્માવતી એકદમ બોલી ઉઠી, "અલી, એકાએક એમ કેમ કહે છે? એકાએક નથી બન્યું. લગ્ન થયા પછી આજ સુધી એમ જ ચાલતું આવ્યું છે. પિતાજી કંટાળીને એમને થોડા પૈસા આપતા એટલે ચાર દિવસ બોલવું ચાલવું જરા ઠીક થતું. તે પૈસા પૂરા થાય અને મને પિતાજીને કહેવાનું કહે તે હું કહું નહીં અગર કહ્યા છતાં પિતાજી કાન પર ધરે

નહીં એટલે પાછું પહેલાના જેવું વર્તન શરૂ થતું. આ પ્રમાણે અવિરત ચાલ્યાં કરતું હતું. વિલાયત જવાનો વિચાર મગજમાં ભરાયા પછી તો કાંઇ પૂછવાનીજ વાત રહી નહીં. પિતાજીએ ઘણુંએ કહ્યું કે "અહીંનો બધો અભ્યાસ પૂરો થવા દો, પછી વિલાયત જાઓ. હું તમને મોકલીશ." પણ છટ્, બડબડાટ ફડફડાટ કરવાની શરૂઆત થઇ. બસ, હવે હું અહીં કાંઈ અભ્યાસ કરવાનો નથી. અહીંની યુનિવર્સિટી ભિખારી, કોલેજો ભિખારી, શિક્ષણ ભિખારી, અહીંનું બધુંજ ભિખારી માટે મારે વિલાયત જવાના તથા ત્યાં ચાર વર્ષ પર્યંત રહેવા જેટલા પૈસા પૂરા પાડવાજ જોઇએ. નહીં આપો તો મારૂં મન માનશે ત્યાં હું ચાલ્યો જઇશ, ફરીને તમારૂં પગથીઉં ચઢીશ નહીં. ફરીને તમારા માણુસનું મ્હોં સુદ્ધાં જોઇશ નહીં."

આ બધું સાંભળી માલતી છેક છક જ થઇ ગઇ. પદ્માવતીના વરના સંબંધે કાંઈ કાંઈ પ્રતિકૂળ વાતો તેને કાને આવી હતી ખરી; પણ આવો બનાવ બની તે વિલાયત ગયો છે એમ તેને બિલકુલ ખબર નહોતી. તે તેની પત્નીને પૈસા સારૂ છજાતો હશે એવી તેને કલ્પના પણ આવી નહોતી. પદ્માવતી સ્વભાવે ઘણી સરળ અને સ્વરૂપે ઘણી સુંદર હતી તેથી તેના ઉપર કોઈ પણ ગુસ્સે થઈ શકતું હશે અગર થતું હશે એ વિચારજ તેને અયોગ્ય લાગતો. પદ્માવતીએ પોતાના વરની વિરુદ્ધ એક ચકાર શબ્દ પણ આજ સુધી કાઢયો નહોતો—કાઢવાની ઇચ્છા સુદ્ધાં તેને થઈ નહોતી. માલતી પોતાના વરના પ્રેમની વાતો કરતી ત્યારે એપણ એના વરનો એના ઉપર તેવોજ પ્રેમ છે એવું દર્શાવનારી વાતો કહેતી. માલતી પોતાના વરના પત્રો વંચાવતી એટલે એ પણ એકાદો પત્ર અગર તેમાંનો અનુકૂળ પડતો ભાગ વાંચી બતાવતી. કદી કદી માલતીને સર્વં ઉપરથી દેખાય છે તેવું નથી, એમ ભાસતું; પરંતુ તેને જે લાગતું તે તે બોલી બતાવતી નહીં. કારણુ બોલી બતાવીશ તો પદ્માવતીને દુઃખ થશે એમ તે ધારતી.

પોતાના અંતઃકરણમાં યત્કિંચિત્ પણ દુઃખ થાય તો તે જઇને બાપને અગર માને ક્યારે જઇને કહું એવી વૃત્તિ છોકરાંના મનમાં ઉત્પન્ન થવા સારૂ અવશ્યનો જે વિશ્વાસ તેનો પ્રાદુર્ભાવ થવા સારૂ માબાપ તથા છોકરાં વચ્ચેનો પ્રેમ કાંઇ જુદાજ પ્રકારનો હોય છે. છેક બચપણમાં બાળકને મા સિવાય જગતમાં બીજું કોઇજ દેખાતું નથી. તેથી તેને લેશ માત્ર પણ દુઃખ થાય છે તો તે ઝટ તેની માની પાસે દોડી જાય છે. પોતાના દુઃખનો પરિહાર કરનાર માત્ર એજ છે એમ તેના મનની ખાતરી હોય છે. પરંતુ માનો પ્રેમ, તેની લાગણી, તેની સહાનુભૂતિ આપણુને જોઇશે તે વખતે મળશે જ કે નહીં, તે નક્કી કહી શકાય કે નહીં એવો અનુભવ છોકરાંને થોડો થોડો થવા લાગે છે

ત્યારે છોકરૂં અગાઉની પેઠે આતુરતાથી માની તરફ ધાવો કરતું નથી. જેના તરફથી પ્રેમ તથા સહાનુભૂતિ મળશે એમ તેને લાગે છે તેના તરફજ એનું મન તથા પગ દોડે છે.

ધાક અને પ્રેમ એ બે ઘણી ભિન્ન વસ્તુઓ છે. માબાપને આજ્ઞાધારકપણું ઘણું પસંદ હોય છે. છોકરાંનામાં આજ્ઞાધારકપણું હોય છે તો તેમનું મન તેના ઉપર વિશેષ હોય છે. પરંતુ એ આજ્ઞાધારકપણું તેનામાં આણવામાં પ્રેમ ઉપયોગી પડશે કે ધાક તેનો નિર્ણય પુષ્કળ માબાપ કરી શકતાં નથી. અનેક પ્રસંગે આપણને એમ જણાઇ આવે છે કે છોકરૂં માની આજ્ઞા ઝટ માન્ય રાખે છે; બાપની જરા નાખુશીથી સાંભળે છે. કેટલીક વખત માનું બિલકુલ માનતાં નથી; પરંતુ બાપ બૂમ પાડીને કાંઈ કહે તો તે તરત કરે છે. આનું કારણ શું ? મા તરફ એને પ્રેમ હોય છે અને બાપનો એને ધાક લાગે છે એ જ. માની આજ્ઞા તોડે છે તે તેના પ્રેમના બળ ઉપરના વિશ્વાસને લીધે તોડે છે. આજ્ઞા તોડવાનાં કારણો સમજાવવા લાગે છે. પરંતુ બાપની આજ્ઞા થતાંજ મનથી ગમતું ન હોય તોપણ તે તે પ્રમાણે તાબડતોબ કરે છે, અગર કરવું નથી એવો કોઇક વખત નિશ્ચય કરી હઠ કરે છે. પછી માર ખાવાના ધાકથી પણ તે તે વાત કરતું નથી.

ઘણાં ખરાં છોકરાંને માની તરફ પ્રેમ હોય છે ને બાપનો ધાક લાગે છે. મા પ્રેમથી બાળકોનું આજ્ઞાધારકપણું મેળવે છે, ને બાપ કેવળ ધાકથી તે પ્રાપ્ત કરે છે. પ્રેમની વિરુદ્ધ હઠ અગર બંડ કરવાની ઇચ્છાજ થતી નથી. કદાચિત્ એકાદ વખત થઇ આવે તો તે ઝાઝી વખત સુધી ટકતી નથી. કદાચિત્ ટકી તો તે બદ્દલ ઘણોજ સત્વર પશ્ચાત્તાપ થાય છે. ધાક વિરુદ્ધ હઠ અગર બંડ કરવાની ઇચ્છા ઘણી આતુરતાથી થાય છે, અને ઇચ્છા ઉત્પન્ન થઇ એટલે તેનું કૃતિના રૂપમાં પરિવર્તન થતાં વિલંબ લાગતો નથી. એક વખત તે કૃતિમાં પરિણત થઇ એટલે તે માટે પશ્ચાત્તાપ ન થતાં અભિમાન જન્મ પામે છે. પ્રેમથી પ્રેમ ઉપજે છે, પરંતુ ધાકથી દ્વેષ જન્મે છે. પ્રેમ પાસે આકર્ષે છે ત્યારે ધાક દૂર ખસેડે છે.

પદ્માવતીના ઘરની સ્થિતિમાં ઉપર કહેલા સર્વે વિધાનોનું સત્યપણું સ્પષ્ટપણે જણાઈ આવતું હતું. પદ્માવતીનો બાપ તેના ઉપર પ્રેમ રાખતો નહોતો એમ નહોતું; પરંતુ પ્રેમના કરતાં ધાકથીજ તે તેની આજ્ઞા માનતી. પદ્માવતીની મા ઘણી દેવભોળી, છેક જુના વિચારની હતી. પદ્માવતીનો પિતા સુધારાને—નવીન પ્રકારના સુધારાને—ઘણો ચાહનારો હતો. તેની વર્તણુક અગર વર્તણુક રખાવવાની રીત પણ છોકરાંના મનમાં પ્રેમ ઉત્પન્ન કરવા

જોગી નહોતી; ધાક ઉત્પન્ન કરનારી હતી. પદ્માવતી તેના કહ્યાની બ્હાર કદી તલમાત્ર પણ જતી નહીં. તે જે કહે તે મૂગે મ્હોંડે કર્યા જવું એવો તેનો નિશ્ચય. તેની માતુશ્રીને તેની આ વર્તણૂક પસંદ નહોતી. તેનું કહેવું એમ થતું કે સઘળીજ બાબતોમાં પુરૂષનું માનવું નહીં. હું કરૂં છું તેમ કરવું. માન્ય કરવા જેવું હોય તે માન્ય કરવું, માન્ય કરવા લાયક ન હોય તે કરતી નથી એમ સ્પષ્ટ કહી દેવું. પરંતુ પદ્માવતીમાં તેમ કરવાનું અગર બોલવાનું ધૈર્ય નહોતું. તેથી તેની માની ઇચ્છા મનમાં ન આણતાં પિતાની ઇચ્છાનુસાર વર્તવાનો તેણે આરંભ કર્યો. મા ગુસ્સે થશે તોપણ તેનો ગુસ્સો સેહેજમાં ઉતારી શકીશ. પિતા ગુસ્સે થશે તો નભશે નહીં એવો વિચાર તેને કરવો પડતો. આથી એની બાબતમાં આપણે કાંઈ પણ બોલવું નહીં એવો તેની માએ નિશ્ચય કર્યો હતો અને તે વ્રત ચલાવ્યું હતું. અહીં ગમે તે થાય તોપણ તે કાંઇ બોલતીજ નહીં. એમ થવા લાગ્યું તેથી પદ્માવતીને પોતાનું મન ખોલીને વાત કરવાનું સ્થાન ઘરમાં કોઇજ રહ્યું નહીં. તેને બે ભાઇ હતા, પરંતુ તે ઘરમાં નહોતા એટલુંજ અહીં કહી મુકીએ છીએ.

મન ખોલીને વાત કરવા સરખું ઘરમાં કોઈ પણ માણસ નહોતું અને બ્હારના માણસને ગૃહછિદ્ર જણાવવાની ઇચ્છા થાય નહીં. આથી પદ્માવતી મનમાં ને મનમાં ઝુરવા લાગી. માલતી તેની અત્યંત જીવજાન બ્હેનપણી હવા. તેની અને એની નિશાળમાંની દોસ્તી. પરંતુ તેની આગળ પણ પોતાનું હૈયું ખોલીને વાત કરવાની પદ્માવતીની ધિરજ થતી નહીં. આ કારણપરત્વે માલતીને એના સંબંધે અનેક શંકાઓ આવતી. તથાપિ ખાતરી લાયક કાંઇજ તેને સમજાયું નહીં. પદ્માવવી હમેશ આનંદિત મુદ્રા રાખતી. જેટલી સુખની હોય તેટલીજ વાતો તેને કહેતી.

આજે માત્ર તેનાથી તેમ કરવું બની શકયું નહીં; બનવું અશકયજ હતું. અર્થાત્ જે જે પેટમાં ગોંધી રાખ્યું હતું તે તે જોરથી—અતિશય વેગથી બ્હાર પડયું. માલતીએ પદ્માવતીને બારણામાંથી અંદર લીધી. પદ્માવતી તેને એક પલંગ ઉપર બેસાડીને બોલી,

"માલતી, આજે હું તારી આગળ બધું કહેવાની છું. આજ પર્યંતનું મારૂં બધું સુખ માત્ર દેખાવનું હતું. અંદરથી કીડો લાગેલા અમૃતફળના જેવું હતું. તે કેવું હતું અને કેમ હતું તે તું બરાબર સમજી શકે એટલા માટે પણ્ણે પડેલો પેલો કાગલ વાંચ. પછી આપણે વાતો કરીશું."

માલતીએ જઇને તે પત્ર, તેનાં આમ તેમ—અસ્તાવ્યસ્ત—પડેલાં પાનાં એકઠાં કરી, લીધો. તે તરફ જોયું. તેને પાનાના ક્રમવાર ગોઠવ્યો અને આતુરતાથી તે વાંચવાનો આરંભ કર્યો.

# પ્રકરણ ૩ જું.

—:o:—

## પદ્માના પતિનો પત્ર.



માલતીએ તે પત્રનાં પાનાં ક્રમવાર ગોઠવી, તેના ઉપર નજર ફેરવી. પછી પહેલું પાનું વાંચવાની શરૂઆત કરી. પહેલી લીટી વાંચતાની સાથેજ તેને અત્યંત સખેદાશ્ચર્ય લાગ્યું હોય એમ તેની ચર્યા દેખાવા લાગી. તેણે એક વખત પદ્માવતી તરફ જોયું અને પછી પાછો પત્ર વાંચવા માંડયો. થોડાજ સમયમાં તે પત્ર વાંચવામાં લીન થઇ ગઇ. પત્ર ઘણો લાંબો હતો. પરંતુ તે ઘણો મહત્વનો હોવાને લીધે અહીં જેવોને તેવો ઉતરીએ છીએ.

" આજે હું તને હમેશની માફક–કેવળ ઉપચારાર્થે લખતો આવ્યો તે પ્રમાણે સુદ્ધાં–પ્રિય પદ્માવતી વગેરે શબ્દોથી સંબોધતો નથી. આજ સુધી હું લખતો આવ્યો તે કેવળ ઉપચારાર્થે; તું મને બિલકુલ વ્હાલી ન છતાં અમસ્થુંજ 'વ્હાલી' 'પ્રાણપ્રિયા' એમ શા માટે લખવું? આજ સુધી મેં મારૂં ખરૂં મન તને સમજવા દીધું નહોતું. પરંતુ હવેથી તારી અગર તારા બાપની એવી દયા ખાવાનું મારે કારણ જ રહ્યું નથી. ઉલટું મારૂં મન સ્પષ્ટ રીતે ખુલ્લું કરી તમારાં નેત્રો ઉપરનાં પડળ દૂર કરવાનો જ સમય આવ્યો છે.

" તારા બાપને અને તેને લીધે તને પણ, શ્રીમંતાઇનો મદ ચઢયો છે. તમને એમજ લાગે છે કે સઘળું જગત ચાલે છે તે તમારા પૈસા ઉપર જ. તારા બાપે સાલંકૃત કન્યાદાન આપી મને ઘરજમાઇ કરી રાખ્યો તેથી તેણે જાણે એક ગુલામ ખરીદ કરી તારી સેવામાં રાખ્યો હોય એવી તમારી બંનેની સમજ છે. હું તમારા ઘરમાં રહેતો તે દરમ્યાન પ્રત્યેક પળે પળે મને એનો અનુભવ આવતો હતો. પરંતુ જ્યાં સુધી મારે તમારૂં અન્ન ખાઇને રહેવાની જરૂર હતી ત્યાં સુધી હું એ બધું મૂગે મ્હોડે સહન કરી લેતો હતો. મારી મનમાં જે જે યાતના થતી તે હું જ જાણતો. આ યાતનાને યોગે મારાથી અભ્યાસ થતો નહીં. ભણવા તરફ મન લાગતું નહીં. તમે એમ જ ધારતાં હતાં કે હું એક તૈયાર માલ ઉપર તાગડધિન્ના કરનારો છું; અભ્યાસ વગેરે

કાંઇએક ન કરતાં આળસુની માફક બેશી રહું છું. આવા આવા ઉદ્દગારો તારા બાપે કાઢયા હતા, તારા ભાઇઓએ કાઢયા હતા; ને તે મેં મારે કાનોકાન સાંભળ્યા હતા. એ સાંભળીને મારા શરીરમાં લાહ્ય લાહ્ય બળતી, પરંતુ સાંભળ્યું ન સાંભળ્યું કરી હું ચૂપ રહેતો. મારા ઉપર તારો પ્રેમ બિલકુલ નહોતો-તું હતી તારા તોરમાં. તારે મને મદદ કરવી જોઇએ, મારે માટે અભિમાન ધરાવવું જોઇએ, તે તો એક બાજુએ રહ્યું. ઉલટું, તું મારી મશ્કરી કરતી. એટલું તો ખરૂં કે બીજું કોઈ મારી મશ્કરી કરતું તો તેથી તારૂં મન દુઃખાયાનું મારી નજરે કોઇ વખત આવ્યું નહોતું. મારે શું જોઇએ, શું નહીં તે મારા કહ્યા વિના જાતેજ જાણી લઈ તાબડતોબ તે મને મળે એવી તારે તજવીજ કરવી જોઇએ, તે તો બાજુએ રહ્યું, પણ મારે ફલાણું જોઇએ છીએ તે લાવી આપવા કહે એમ તને મેં અનેકવાર કહ્યા છતાં તે તરફ તું કેવળ આંખઆડા કાન કરતી, કિંવા 'પિતાજી શું કહેશે ? મા શું કહેશે' એવી એવી દીર્ઘ શંકાઓ કાઢી ટાળાટાળી કરતી. પ્રત્યેક વખતે જયારે છેક માથામાં ધૂળ નાખવા પર વાત આવતી ત્યારે જ મને જે જોઇતું તે મળતું. આવી સ્થિતિમાં અભ્યાસ થાય પણ શી રીતે ? અને પરીક્ષામાં પાસ પણ શી રીતે થવાય ? વળી પરીક્ષામાં નાપાસ થાઉં એટલે તમારી ટીકાઓ તો ઉભી છે જ. આથી છેક કંટાળી નિરાશ થઇ વિલાયત આવી બારિસ્ટર થઈ પાછા આવવાની મેં હઠ લીધી. તે તારા બાપને કાંઈ ઠીક લાગ્યું કે ? આટલો બધો પૈસો પાસે હોવા છતાં મને અહીં મોકલવાની બાબતમાં તેમણે હજારો વાંધાસાંધા લીધા. મને અહીં ન મોકલવાની બાબતમાં તેં પણ તેમને ટેકો આપ્યો. પરંતુ તમારા બંનેથી દૂર કયાંય પણ, જ્યાં તમારૂં મ્હોં દેખાય નહીં, તમારૂં નામ સુદ્ધાં સંભળાય નહીં-એવે ઠેકાણે જવાની મને ઉત્કટ ઇચ્છા થઈ, તેથી મેં ત્રાગું કર્યું, ખીજવાયો, અને ત્યારે જ તેમણે મારી અહીં આવવાની ગોઠવણ કબૂલ કરી.

"હું અહીં આવ્યો ત્યારે મને એમ લાગ્યું કે મારી પાછળની ટકટક મટી. પરંતુ તે કયાં ટળવાની હતી જે ? પૈસાની જરૂર પડે એટલે દર વખતે તમારા કાલાવાલા કરવા પડે છે. પરદેશમાં પડયો એટલે તારા બાપને લખ્યા વિના છૂટકો નહીં. ત્હારા બાપને નહીં તો તને લખું તોપણ ચાર પાંચ વખત લખું ત્યારે ઘણી નાખુશીથી પૈસા મોકલે. ઇંગ્લંડમાં મારા જેવા ઘણા વિદ્યાર્થીઓ શીખવા આવીને રહ્યા છે. પરંતુ તેમના વડીલ માણસોએ તેમને માટે જરૂર જેટલી રકમ અહીંની નામાંકિત બેંકોમાં અગાઉથી જ અનામત મૂકી છાંડી છે. જયારે જયારે જરૂર પડે ત્યારે ત્યારે જરૂર જેટલી રકમ તેમાંથી ચેકથી

લઇ શકાય છે. મારી સ્થિતિ માત્ર બીજા બધાના કરતાં ન્યારી. મારે અહીં દરિદ્રીની પેઠે રહેવું પડે છે, કારણ, પાસે પૈસા નથી. અહીંની સ્થિતિની તમને શી ખબર? તમને તો એમજ લાગે છે કે તમારા પૈસા હું અહીં ઉડાવ્યાં કરૂંછું. તારા બાપે મારા ઉપર અહીં એક ડિટેકટિવ રાખ્યો છે. તેનો મને ગયા અઠવાડીઆમાં અનુભવ આવ્યો. અને તેથી મને એટલો બધો ગુસ્સો ચઢયો છે કે ફરીથી તમારૂં મ્હોં ન જોવું. મને પ્રથમથી જ ત્હારા ઉપર કંટાળો હતો. પરંતુ લગ્ન થયા પછી એ કંટાળો વિના કારણ બતાવવો શા માટે? માણસો જેમ રહે છે તેમ આપણે પણ રહેવું એમ ધારી હું દિવસ નિર્ગમતો હતો. મારા ઉપર તમારો કોઇનો–તારો તેમજ તારા બાપનો–મુદ્દલ વિશ્વાસ નથી. હું એક લુચ્ચો તમને ડુબાડું છું એવી તમારી માન્યતા છે, એમ જ્યારે મને દેખાયું ત્યારે જેને સ્વાભિમાન કહે છે તે મારામાં કાંઇક છે એમ તમારા અનુભવમાં સ્પષ્ટપણે આણવું અવશ્યનું છે એમ લાગવાથી આ પત્ર હું તને લખું છું. તારા બાપને લખવાનું કાંઇ પ્રયોજન નથી. છે એમ કદાચિત્ તેને લાગશે તો એક બે ચાર લીંટી લખી ખાસ્સી તેમની હજામત કરીશ.

"મારી પાછળ ડિટેકટિવ! હું કોઇ ચોર, કે ગુન્હેગાર, કોણ છું? તારી સાથે મારૂં લગ્ન થયું તે મારા મ્હોટાભાઇએ છેતરાઇને કર્યું, અને છેતરાઇને હું તમારા ઘરમાં રહ્યો. તેથી હું તમારો બંદો ગુલામ થયો કે શું? આ છે શું? તમારો સંપર્ક મને લાગે નહીં એટલા માટે હું અહીં પાંચ હજાર માઇલ દૂર આવીને રહ્યો; તો ત્યાંથી તમે અહીં પણ મારો છળ કર્યાંજ કરો છો. ત્યારે તમને શું કહેવું? ફેરબ્રેન સાહેબ કોણ? અને તે મને બોલાવી ઉપદેશ કરે? અને શા માટે? તેણે મારૂં ખોટું શું દીઠું? તેણે મને બોલાવવા મોકલ્યું ત્યારે જ મને શંકા આવી. અને તે ઝપાટામાંજ "હું આવતો નથી, તમારો ને મારો કાંઈ સંબંધ નથી" એમ લખવાનો હતો. પણ શું કહે છે તે સાંભળી તો લઉં એમ વિચાર કરીને તેની પાસે ગયો. એટલે તેનું વ્યાખ્યાન શરૂ થયું. અને તે જરા રોફમાં આવી બોલવા લાગ્યો કે તરત મેં તેને કહ્યું, "મને કાંઇ તારી દેખરેખ હેઠળ રાખ્યો નથી, અને મારા કામમાં તારે પડવાનું કાંઇ કારણ નથી. હું જે કાંઈ બોલું છું તે તને જેણે કાગળ લખ્યો હોય તેને બેલાશક લખજે. ફરીને મારી ભાંજગડમાં પડતો નહીં."

"આટલું બોલી હું તરત ત્યાંથી નીકળી આવ્યો. મારા વર્તન ઉપર નજર રાખવાનું તમને કોણે કહ્યું? તમને જો શંકા હતી તો તમારે મને લખવું હતું. મેં તમને સ્પષ્ટપણે લખ્યું હત. પણ મારા ઉપર ડિટેકટિવ રા-

ખવો તે શા સારૂ ? એટલાજ માટે કે હું તમારા પૈસા લઉં છું ! ઠીક છે. પૈસા મોકલશો નહીં. હવે આજ પછી હું તમારા પૈસાને અડકવાનો પણ નથી. તારા ઉપર મારો અણુ માત્ર પ્રેમ ન હોવા છતાં તારા બાપના પૈસા લીધા તે બદ્દલ મને ઘણોજ ખેદ થાય છે. તે પૈસા હું ગમે ત્યારે પણ પાછા આપીશ એવો મેં નિશ્ચય કર્યો હતો. પણ હવે ખરેખરૂં શું છે તે કહેવાનો પ્રસંગ આવ્યો છે એટલે તેમ કરૂં છું. તારી ઉપર મારો પ્રેમ નથી. તું મારી નજર આગળ આવે તે પણ મારાથી ખમાતું નથી. છેડો ફાડી આપી શકાતો હત તો આજે તેમ કરત. ખરો પ્રેમ તે શું તે આપણા ત્યાંના લોકો જાણે છે જ ક્યાં ? ખરો પ્રેમ તે શું, ખરૂં સ્વાતંત્ર્ય તે શું તે અહીં યુરોપમાં જ શીખવાનું છે. અહીંની સ્ત્રીઓ કેવી સુંદર, કેવી ચતુર, કેવી હોંશીઆર, કેવી વિદ્વાન્ ! ઘરનું કામ કરનારી ચાકરડી હોય છે તેની સાથે પણ ભાષણ કરવાથી કેટલો આનંદ થાય છે ? કેટલું શિક્ષણ મળે છે ? પણ તને આ બધું લખવાથી ઉપયોગ શો ? ભેંસ આગળ ભાગવત વાંચવા જેવું જ થશે. હું તને આ પત્ર હાલ લખું છું તે એટલાજ માટે કે તારી ઉપર મારો રજ જેટલો પણ પ્રેમ નથી; તું મને ગમતી નથી એટલું કહેવાને. તારી ઉપર મન ચ્હોંટે, તારી તરફ મન આકર્ષાય એવું તારામાં છે પણ શું ? નથી સૌંદર્ય, નથી વિદ્વત્તા, નથી ડહાપણ, નથી વાક્ચાતુર્ય. માત્ર દુર્ગુણ તેટલા છલાછલ ભરાયલા છે. આખર સરવાળે તારા બાપના પૈસાને માટે હું આંખ આડા કાન કરતો હતો, તને ભ્રમમાં રાખતો હતો. હવે મેં નિશ્ચય કર્યો છે કે ફરીને એ ભિખારી હિંદુસ્તાનમાં આવવુંજ નહીં. સ્વાતંત્ર્યની આ પુણ્યભૂમિમાંથી દાસ્યની પાપ ભૂમિમાં કોણ આવી પડે ? શિવાય તમારો ફ્રેંચમેન તમને લખશેજ. ત્યારે હું શા માટે ન લખું ? હા. મેં અહીં બીજી બૈરી કરી છે. શુદ્ધ પ્રેમ કેવો હોય છે તેનો મને અહીં અનુભવ થયો. પણ એ અનુભવનું વર્ણન તારા જેવી ડુકરીની આગળ—છેક અજાગલસ્તન જેવી, ધોબીના પત્થર જેવી બૈરી આગળ—કરવાથી ઉપયોગ શો ? હું જો આ નવીન સ્વર્ગીય પ્રેમપાશમાં સપડાયો ન હત તો કદાચિત્ પાછો આવી જેવી રીતે અસંખ્ય ઘેટાંઓ પોતાનો સંસાર માંડે છે તેમ હું પણ તને લઈ સંસારવિસ્તાર કરત. કદાચિત્ ત્હારા બાપની અનુમતિ લઈ, અગર તેમની મરજી વિરુદ્ધ થઇ જુદું ઘર લઈ રહ્યો હત; પરંતુ તેથી તારા બાપને અને તને માઠું લાગત. મને તે પણ માઠું લાગવાનું રહ્યું નથી. હવે હું તમારા બંનેની વચમાં આવતો નથી અને તમારા પૈસાની હુંફમાં રહેવા દેવા તમને છૂટા મુકું છું. હવે મ્હારી તરફથી તમને બિલકુલ ત્રાસ થશે નહીં; અને તમે મને ત્રાસ આપતા નહીં. હું શું કરૂં છું

તે ઉપર તમારી નજરની જરૂર નથી. હું તમારા સંબંધે અણુમાત્ર ચોકસી કરવાનો નથી. તમારા પૈસાને મારારૂપી કીડો લાગ્યો હતો તે હવે છૂટયો એમ સમજજો. આખા જગતમાં પૈસા શું તમારી પાસેજ છે? તમારા કરતાં હજાર ગણા શ્રીમંત આ દુનીઆમાં પુષ્કળ છે. હિંદુસ્તાનમાં છે. તેમણે પોતાના છોકરા, ભાણેજ, જમાઇ અહીં મોકલ્યા છે; પરંતુ તમારા જેવી ટકટક તેમની પાછળ નથી, અને તેમની પાછળ કોઇએ કોઇ ડિટેકટિવ પણ રાખ્યા નથી. પણ હું વધારે શા માટે વિના કારણ લખું છું? જેને યોગે મને સ્વર્ગીય સુખ પ્રાપ્ત થાય છે તેના દૈવી સમાગમમાં ગાળવાનો વખત તારા જેવી શંખણીને કાગળ લખવામાં શા માટે ખરચવો? તું રૂપી બલા તારા બાપે મને વળગાડી છે તે કેવળ પોતાની જવાબદારી ટાળવા માટેજ. પરંતુ હવે મને મારૂં હિત સારી રીતે સમજાવા લાગ્યું છે, એટલે હવે હું બીજાએ વળગાડેલું ઝોડ છાતી ઉપર લઇને શા માટે ફરૂં? એ બલાને પણ ક્યાં મારી જરૂર છે? તેને તો પોતાના બાપ ને તેના પૈસાની જરૂર છે. ઠીક છે. તે લે અને બેસ. તમે ત્યાં, અમે અહીં! હવેથી તમારી એક કોડીની પણ મારે જરૂર નથી. તમે મોકલશો તોપણ હું તે પૈસાને અડકવાનો નથી. સમજ્યાં? આ મારા ચોખ્ખે ચોખ્ખા લખાણથી તો તમને ખરી વાત શી છે તે સમજાવા ધો. ખરી વાત શી છે તે જાણવા સારૂ મારી પાછળ ડિટેકટિવ રાખવાની ભાંજગડમાં પડશો નહીં. અને તારા પિતાને કહેજે કે તેમના કોઈ જુના ગોરા દેવ મારફત મને ઉપદેશ કરાવવાની ખટપટમાં પડશો નહીં. આજથી હું તેમનો જમાઈ નથી. તેમની છોકરી મારી પત્ની (આ પવિત્ર શબ્દ લખતાં સુદ્ધાં મારો હાથ કંપે છે, કારણ આ શબ્દ તારા વિશે લગાડવો યોગ્ય જ નથી) નથી. હવે અમારૂં ગમે તે થાય તોપણ ખેદ કરવાનું તમારે કારણ નથી. ફરી ફરીને વધારે શું લખું? મારી પાછળ ડિટેકટિવ મુકયો તેને લીધે મને તારો તથા તારા બાપનો એટલો બધો તિરસ્કાર આવ્યો છે કે હું તમારે ત્યાં, અગર તમે મારે ત્યાં અહીં નથી એજ ઠીક છે. નહીં તો શું પરિણામ આવત તે કહી શકાતું નથી. તારો બાપ આખા જન્મારા સુધી દાસ્ય કરી તે દાસત્વમાંથી મેળવેલા પૈસાથી ઉન્મત્ત થયો છે. તેથી તેને ગોરા અધિકારીઓ દેવના કરતાં પણ વધારે સારા લાગે છે; અને તેથીજ તેમણે ફેરબ્રેન સાહેબને મારી ઉપર નજર રાખવાનું લખ્યું. પણ તેમની નજર તળે રહી તેમની કૃપાથી મળનારા કકડાકોર રોટલા ઉપર ગુજરાન કરનારો હું નથી. મારી ઉપર તેમની નજર શા સારૂ? તે કોણ? આ સ્વાતંત્ર્યની ભૂમિમાં—ઈંગ્લાંડમાં—પ્રત્યેક માણસ પોતાનો રાજા છે. તેના ઉપર બીજાએ

નજર રાખવી તે જાણી જાઇને તેનું અપમાન કરવા સરખું છે. જે જેંટલમેન છે તે આવી વાત કદી સહન કરી લેતો નથી, અને મેં સહન કરી લીધી નથી જ. મારો માલિક હું. મને વિચારસ્વાતંત્ર્ય છે, ઉચ્ચારસ્વાતંત્ર્ય છે, વર્તનસ્વાતંત્ર્ય છે, અને પ્રીતિસ્વાતંત્ર્ય પણ છે. આ સર્વ સ્વાતંત્ર્યનો હું મારી મરજી માફક ઉપભોગ લઇશ. તું આમ કર, ને આમ કરીશ માં, એમ મને કોણ કહેનાર છે? આ અધિકાર કોને છે? તારા બાપને? અને જેના બૂટ લૂંછી લૂંછી બઢતી મેળવી તે તેના જુના ઉપરી અમલદારને? અને એ અધિકાર તેને હોય શા માટે? તમે મને પાંચ છ વર્ષ ત્યાં તમારા ઘરમાં અને પાંચ છ મહિના અહીં ઈંગ્લાંડમાં પોષ્યો તેથી? શું કરૂં? તમારા રૂપીઆ પાછા આપી દેવાનું આજે મારામાં સામર્થ્ય નથી. નહીં તો તે આખી રકમનો ચેક આજે જ મોકલી દીધો હત. બસ, મારે તમારી જરૂર નથી. મેં તને છેડો ફાડી આપ્યો છે એમ સમજજે. તારી મરજીમાં આવે તેમ તું વર્તજે અને મને મારી મરજી મુજબ વર્તવા દેજે. હવેથી ફરીને મારા માર્ગમાં તારે અગર તારા બાપે અગર બીજા કોઇએ આડે આવવું નહીં. જે ખબર મેળવવા સારૂ તમે મારી પાછળ અહીં ડિટેક્ટિવ રાખ્યો છે તે ખબર મેં જાતેજ તમને આપી છે. હજુ બસ થયું ન હોય તો ફરીને એક વખત કહું છું કે મેં અહીં બીજી વૈરી કરી છે. તું હવે મારી વૈરી નથી. તેં મોકલેલા પૈસા મેં મનમાન્યા ઉડાવ્યા. હવેથી ગમે તો મોકલશો નહીં. મારા માર્ગમાંથી તમારૂં કાળું કરો.”

આ પત્ર વાંચતાં વાંચતાં **માલતીના** મનની સ્થિતિ કેવી વિલક્ષણ થઈ. તેણે કેટલા કેટલા નિસાસા નાખ્યા, કેટલાં કેટલાં આંસુ પાડયાં, અને કેટલા એ દુ:ખોદ્‌ગાર કાઢયા!! પોતે શું વાંચતી હતી તે જ તેનાથી સમજાયું નહીં! હું શું મારી પ્રિય બ્હેનપણીને તેના વરનો આવેલો કાગળ વાંચું છું? સ્વપ્નમાં છું કે જાગૃત છું? કયાં છું? જાણે કાંઇજ તેનાથી સમજી શકાય નહીં એમ થઇ ગયું હતું. **પદ્માવતીનો** વર થોડો વિચિત્ર છે, વિક્ષિપ્ત છે એમ તેના કાન ઉપર વચમાં વચમાં આવતું હતું ખરૂં. કદી કદી કાંઈ કાંઈ વાતો સાંભળી વખતે વખતે શંકા પણ આવતી. પરંતુ **પદ્માવતીને** મ્હોડેથી કોઇવાર પણ તેની વિરુદ્ધ એક શબ્દ પણ નીકળ્યો નહોતો. તેની સ્તુતિપર, કૌતુકપર એવાજ શબ્દો તેના મુખમાંથી નીકળતા, અને આજે એકદમ આવો ભયંકર પત્ર તેની સખીએ તેને વાંચવા આપ્યો. તે વાંચતાં વાંચતાં તેમાંના અનેક શબ્દોથી તેના મનને ધક્કો લાગ્યો. આ લખનાર છે પણ કોણુ? પશુ છે કે કોઇ રાક્ષસ છે કે કોઈ પિશાચ છે? તેને હાથે આવા નિર્દયતાપૂર્ણ-ક્રૂરતાપૂર્ણ શબ્દોથી ભરેલો, વિષથી પાયેલો પત્ર લખાયો શી રીતે? તેમાંના શબ્દો

મનુષ્યની લેખિની દ્વારા કાગળ ઉપર નીકળેલા શબ્દો નહીં પણ એકાદ વિ-પારી કાળા નાગની દાઢ દ્વારા પોતાની સખીના શરીરમાં સંચાર કરવા સારૂ છોડેલી વિષની સેરોજ હતી. આ વિષની ભયંકર અસર તેના ઉપર થયાથી તે મૃત્યુ પામે અગર તેનું માથું ફરી જઇ તે ગાંડી થાય, ભ્રમિષ્ટ થાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇજ નથી એમ તેના મનમાં આવ્યું. તે પત્રના છેક છેલ્લા શબ્દો વાંચતાં વાંચતાં તો તેનું આખું શરીર કંપાયમાન થઇ ગયું, રોમાંચ થઇ ગયો, આંખો ફાટી ગઈ, શ્વાસક્રિયા બંધ પડી ગઇ અને તે છેક નિશ્ચેષ્ટ થઇ શૂન્યવત્ જોઇ રહી. આવી સ્થિતિમાં થોડાક વખત રહ્યા પછી તેણે એક ઘણો ઉંડો નિસાસો નાખ્યો. અત્યાર સુધી દાબી રાખેલો શ્વાસ જાણે એકદમ છોડી મુખ વાટે 'રાક્ષસ—રાક્ષસ તે વળી કેવા હતા હશે જે' એમ બબડી પોતાની સખીને શું કહેવું, તેને દિલાસો શી રીતે આપવો, તેની તરફ જોવું પણ શી રીતે તેની એને કાંઈ સુજ પડી નહીં. તેની તરફ દૃષ્ટિ કરવાની તેની હિંમતજ થાય નહીં. તેથી તે દુષ્ટ પત્ર એમનો એમ હાથમાં પકડી રાખી તેની તરફ જોવાનું અમસ્તું નિમિત્ત માત્ર કર્યું. પરંતુ આવા પત્ર તરફ નજર કરવી તે પણ સત્વ વૃત્તિના માણસને માટે કેવળ અશક્ય હતું. તેનાથી તે પત્ર તરફ ઝાઝીવાર સુધી જોઇ રહેવાયું નહીં. પત્ર હાથમાંથી નાંખી દેવાની તેને એક વખત ઇચ્છા થઈ. પરંતુ કોણ જાણે મનમાં શું આવ્યું તેથી તેણે તેની ઘડી કરવા માંડી. જાણે તેને ઘણો સંભાળી રાખવો ન હોય! મનુષ્યને જ્યારે કાંઇ સુઝતું નથી ત્યારે તેના હાથ પગ કાંઇકપણ ચાળા વિનાપ્રયોજન કરે છે. તેવીજ સ્થિતિ તેના હાથની થઇને તે કાગળની ઘડીઓ કરવા લાગ્યા હશે.

પેલી દુઃખમૂર્તિ પોતાની સખી તરફ તેનાથી કેમે કર્યું જોઈ શકાયું નહીં તો પછી બોલવાની તો વાતજ ક્યાંથી? પરંતુ આવી સ્થિતિ ક્યાં સુધી ચાલી શકે? આખરે પદ્માવતીને તેણે કહ્યું:—

"પદ્મા, હું તને શું કહીને દિલાસો આપું? રાક્ષસની દાઢમાં સપડાયલા મનુષ્યને દૂર સુરક્ષિતપણે ઉભું રહેલું પ્રાણી શો દિલાસો આપી શકે?"

આ સાંભળી પદ્માવતી થોડાક વખત સુધી મૂગી રહી. પછી તેણે માલતી-ને કહ્યું, "માલતી, તેં વાંચ્યું તેમાં તો કાંઇજ નથી. મને થોડી શાંત થવા દે, એટલે આનાથી પણ વધારે ભયંકર વાત તને હું કહીશ."

# પ્રકરણ ૪ થું.



## ગરીબ પાંચ ભાંડુઓ.



“એ બ્હેન આવી, બ્હેન આવી, હવે છેક ચુપાચુપ બેશી જાઓ. માંહોમાંહે લઢાલઢ ન કરવી એમ એણે આપણને કહ્યું છે કે ની?” આમ બોલનારો છોકરો સુમારે બાર વર્ષનો હતો. તેનું આ બોલવું સાંભળી પેલીમેર બે ન્હાનાં છોકરાં માંહોમાંહે લઢતાં હતાં તે એકદમ ચુપ થઈ ગયાં, અને તરત હસતું મુખ કરી “ક્યાં છે બ્હેન? ક્યાં છે બ્હેન?” એમ મ્હોટેથી પૂછવા મંડયાં. પેલી મેર પાથરેલી પથારી ઉપર પડેલી એક દશ વર્ષની છોકરી અતિ ક્ષીણ અવાજે બોલી, “આવી કે? બ્હેન પાસે હોય છે ત્યારે મને ઠીક લાગે છે. મનુ તેને બૂમ પાડ તો!”

“અલી, તે ઘરમાં આવશે એટલે પહેલી તારી પાસેજ આવવાની. તેને બૂમ શા માટે પાડવી? તે ઘરમાં પેસતાંજ પહેલી પૂછપરછ તારી બાબતની કરવાની. જો, તેનાં પગલાં નથી સંભળાતાં?”

આ પ્રમાણે તેમનું બોલવું થાય છે એટલામાં એક વીસ બાવીસ વર્ષની તરૂણ સ્ત્રી ઓરડીના બારણામાં આવી. ઓરડીમાં અંધારૂં ઘણુંજ હતું તેથી ક્ષણવાર બારણામાંજ ઉભી રહી. પ્રથમ તેની આંખે કાંઇ દેખાયું નહીં. એટલામાં પેલાં બે વઢવાઢ કરતાં છોકરાં તેને પગે વળગી પડી બોલ્યાં, “બ્હેન, બ્હેન તું આવી? અમે તારી ક્યારની વાટ જોઇએ છીએ. બ્હેન, અમે વઢવાઢ કરી નથી હોં કે? અને આપણી બબીને કટકટ કરી નથી. કેની તેને ખાસ્સી ઉંઘ આવી હતી.”

આ ઉપરથી તે બાઇએ તે બે છોકરાંના માથા ઉપર હાથ ફેરવી તેમનાં ડોકાં ઉંચા કરી તેમને કહ્યું, “વઢવાઢ કરી નથી ને? વઢવાઢ કરવીજ ન જોઇએ. આપણી બબી માંદી છે તેને ત્રાસ થાય એવું કાંઇ પણ કરવું ન જોઇએ. ચાલો, આપણે બબી શું કરે છે તે જોઇએ.”

એમ કહી તેણે તે બંનેની સાથે પેલીમેર એક પથારીમાં પડી પડી તેની તરફ ઘણુંજ ઉત્કંઠિત નેત્રથી જોતી છોકરીની પાસે ગઈ, અને તેની

પાસે બેઠી. તે છોકરીના કપાળ ઉપર હાથ મુકી પંપાળતાં બોલી, " બબી ! હવે તને કેમ છે? દાકતરે કહ્યું છે કે હવે હું સાંજરે ચાર સાડાચાર વાગતે આવીને જોઇશ. પણ અત્યારે તાવ નથી. કાંઈ ખાવાનું જોઇએ છીએ? "

બબી તરત જ બોલી, "બ્હેન, મને ખાવાનું નથી જોઇતું, પણ તું મારી પાસે બેસ. તું મારી પાસે હોય છે ત્યારે મને ઘણું ઠીક લાગે છે. પણ તને બેસવા જેટલી પણ ફુરસદ કયાં છે?" આ માંદી છોકરીનું આ ભાષણ છેક સાદું—સહજ ગતિથી ઉદ્‌ગાર પામ્યું હતું. પરંતુ તે સાંભળીને તેની બ્હેનનું મ્હોં એકદમ ઉતરી ગયું, અને તેનાં નેત્રોમાં આંસુ આવ્યાં. એ આંસુ કોઈ દેખે નહીં એટલા માટે તે ઘણી ઉત્કંઠિત જણાઇ. કારણ, તે તેણે પોતાનું મ્હોં બાજુએ કરી લૂંછી નાંખ્યાં. અને તેણે પેલી માંદી છોકરીને કહ્યું, ' બબી, અમે વારા ફરતી તારી પાસે બેસતાં નથી કે? આટલા વખત સુધી મનોહર બેઠો હતો. તેને આજે રજા છે, અને બે અઢી કલાક પછી હું આવીશ. મનોહર, તું આની પાસે એકસરખો બેસી રહે છે ને? આજે હું મ્હોટી મેહેતીજીને કહી જરા વેહેલી આવીશ હોં કે. મેં રજા માગી પણ વડી મેહેતીજી કહે છે કે ' તમે હાલ તુરત નોકરીએ રહ્યાં છો અને એટલામાં રજા કેમ માગો છો?' બબી, તું સારી થઈ જા એટલે તને મારી સાથે જ નિશાળે તેડી જઇશ. આ બંનેને પણ સાથે લઈ જવાની મ્હોટી મેહેતીજી પરવાનગી આપશે એટલે પછી કાંઈ જ અડચણ પડશે નહીં. તું જલદી સારી થઈ જા એટલે થયું."

એટલામાં મનોહર વચમાં જ બોલી ઉઠયો, " તારી મ્હોટી મેહેતીજી ઘણી નિર્દય દેખાય છે. તને રજા આપતી નથી એમ કહ્યું? ઘેર કોઈ માંદું હોય તોપણ હાથ નીચેનાને રજા આપતી નથી?"

" મનુ, ગાંડા એમ બોલીએ નહીં. તે પણ શું કરે વારૂ! હવે મહિના દોઢ મહિના પછી પરીક્ષાઓ શરૂ થશે; તેથી છોકરીઓનો અભ્યાસ પૂરો થવો ન જોઇએ કે? જે વાતમાં આપણે સમજતાં ન હોઇએ તે વાતમાં ન્હાનાં છોકરાંએ માથું મારવું ન જોઇએ. તેમણે રજા આપી નહીં તેમાં તેમનો કાંઇ પણ દોષ નથી."

આ સાંભળી મનોહર થોડો ઠંડો પડયો, અને બ્હેન તરફ જોઇ રહ્યો.

બીજાં બે ન્હાનાં છોકરાં બ્હેનની પાસે આવી તેની કોટે બાઝયાં હતાં. તેમને ફરીને આઘાં કરી તેણે બબીને કહ્યું, " પેલી કાંજી થોડી રહેલી છે તે તું ફરીથી લેજે, હવે હું જાઉં છું. એક વખતનું ઓસડ રહ્યું છે તે મનુ તને આપશે. બંડુ—વિઠુ, તમે હવે એક કલાક સુધી આમજ રમ્યાં કરજો.

અને તમને ભૂખ લાગે તો રોટલી રાખી છે તે મનોહર તમને કાઢી આપશે, તે ખાજો. હું ફરીથી નિશાળે જઈ આવું છું હોં. આવ્યા પછી આપણે બધાં... મનોહર, આમને સંભાળજે, અને દાકતર આવે એટલે બબીની હકીકત યથાસ્થિતપણે કહેજે. હું કહી તો આવી છું. પણ તે આવે ત્યારે ગાંડાઘેલા જેવું કહેતો નહીં. બબી, તું પણ તને શું શું થાય છે તે બરાબર કહેજે હોં. હવે હું જાઉં છું."

આટલું બોલી તે ત્યાંથી ચાલી ગઈ. બબી ઘણી નિરાશ થઇ ગઈ હોય એમ જણાયું. તે તેનાં વિસ્તૃત નેત્રે તેની તરફ એકસરખી જોઇ રહી. બ્હેન ગયા પછી તેણે તેની નજર મનોહર તરફ ફેરવી તેને કહ્યું, "બ્હેનની મેહેતીજી પણ કેવી છે? રજા આપતી નથી એમ કહ્યું ને! મનુભાઇ, આપણી બ્હેનને આપણે કેટલી બધી હેરાન કરીએ છિયે, નહીં વારૂ! મ્હારી તરફથી તો તેને ઘણી જ હેરાનગતી પહોંચે છે. પણ હું સારી થઇશ એટલે પછી કોઇ પણ રીતનો ત્રાસ તેને આપીશ નહીં. હું સમજું છું કે બ્હેનને હું........"

એટલામાં મનોહર ઘણી આતુરતા તથા અભિમાનથી બોલ્યો, "બબી, તું સારી થા એટલે અમે ગંગા ન્હાયાં." આટલું બોલી જરા મ્હોટાઇથી તેની તરફ તે જોઇ રહ્યો. હું મ્હોટો છું, હું મારી જવાબદારી સમજું છું તેથીજ આખું ઘર અને ભાંડુઓ સંભાળવાનું કામ બ્હેને મને સોંપ્યું છે એમ તેના મનમાં આવતાંજ તેને અભિમાન લાગવા માંડયું હતું. તેણે પોતાનાં ન્હાનાં ભાંડુઓને અનેક વાર કહ્યું, "તમારે ખાવાનું જોઇતું હોય તો કહેજો. હું કાઢી આપીશ. પણ ગરબડ કરશો નહીં. બ્હેને કહ્યું છે ને કે વઢશો મા." એમ કહેતો અને દસ પંદર મિનિટે બબીની પાસે જઇ કહેતો, "હું અહીં છું હોં કે. તું બ્હીતી નહીં. તારે કાંઈ જોઇતું કરતું હોય તો કહેજે. હું આપીશ."

આ પ્રકારે તે ન્હાની સરખી ઓરડીમાં આ ભાંડુઓ પોતાનો વખત કાઢતાં હતાં. સુમારે બે કલાક થયા. સાડાચારનો અમલ થતાં દાકતર ભગવંતરાવની ગાડી ઘર આગળ આવીને ઉભી રહી. ને તેમાંથી તે ઝટ ઉતર્યા એટલે મનોહર ગાડીનો અવાજ સાંભળી બ્હાર આવ્યો હતો તે તેમની સામે આવીને ઉભો રહ્યો. દાકતરની સાથે બીજો એક ગૃહસ્થ હતો તેની તરફ દાકતર વળીને બોલ્યા, "આ એક કેસ જુવો. પ્લેગથી પાયમાલ થયલાં કુટુંબોમાંનું આ એક અનાથ કુટુંબ છે. મા મરી ગઈ, બાપ મરી ગયો અને એક કાકો હતો તે પણ મરી ગયો. રહ્યામાં આ પાંચ ભાંડુઓ રહ્યાં છે. આ છોકરો છે, અને એના પછી બબ્બે ત્રણ ત્રણ વરસને આંતરે જન્મેલાં ત્રણ

અર્ભક છે. આ છોકરો હાલ બાર વર્ષનો છે. એની એક મ્હોટી બ્હેન છે તે જ એમનું પાલનપોષણ કરે છે. તે જુવાન છે અને દુર્દૈવે વિધવા છે. તેને લખતાં વાંચતાં આવડતું હોવાથી તેણે એક છોકરીની નિશાળમાં છેલ્લી મેહેતીની જગા લીધી છે. તેટલા ઉપર આ આખા કુટુંબનો નિર્વાહ ચાલે છે. જુઓ."

ગૃહસ્થને આટલું કહીને તે પેલા છોકરાની તરફ વળ્યા અને તેને કહ્યું, "કેમ રે, તારી બ્હેન બપોરે આવ્યાં હતાં તેમણે મને બધી હકીકત કહી છે. હવે કેમ છે પેલી છોકરીને?"

મનોહરે કહ્યું, "ઠીક છે. આપ આવવાના છો એમ બ્હેન કહી ગઇ છે."

મનોહર આગળ ને દાકતર તેની પાછળ અને પેલો ગૃહસ્થ તેની પણ પાછળ એમ એ આગળ ચાલ્યા. ઓરડીમાં એટલું બધું અંધારૂં હતું કે બ્હારથી આવનારને પ્રત્યેક બારણા આગળ થોભવું પડતું. આંખોને અંધારાની ટેવ પડયા વિના અંદરનું કાંઇ પણ સ્પષ્ટ રીતે દેખાતું જ નહીં. દાકતર આ મુજબ થોભ્યા અને પછી નીચા વળી તે ઓરડીમાં તેમણે પ્રવેશ કર્યો. અંદર પેસતાં પેસતાં તે બબડયા, "આવી અંધારી બંધીઆર જગામાં રહેનારાં છોકરાં નિરોગી રહે પણ શી રીતે? શકય જ નથી. પરંતુ તમારા જેવાનું લક્ષ એ તરફ જાય છે જ કયાં? તમારૂં બધું ધ્યાન તમારા પૈસા તરફ."

"અમે શું કરીએ?" તે ગૃહસ્થે પૂછયું.

"તમે? તમે નહીં કરો તો બીજું કોણ કરશે? તમારે જ આ વાતનો વિચાર કરી, આવા લોકો ઉપર દયા આણી, તેમને ઘણા થોડા પૈસામાં પરંતુ ઘણા સુખમાં રાખી શકાય એવી ચાલો બાંધી આપવી જોઇએ. નહીં તો જે સ્થિતિ મુંબઇની થઇ છે, તે ન્હાના પ્રમાણમાં આપણા આ ગામની થવાની છે. આવી ગંદી જગામાં રહેવું પડવાથી કેટલાં છોકરાં વિનાકારણ મૃત્યુમુખમાં પડે છે, તેની તમને કલ્પના સરખી પણ છે કે?"

આટલું બોલી દાકતર ભગવંતરાવ તે છોકરીની પાસે ગયા, અને ઘણો માયાળુ અવાજ કાઢી તે છોકરીને તેમણે કહ્યું, "બબી, જરા જોવા દે તો તારો હાથ અને જીભ પણ જોવા દે. ઠીક છે, આજે તારી તબીયત ઘણી સારી છે હોં કે! શું ખાધું હતું? સાબુચોખાની કાંજી કે? તે જ ચાલુ રાખજે હોં કે! ભાત ખાવાની હઠ લઇ તારી બ્હેનને હેરાન કરતી નહી હો. છેલ્લો રહેલો ડોઝ આને આપ્યો કે? કેટલે વાગતે આપવાનો હતો?"

મનોહર: "આપવાનો આ જ વખત છે."

"ઠીક છે, ત્યારે હું જ આપું છું." એમ કહી દાકતરે બાટલી ત્યાં જ

હતી તે ઉંચકી અને બબીને ઓસડ પાયું, અને તેના ઓશીકા આગળ વાડકીમાં દ્રાક્ષ હતી તેમાંથી બેચાર દાણા મ્હોંમાં નાખવા તેના હાથમાં મુકયા. દાકતર આવ્યા ત્યારથી જ તેમનાથી બ્હીને બંને ન્હાનાં છોકરાં એક ખુણામાં જઈ ઉભાં રહ્યાં હતાં. દાકતરનું તેમની તરફ લક્ષ પણ ગયું નહોતું. પરંતુ બબીના હાથમાં દ્રાક્ષ મુકતી વખતે તેમને તેમનું સ્મરણ થયું તેથી તેમણે મનોહરને કહ્યું, "અરે, તારાં ન્હાનાં ભાંડુઓ કયાં છે ?"

મનોહર હશીને બોલ્યો, "એ જુઓ પેલાં રહ્યાં ! તમને જોઇ બ્હીને ખુણામાં ઉભાં છે."

તે સાંભળી દાકતર આશ્ચર્યચકિત મુદ્રા કરી હશીને બોલ્યા, "મને જોઇને બ્હીને ? મને જોઇને બ્હીને? કેમ રે છોકરાઓ, મને જોઇને બ્હીઓ છો ! આવો આમ, મારાથી કેમ ડરો છો તે કહો."

પરંતુ છોકરા વધારેને વધારે જ ભીંતમાં દબાતાં ગયાં. એટલે દાકતરે વાડકીમાંથી દ્રાક્ષના દાણા લીધા અને તે તે છોકરાની બ્હીક ભાગવા લાગ્યા. છોકરાએ તેના હાથમાંથી દ્રાક્ષ માત્ર લીધી; પરંતુ ભરાયાં હતાં ત્યાંથી બ્હાર નીકળ્યાં નહીં. દાકતરે તેમને ન ડરવા ઘણુંએ કહ્યું, પરંતુ ભીંત છોડી એક તસુભર પણ તે આગળ આવ્યાં નહીં. તેથી દાકતર જરા નિરાશ થયા. અને તેમને ધાક પડે એવો અવાજ કાઢી બોલ્યા, "ઉભા રહો લુચ્ચાઓ, તમે છેક ખરાબ છોકરાઓ છો. એમને તમારી પાસે લેશો નહીં કે બોલાવશો પણ નહીં એમ તમારી બ્હેનને કહીશ તો પછી શું થશે ?"

દાકતર આટલું બોલ્યા કે તરત તે છોકરા એકદમ આગળ આવ્યા અને મ્હોટો છોકરો બોલ્યો, "નહીં નહીં, બ્હેનને એમ કહેશો મા. અમે તમારી પાસે આવીએ છીએ."

આ જોઇ દાકતર ભગવંતરાવ તથા તેમની સાથેનો ગૃહસ્થ બંને આશ્ચર્યચકિત થઇ એક બીજાની તરફ જોવા લાગ્યા. પછી દાકતરે તે છોકરાને કહ્યું, "ઠીક, હવે તમે ડાહ્યાં થયાં. હવે હું તમારી બ્હેનને કાંઇ કહીશ નહીં. પરંતુ ફરીને હું બોલાવું ત્યારે પાસે આવતા રહેજો અને હું આવું ત્યારે ન્હાશી જતા નહીં. બબીના ઓસડની સાથે હું તમારે માટે કાંઇક ખાવાનું મોકલીશ. મનોહર, તારી બ્હેનને કહેજે કે આ હવે એક બે દિવસમાં સારી થશે. ફિકર કરશો નહીં." આટલું બોલી દાકતર તથા પેલો બીજો ગૃહસ્થ ત્યાંથી નીકળ્યા.

રસ્તા ઉપર આવી બન્ને ગાડીમાં બેઠા પછી પેલા ગૃહસ્થે દાકતરને પુછ્યું, "દાકતર, તમે આ કુટુંબ ઉપર ઘરના માણસના જેટલી માયા રાખતા જણાઓ છો. આપનું અને એમનું કાંઇ સગપણ છે કે ?"

" સગપણ? હા. તેમનું અને મારૂં ઘણું પાસેનું સગપણ છે."

" તેથી જ. નહીં તો ગાંઠના પૈસા ખરચ કરી, વખત ગુમાવી, ગરીબની આટલી બધી ફિકર કયો દાકતર રાખવાનો હતો! પણ હમણાં થોડીવાર ઉપર આપે એ કુટુંબની હકીકત મને કહી તે વખતે આપનું અને એમનું સગપણ છે એમ કેમ કહ્યું નહીં?"

તે ગૃહસ્થ તરફ અર્થપૂર્ણ દૃષ્ટિ કરી દાકતર બોલ્યા, " મારૂં એકલાનું જ શું! તમારૂં પણ આ કુટુંબની સાથે ઘણું નજીકનું–મારા જેટલું જ નજીકનું–સગપણ છે. તમે માનતા નથી, અમે માનીએ છીએ. ફેર એટલો જ છે. બાકી માનવું જોઇએ સરખું જ."

. દાકતરનું આ બોલવું સાંભળી પેલો ગૃહસ્થ ઘણો ચકિત થયો અને દાકતર તરફ જીજ્ઞાસાભરી દૃષ્ટિએ જોઇ રહ્યો. પણ દાકતર કાંઈ બોલ્યા નહીં. તેથી તેણે તેમને કહ્યું, " તમે માનતા નથી, અમે માનીએ છીએ. અમારૂં અને તમારૂં આ કુટુંબની સાથે સરખું જ સગપણ છે! આ શું ગૂઢ તમે બોલો છો તે હું સમજતો નથી."

" તેમાં ગૂઢ બૂઢ કાંઈ નથી. મારૂં બોલવું સમજવું ઘણું સેહેલું છે, સમજી લેવાની ઇચ્છા માત્ર જોઇએ. તમારૂં અને આમનું સગપણ છે, પણ તે તમે માનતા નથી. જાણી જોઇને તે મન પર આણતા નથી. હું માનું છું. મનમાંથી ખસેડતો નથી. હું કહું છું તે સર્વ અક્ષરે અક્ષર ખરૂં છે."

આ ધીર ગંભીરપણે ઉચ્ચારેલા શબ્દોથી તો તે ગૃહસ્થ ઘણા જ ઘોટાળામાં પડી ગયો. હવે શું બોલવું તે તેનાથી સમજાયું નહીં. આખરે તેણે દાકતરને એટલું જ કહ્યું, " કયા પ્રકારનું સગપણ છે તે મને સ્પષ્ટપણે કહો તો ખરા. એટલે અમારાથી બનો શકે તે મદદ અમે પણ કરીએ."

આ તેનું કહેવું સાંભળી દાકતરને હસવું આવ્યું. ગાડી ચાલતી જ હતી. દાકતર એટલે મ્હોટેથી હસ્યા કે રસ્તે જનાર લોકો પણ ગાડી તરફ જોવા લાગ્યા. દાકતરની ધ્યાનમાં તે આવ્યું નહીં. તેમણે તેમની સાથેના ગૃહસ્થને કહ્યું, " અહો, આ ગરીબ નિરાશ્રિત લોકોનું તમારા જેવા શ્રીમંત ગૃહસ્થની સાથે આટલું બધું પાસેનું સગપણ છતાં તે તમે ભૂલી ગયા અને બીજો તેની તમને યાદ કરાવી આપે તોપણ તે તમને સાંભરે નહીં ત્યારે તમને શું કહેવું? ઠીક. ત્યારે હું જ કહું છું, તમારૂં અને એમનું શું સગપણ છે તે. પછી તમને તેનું સ્મરણ થાય છે કે નહીં તે જોઇશું. તમારૂં અને આમનું–આમના જેવાઓનું સગપણ ઘણું નજીકનું છે. ભૂતદયાનું સગપણ છે.

જુઓ, તમારા જેવાની પાસેથી અમને અમારે નશીબે પુષ્કળ પૈસા મળે છે. અને તેથી એમને નીચોવી લેવાની અગર તેમને અમારી મદદ ન મળતાં મરવા દેવાની અમને ઇચ્છા જ થતી નથી. આ છોકરાં ઘણાં સારાં છે. એમની બ્હેન તો ભૂતદયાની એક દેવી જેવી છે. તમે તેમને જોશો એટલે જ તમને એવું થશે કે આ છોકરાંની પ્રત્યક્ષ કાળજી પડવાથી જ પરમેશ્વરે તેની અહીં યોજના કરી છે. માબાપ મરી ગયાં. ઘરમાં હાંલ્લે હાંલ્લાં લઢે, આ છોકરાંઓ ન્હાનાં ન્હાનાં, તે જાતે અનાથ અને તરૂણ વિધવા; આવી સ્થિતિમાં ઉત્તમ પ્રકારે રહી આટલાં બધાંનાં પેટ ભરી આબરૂથી દિવસ ગાળવા અવિશ્રાંત મેહેનત ઉઠાવે અને અમારા સરખા તેને કેવળ ઓસડવેસડની મદદ કરે નહીં તો કેવળ પશુવત્ આચરણ કર્યા સરખું કહેવાય. અમે એવી મદદ કરીએ તેમાં કાંઇ વિશેષ કરીએ છીએ એમ નથી. પણ જે કરે નહીં તેનું માત્ર વિશેષ આશ્ચર્ય. બોલો, હું કહું છું તેવું તમારૂં અને આમનું સગપણ છે કે નહીં ? છે એમ લાગતું હોય તો કહો હમણા થોડા વખત ઉપર કહ્યા મુજબ શી મદદ કરશો તે. નહીં તો......નહીં તો શું કહેવું ?"

આટલું બોલી દાકતર થોભ્યા. પેલો ગૃહસ્થ મનમાં હસ્યો, અને પોતાનું માથું ખંજવાળવા લાગ્યો. તેને ખીજવવાના હેતુથી દાકતર ભગવંતરાવે કહ્યું, "કેમ? હવે છેક ચૂપ બેઠા? કાંઈ બોલવાસરખું રહ્યું નથી એમ લાગે છે."

"બોલવા જેવું રહ્યું નથી એમ કેમ કહેવાય ? ભૂતદયાનું સગપણ તમે એક અગર બે જ કુટુંબની સાથે બતાવી કેમ બેશી રહો છો ? આવા સગપણનાં માણસો ખોળી કહાડી તેમને મદદ કરવા લાગશો એટલે તમારે આમને તથા બીજાઓને લીધે તમારે પોતાને જ માટે મદદ માગવાનો વારો આવશે. ક્યારનો હું વિચાર કરૂં છું કે પાસેનું સગપણ–પાસેનું સગપણ–એમ બોલ્યાં કરો છો તો આવા સગપણના લોકો આખી દુનીઆમાં ઠેકઠેકાણે મળી આવશે. દાકતર તમે આ શું લઈ બેઠા છો ? ચાલો. આવા સગપણના લોકો તમને હું પચાસ બતાવીશ. આવા સગપણના પચાસ માણસો રોજ તમને મળે તો પછી અમારા જેવાને ત્યાં આવવાનો તમને વખત જ મળે નહીં. અમને અમારૂં ઓસડ આપી ઘેર મોકલી દેજો એટલે ઠીક થશે. પછી તમે આવા સગપણના પચાસ રોગીઓ જ લઇ બેસજો." દાકતરને આ ભાષણનો ઘણો ગુસ્સો આવ્યો, એટલો બધો કે આ ગૃહસ્થને "એમજ હોય તો તમે તમારે ચાલ્યા જાવ. મારી પાસે તમને આપવાનું ઓસડ નથી. બીજો કોઇ આપના જેવા મતનો દાકતર જોઇ લ્યો," એમ કહી ગાડીમાંથી ઉતરી ચાલ્યા જવાનું મનમાં આવ્યું.

પોતાના બોલવાથી દાકતરને ખચિત ઘણો ગુસ્સો આવ્યો છે એમ તે ગૃહસ્થને સ્પષ્ટ દેખાયું, અને તેથી તેના મનમાં થોડું માઠું પણ લાગ્યું. તેથી પોતાની વાત સંકેલી લેવાને બ્હાને તે બોલ્યો, " જેમ આપે મને સ્પષ્ટ-પણે કહ્યું તેમ મેં પણ કહ્યું. કોઇએ કોઇના ઉપર દયા કરવી જ નહીં એમ થોડું જ છે? અને દયાનો વિચાર કોઇના શીખવવાથી થોડો જ માણસના મનમાં જન્મ પામે છે ? આ વિચાર તેનું કારણ ઉદ્દ્ભવે એટલે આપોઆપ ઉત્પન્ન થાય છે અને તાબડતોબ તેને હાથે તેવી કૃતિ પણ કરાવે છે. અંતર એટલું જ કે જે ઠેકાણે આપના મનમાં આ દયાનો વિચાર ઉત્પન્ન થાય છે તે સ્થળે અમારા મનમાં ઉદ્દ્ભવતો નથી. અને એજ ઠીક નહીં વારૂ ! જુદી જુદી વ્યક્તિઓને માટે જુદી જુદી વ્યક્તિઓના મનમાં દયા ઉદ્દ્ભવીને કૃતિના રૂપમાં પરિણત થાય તો બધાનું કામ થાય. પ્રત્યેક વ્યક્તિ તરફ હજાર માણુ-સના મનમાં દયા ઉત્પન્ન થાય તો કોઇનો જ કાંઇ ફાયદો થાય નહીં. કોઇ ઠેકાણે અમે દયા બતાવીએ; કોઇ ઠેકાણે તમે બતાવો. એમજ જગતમાંનું દુઃખ ઓછું કરવાનું કામ ચાલે છે. જ્યાં તમે દયા બતાવો ત્યાં બીજા બતાવે નહીં તો તે માટે તમારે ગુસ્સો શા માટે આણવો ? "

આમના આ ભાષણ તરફ દાક્તરનું ચિત્ત નહોતું. તેમણે પોતાનો ગુસ્સો દાબી રાખ્યો અને આખરે તેમણે તે ગૃહસ્થ તરફ હસીને જોયું. એટલામાં ગાડી તેમના દવાખાના આગળ આવી પહોંચી અને તે ઉતરીને ઉપર ગયા. ઉપર જઇને તરત તેમણે બબીના ઓસડ વિશે કપાંઉન્ડરને જે કહેવાનું હતું તે કહ્યું, એક નોકરને કાંઇ ખાવાનું આણી રાખવાનું કહ્યું અને તે પોતાના ટેબલ આગળ જઈ બેઠા. સાથે આવેલા ગૃહસ્થના ઓસડ બાબત તજવીજ કરી અને તેને મોકલી દઈ ત્યાં આવેલા રોગીઓ તરફ લક્ષ લગાડી કામ કરવા બેઠા. તેમનું ચિત્ત કામમાં ગુંથાઇ ગયું.

આણી તરફ નિશાળ છૂટતાં જ મથુરાબાઈ પોતાના ભાંડુઓના આક-ર્ષણને લીધે ઝટપટ ઘેર આવવા નીકળે છે એટલામાં વડી મેહેતીજીએ બો-લાવી કેટલોગ વગેરે ગણવાનું કામ તેમને સોંપ્યું. કામ ખાસ્સું કલાક દોઢ કલાક પહોંચે એટલું હતું. તે જોઈ મથુરાબાંઇને ઘણો ખેદ થયો. " બ્હેન, તું મારી પાસે બેસ " એમ બબીએ તેને કહ્યું હતું ત્યારથી નિશાળ છૂટે ક્યારે ને હું ઘેર જાઉં ક્યારે એમ તેને થઇ રહ્યું હતું; અને હવે ઘેર જવાની જ વખતે વડી મ્હેતીએ કામ આગળ કર્યું તે જોઇ તેના મનમાં કાંઇનું કાંઇ થઇ રહ્યું. " હું ઘેર લઈ જઇ આવતી કાલે આવતી વખતે કામ પૂરૂં કરી

લાવીશ, મ્હારી ન્હાની બ્હેન માંદી છે માટે મને હવે જવા દ્યો ” એમ કહેવાની તેને ઇચ્છા થઇ. પરંતુ તરત જ તેના મનમાં વિચાર આવ્યો કે આજ સુધીના અનુભવ ઉપરથી મેહેતીજી તરફથી આપણને આટલી પણ છૂટ મળવી સંભવનીય નથી. તેથી એક નિસાસો નાંખી તેણે મેહેતીજી પાસેથી કેટલોગ માંગી લીધું, અને પોતાના વર્ગમાં બેશી કામનો આરંભ કર્યો. વચમાં વચમાં ઘરમાંની સ્થિતિ મનમાં આવતી જ હતી. પરંતુ તાબેદારી આગળ શો ઉપાય ચાલવાનો હતો ?

મથુરાબાઇએ લાગલાગટ એક કલાક સુધી કામ કર્યું; તોપણ અડધું પણ કામ થયું નહીં. જેમ જેમ મોડું થતું ગયું તેમ તેમ તેને વધારે ને વધારે ફિકર થવા માંડી અને કામ ઉપર ઓછું ચિત્ત લાગવા માંડ્યું. તેથી હવે કામ ઘેર લઇ જઇ પૂરૂં કરવું અને સ્હવારે મેહેતીને આપી દેવું એવી તેણે ફરીને મન સાથે યોજના કરી અને તે કામ એકઠું કરી ઉઠે છે એટલામાં વડી મેહેતીજી તરફથી નિશાળમાં વાસીદું વાળવા વગેરેનું કામ કરનારી બૈરી મારફત સદેશો આવ્યો કે “ કામ પૂરૂં થાય એટલે મારે ઘેર મૂકીને પછી ઘેર જવું.” આજે આ શો પ્રસંગ છે એ જ તેનાથી સમજાયું નહીં. તેનું ચિત્ત ઘણું ઉદ્વિગ્ન થઇ ગયું. વડી મેહેતીજી જાણી જોઇને આજે આમ કરે છે કે શું ? પોતાની ન્હાની બ્હેન ઘણી માંદી છે એમ તેણે તેને કહ્યું હતું. એમ છતાં તેણે તેને રજા આપી નહીં તે નહીં જ, પરંતુ નિશાળના વખત ઉપરાંત બેસાડી મુકી ઘેર જવામાં વિલંબ જાણી જોઇને કરાવે છે એ શું.?

આખરે ત્યાં જ બેશી તે કામ પૂરૂં કરવાનો તેણે નિશ્ચય કર્યો, અને તે જોસબંધ કામ કરવા મંડી. આણી તરફ નિશાળ છૂટવાનો વખત થઇ ગયા છતાં એ ઘેર આવી નહીં તેથી મનોહરને ફિકર થઇ પડી. બબીએ તો “બ્હેન હજુ કેમ આવી નહીં ” એવો જપ કરવા માંડયો. ન્હાનાં છોકરાં રડવાની અણીપર આવ્યાં. મનોહરને ઘણું વિલક્ષણ લાગવા માંડ્યું. બ્હેનને શોધવા જાય તો આ ત્રણ ન્હાનાં છોકરાંને કોને સોંપે ? તે ઘણો અકળાવા લાગ્યો. આખરે તેણે બબીને કહ્યું, “ હું બ્હેનને શોધવા જાઉં છું. ત્યાં સુધી ગમે તેમ કરી તું આ છોકરાંને સંભાળજે.”

પરંતુ બબીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહીં. મનોહર તેની પાસે જઇને જોય છે તો તેની સ્થિતિ ઘણી ચમત્કારિક થયલી હતી.

---

# પ્રકરણ ૫ મું.

## બબી.



છોકરીના દાંત બીડાઈ ગયલા, આંખો ઠેકાણે નહીં અને આખું શરીર લાકડા જેવું સઢ થઈ ગયલું હતું. મનોહરે મૃત્યુ જોયું નહોતું એમ નહોતું. પ્લેગે તેના ઘરમાં જ પોતાના પ્રાણથી પણ પ્રિય એવાં માણસોનું મૃત્યુ તેને બતાવ્યું હતું. તે મૃત્યુમાં અને બબીની હાલની સ્થિતિમાં તેને કાંઇ જ ફરક લાગ્યો નહીં. તે ગભરાઇ ગયો. બબીને બુમો પાડવાનું પડતું મુકી આંખો ફાડી તેની તરફ માત્ર જોઇ રહ્યો. તેની પોતાની સ્થિતિ પણ બબીના જેવી નિશ્ચલ થઇ રહી. આ બે ન્હાનાં છોકરાંને પ્રેત આગળ છોડી તેણે જાય ક્યાં? આવી ચકિત અવસ્થામાં-નિશ્ચલપણામાં થોડોક વખત વીત્યો. તે હજુ બાર વર્ષનો હતો. તેનામાં ધિરજ ક્યાંથી હોય? થોડી ઘણી હોય તોપણ તે કેટલા વખત સુધી ટકે? તેને એકદમ રડવું આવ્યું અને તે કેમે કર્યું અવરાય નહીં. રડવું એકદમ મ્હોટેથી બ્હાર પડયું. એનો રડવાનો ઘાંટો સાંભળી પેલાં બે ન્હાનાં છોકરાં જરા આઘે રમતાં હતાં તે રમત છોડી દઇ તેની તરફ જોવા મંડી પડયાં. મનુને બબીની પાસે બેશી રડતો જોઇ જે ન્હાનો હતો તે એકદમ તેની પાસે આવ્યો અને બોલ્યો, "ભાઇ તું રડે છે, પણ આપણી બબી માંદી છે તેને કટકટ થશે ને? રડીશ મા. તારે કાંઇ જોઇતું હશે તો તે બ્હેન ઘેર આવશે એટલે તને આપશે. જો હવે અમે કાંઇ રડીએ છીએ?"

બીજો જે આનાથી મ્હોટો હતો તે જરા દૂર હતો તે ત્યાં જ ઉભો રહ્યો. તેની સ્થિતિ ન્હાનાના જેટલી અજ્ઞાન નહોતી. ન્હાનાના આવા ચમત્કારિક બોલોથી બીજે વખતે કૌતુક જ લાગ્યું હોત. પરંતુ આ વખત તેવો નહોતો. અને તે બોલોની કદર કરનારૂં સમજુ માણસ પણ ઘરમાં નહોતું.

મનોહરે તેને કાંઇ પૂછ્યું નહીં. તેનું રડવું તેને અનાવર થયું હતું, તેથી તેનું ધ્યાન બીજી તરફ જાય એ શક્ય નહોતું. છોકરી તેવી જ સ્થિતિમાં પડી રહી હતી. એટલામાં એક બાઇએ બારણામાંથી ડોકીઉં કરીને જોયું અને તે ધીરે રહીને બોલી, "મનોહર, દીવો કેમ કર્યો નથી? અને રડે છે કેમ ભાઈ?"

મનોહરે કાંઇ જવાબ આપ્યો નહીં તેથી તે અંદર પેઠી અને 'દીવા-

સળી ક્યાં છે રે ? લાવ, હું જ દીવો કરૂં ’ એમ બોલી. એટલે ન્હાના છોકરામાંનો જે મ્હોટો હતો તેણે દીવો મુકવાના ગોખલામાંથી દીવાસળીની પેટી કાઢી આપી. તેણે ઝટ દીવાસળી ખેંચી દીવો સળગાવ્યો. અને દીવો લઇ તે બબીની પાસે ગઇ. જોયું તો બબીની આવી અવસ્થા થયલી દીઠી. તેણે મનોહરને ઝટ બાજુએ ખસેડયો અને તેને કહ્યું, “ ગાડા, આમ રડતો શું બેશી રહ્યો છે ? પહેલ વહેલો દાકતરને ત્યાં દોડતો જા. તારી બ્હેન હજુ કેમ આવી નથી ? ” એમ કહી તેણે બબીનો હાથ દાબી જોયો, તેના કપાળ ઉપર હાથ મુકયો, પછી આંખો મુદ્દામ ઉઘાડી જોઇ. અને બોલી, “ જરા ઉભો રહે. એ ઘેર આવે નહીં એટલામાં હું માત્રા આણી તેના બે ઘસારા ઓગાળી આને પાઉં છું, અને મારે ત્યાં એક અંજન છે તે આની આંખમાં આંજું છું. જલદી આવું છું હોં. એ ઘેર આવશે તો બધું જ બંધ પડશે. પછી મારાથી તમારા ઘરમાં પગ પણ મુકાશે નહીં. ”

છેવટનાં બે ત્રણ વાકયો તે પોતાના મન સાથે જ બબડતી બબડતી બ્હાર ગઇ. થોડીકવારમાં જ તે થોડું મધ, ઓરસડી અને બે ગોળીઓ લઇ આવી. મનોહરને આઘો કરી તે થોડુંક પાણી પણ લાવી. એક ગોળી ઓરસડી ઉપર ઝટપટ ઘશી અને ઘસેલું ઓસડ પોતાની બે આંગળી ઉપર લઇ મનોહરને તેણે કહ્યું, “ હં. ચાલ, બાયલાની પેઠે રડયાં શું કરે છે ? આમ આવ, ગાંડા, એને કાંઇએ થયું નથી. આ અંજન આંખમાં જરાક આંજીશું કે હમણા ઝબકીને જાગી ઉઠશે. પણ તારી બ્હેન હજુ કેમ આવી નહીં ? આમ જો. આનો હાથ જરા પકડી રાખ. ” એમ કહી તેણે તરત જ પોતાના એક હાથની આંગળી વડે બબીની એક આંખ ઉઘાડી અને ઓસડ લગાડેલી એક આંગળી તે આંખમાં ફેરવી દીધી. પછી બીજી આંખ ઉપર પણ આ પ્રમાણે પ્રયોગ કરવાની તે તૈયારીમાં હતી એટલામાં બબી ‘ ઓ મા, આગ આગ બળે છે ” એમ બૂમ પાડી હાથ પગ પછાડવા લાગી. આ જોઇ પેલી બાઇ બોલી, “ જરા થોભ, હવે એને થોડી માત્રા ચટાડું છું અને પછી હું જઇશ. ” એમ કહી ઓરસડી ધોઇ નાખી પોતાની સાથે આણેલી માત્રા તેના ઉપર મધમાં થોડી ઘશી અને તે બબીને ચટાડી અને મનોહર તરફ વળીને બોલી, “મનોહર, આવું કાંઈ થાય તો મને બોલાવવા આવવું કે અહીં બેશી રડયાં કરવું ? હું આવત અને ક્યારનીએ માત્રા ચટાડત, અંજન આંજત, સર્વે કાંઇ કરત. હમણાં ઘરમાં કોઇ નહોતું. ”

મનોહર હવે હોશીઆર થઈ ગયો. આ બાઇએ પોતાની બબીને ઉઠાડી તે જોઈ એનું રડવું ક્યાંનું કયાં જતું રહ્યું. તેણે એ બાઇને કહ્યું, ” ખરૂં

બગુબ્હેન, પણ તમારા વરે અમને અનેકવાર કહ્યું છે કે તમારામાંથી કોઈ અમારા ઘરમાં પગ મુકશો તો પગ જ કાપી નાખીશ. તમારી પાસે આવવાનું અમને ઘણુંએ મન થાય છે. બ્હેન તો કહે છે કે તમારા જેવી માવડી ત્રિભુવનમાં પણ શોધી જડે એમ નથી. પણ તેમની આગળ શું કરવું ? તેમને બ્હેન સામી આવે તે પણ પસંદ નથી. તેમણે એને લીધે પિતાજીને કેટલા હેરાન કીધા. પિતાજી મરી ગયા પછી માને કેટલો બધો ત્રાસ દીધો અને તમને તો........"

"જવા દે ને" બગુબ્હેન વચમાં જ બોલી ઉઠયાં, "તેમનો સ્વભાવ જ તેવો છે. તમે એક નહીં આવો, પણ હું શું કરૂં ? એમાં કાંઇ નહીં. આવું કાંઇ થાય કે કાંઈ જોઇતું કરતું હોય તો બેલાશક મારે ત્યાં કહેવા–માગવા આવજો. તે કાંઈ થોડા આખો દિવસ ઘરમાં બેશી રહે છે ?"

તેમનું આટલું બોલવું થયું એટલામાં બ્હાર દાકતરનો શબ્દ સંભળાયો; "મનોહર, અરે મનોહર, બબીને કેમ છે રે ?" અને આ શબ્દોની સાથે જ દાકતરનું પગલું પણ ઓરડીની અંદર પડયું. તેમની પાછળ પાછળ સ્હવારવાળો ગૃહસ્થ હતો જ. પછી આમ તેમ જોઈ દાકતરે પૂછ્યું, "કેમ રે હજુ તારી બ્હેન આવી નથી કે ?"

દાકતરનો આ સવાલ સાંભળતાં વાર તેની સાથેના ગૃહસ્થની ભમરો કપાળ ઉપર ચઢી. અને તેના મુખ ઉપર વ્યાજસ્મિત દેખાયું. તે બારણામાં જ ઉભો રહ્યો હતો. દાકતરની પીઠ તેની તરફ હતી, તેથી તેમને આ કાંઇ દેખાયું નહીં. દાકતર અંદર બબીની પાસે ગયા હતા. તેમણે તેની નાડી તપાસવા માટે તેનો હાથ ઉચકયો, ને તે કાંઇ બોલવા જતા હતા એટલામાં મનોહર બોલી ઉઠયો, "દાકતર સાહેબ, એ તો હમણા છેક........મેં તો જાણ્યું કે એ..........."

પરંતુ બગુબાઇએ તેને વધારે બોલવા દીધો નહીં ને એકદમ બોલી, "આને વાનો ચાળો થઇ આવ્યો હતો. એ લાકડાની પેઠે નિશ્ચેષ્ટ પડી હતી. આખું શરીર ઠંડું પડી ગયું હતું. દાંત ઓઠ બીડાઈ ગયા હતા. શ્વાસ બંધ થયા સરખો થયો હતો. પરંતુ લમણા આગળની નસો ઉછળતી હતી. તેથી મને લાગ્યું કે અમારો બૈરાંનો ઉપાય કરી જોવો. તેથી મારા ઘરમાં એક અંજન છે તે આની આંખમાં જરા આંજ્યું અને એ શુદ્ધિ ઉપર આવી એટલે તરત અમારી માત્રા બે ઘસરકા ઘસીને ચટાડી."

બગુબાઇના આ શબ્દો સાંભળીને પાછળ બારણામાં ઉભેલા ગૃહસ્થે

કપાળે ત્રિશૂળ ચઢાવ્યાં અને આંખો ઝીણી કરી બગુબાઈ તરફ જોયું. દાકતર બગુબાઇનું બોલવું સાંભળતા હતા તે દરમ્યાન તે કાંઇક વિચારમાં પડી ગયા. અને બબીને વધારે કાળજી પૂર્વક તપાસવા સારૂ તેમણે દીવો પોતાની પાસે લાવવા કહ્યું. પછી તેની નાડી જોઇને મનોહરને પૂછ્યું, "અંજન આંજ્યા અગાઉ કેટલા વખત સુધી એ નિશ્ચેષ્ટ પડી રહી હતી ?"

"ઘણા વખત સુધી પડી રહેલી હોવી જોઇએ. મને તો કાંઈ જુદું જ ભાસવાથી હું ગભરાઇ રડવા બેઠો હતો એટલામાં મારા રડવાનો અવાજ સાંભળી બગુબ્હેન આવ્યાં તે ઠીક થયું, નહીં તો એ ક્યાં સુધી આમ પડી રહેત અને શું થાત તે કાંઇ જ કહી શકાતું નથી." મનોહરે કહ્યું.

આ તેનું આખું ભાષણ દાકતરે સાંભળ્યું હશે કે કેમ કોણ જાણે. કારણ, તેનું સઘળું ચિત્ત પેલી છોકરીને તપાસવામાં રોકાયું હતું. તેમણે સ્ટેથેસ્કોપ કાઢી છાતી તથા પેટ ઉપર મુકી જોયું. આંખો તપાસી જોઈ, નખ જોયા, અને કહ્યું, "હું આમને ઘેર આ રસ્તેથી જતો હતો તે મને સ્હેજ લાગ્યું કે એક વખત બબીની તબીયતની પૂછપરછ કરતો જાઉં, તેથી ગાડી ઉભી રખાવી અંદર આવ્યો. આમને ઘેર કદાચિત્ રોજ મારે એક બે વખત જવું પડશે. તે વખત હું અહીં પણ આવતો જઇશ. અને મને લાગે છે કે આને બે ચાર દિવસ સુધી દિવસમાં બે વખત તો જોવી જ જોઇશું. પણ તેની કાંઇ હરકત નહીં. બે વખત તો શું પણ ચાર વખત પણ આવીશ."

આ છેલ્લા શબ્દો સાંભળતાં જ બારણામાં ઉભેલા ગૃહસ્થે પોતાની ભમરો ફરીને ચઢાવી વ્યાજસ્મિત કર્યું. પરંતુ દાકતરને તે કાંઈ દેખાયું નહીં. તે તો આગળ બોલતા જ રહ્યા: "પણ કેમ રે તારી બ્હેન હજુ આવ્યાં કેમ નથી? નિશાળેથી આવતાં રોજ આટલું મોડું થાય છે કે શું? કે કોઈ ઠેકાણે શીખ-વવા જવાનું માથે લીધું છે?"

"ના રે ના. શીખવવા બીખવવા કાંઇ જતી નથી. તે રોજ પાંચ વાગ્યા કે તરત આવે છે." બગુબાઇએ કહ્યું.

બગુબાઇનું બોલવું સાંભળી દાકતર બોલ્યા, "બાઇ, તમે આજે આમના ઉપર અપાર ઉપકાર કર્યો છે. આ જો આવી સ્થિતિમાં કાંઇક વધારે વખત સુધી પડી રહી હત તો શું થાત તેનો કાંઇ અંદાજ બંધાતો નથી. તમે ઘણું પ્રસંગાવધાન વાપર્યું. બ્હેન હત તો હવે પછી શું શું કરવું તે બધું હું તેમને કહી મુકત. પણ હજુ સુધી તે તો આવ્યાં નથી અને મારે તો આમની સાથે જવું જ જોઇએ. તોપણ કાંઈ હરકત નથી. હું પાછો જતાં આણીમેર આવીશ. કદાચિત્ ન જ અવાયું તો તેમને કહી મુકજો કે હમણાં થયો તેવો ચાળો

ફરીને રાતમાં થાય તો તમે મનમાં કાંઇ પણ અંદેશો ન આણતાં, ગમે તેટલી રાત ગઈ હોય તોપણ, મને બોલાવવા મોકલજો. ચાળો થઈ ન આવે તો ઠીક જ છે. હું સ્હવારે તો આવીશ જ. ઓસડ જે આપો છો તે ચાલુ રાખજો, અને થોડી કાંજી પાજો. અને પછી ઉંઘ આવી હોય તો એને બિલકુલ જગાડતાં નહીં. ઉંઘ એ ઉત્તમ ઓસડ છે. હું હવે જાઉં છું. બ્હેન આવ્યાં હત તો ઠીક થાત. પણ રોજ જલદી આવે છે ને આજે આટલા બધા વખત સુધી બ્હાર કેમ રહ્યાં હશે ?"

આ પ્રશ્નથી બારણામાં ઉભા રહેલા ગૃહસ્થની ભમરો વધારે ઉંચી ચઢી ગઈ અને તેનું વ્યાજસ્મિત વ્યાજહાસ્યમાં પરિણત થયું. પરંતુ પોતાનું વ્યાજહાસ્ય દાકતરને જણાય નહીં તે હેતુથી અગર બીજા કશા કારણથી, કોણ જાણે શાથી—તે ગૃહસ્થે દાકતરને કહ્યું, "ઓ મહેરબાન, ચાલો છો ને ? આપ દાકતર તથા વકીલ એમને સત્તર હજાર......... "

"રાવ સાહેબ, આમ જુવો. જેણે અમારી મરજી મુજબ કામ લેવું હોય તેમણે જ અમારી પાસે આવવું. તે પ્રમાણે કરવાની જેમની ઇચ્છા ન હોય તેમના ઉપર અમારો કાંઈ જોરો નથી. તમારે પચાસ દાકતર છે. આમને બિચારાને એક પણ મળવાની પંચાત છે."

"હું તો ધારૂં છું કે આમની બ્હેન જેને બોલાવવા જશે તે તાબડતોબ આવીને ઉભો રહેશે. દયાશીલ દાકતર—નિદાન આમને સંબંધે તમે એકલા જ દયાશીલ નહીં નીકળો." આ બોલતી વખતે આ ગૃહસ્થની થયલી મુખચર્યા દાકતરની દૃષ્ટિએ પડી હત, તેણે આંખો કેટલી વખત મચકાવી, માત્કું કેટલી વખત જોયું, તેનું સ્મિત કેવા પ્રકારનું હતું—આ સર્વ પ્રકાર દાકતરની દૃષ્ટિએ પડયા હત તો ત્યાં તે શું કરી નાખત તે કહી શકાતું નથી.

પરંતુ દાકતરનું ધ્યાન તેના બોલવા તરફ નહોતું. કારણ, તેટલામાં બ્હેન ત્યાં આવી પહોંચ્યાં હોય એમ જણાયું. તેમને જોઇ દાકતર એકદમ તેમની તરફ વળીને બોલ્યા, "છોકરી આટલી બધી માંદી અને નિશાળ છૂટયે બે ત્રણ કલાક થઈ ગયા છતાં તમે આવ્યાં નહીં? મેં તો તમને કહ્યું છે ને કે આઠ દિવસની કેજ્યુઅલ રજા લ્યો......... "

"શું કરૂં ? રજા મળતી નથી. વળી કેટલોગનો સરવાળો કરવા વગેરેનું કામ મ્હોટી મેહેતીજીએ મને સોંપ્યું અને કહ્યું કે આ કામ પૂરૂં કરી મારે ઘેર કાગળો પહોંચાડીને પછી ઘેર જજો."

"રજા મળતી નથી ? વાહ ! તમને રજા મળે એવી તજવીજ હું

કરીશ. આવે વખતે રજા ન મળે એ તે શું કહેવાય? વારૂ. રાતમાં તો આની કાળજી રાખજો. આ બગુબાઈ તમારી મદદમાં છે જ. પણ વારંવાર અંજન આંજવું તે ઠીક નથી. હમણાં થયું હતું તેમ થાય તો મને બોલાવવામાં કાંઇ પણ અંદેશો આણશો મા. મનોહરને મારી સાથે મોકલો. હું બબીનું ઓસડ બદલીને મોકલી દઉં છું. પ્રથમ મને લાગ્યું હતું કે ઓસડ બદલવાની જરૂર નથી; પણ હવે એમ લાગે છે કે થોડો ફેરફાર કરૂં તો ઠીક. પાછા જતી વખતે હું એને બોલાવીશ. એને તૈયાર રાખજો."

આમ બોલી દાક્તર તથા તેમની સાથે આવેલો ગૃહસ્થ ત્યાંથી ચાલ્યા ગયા. પેલો ગૃહસ્થ બારણું રોકીને જ ઉભો હતો તેથી બગુબાઈ ત્યાંજ રોકાઈ રહી હતી. તેમનો જીવ તલપાપડ થઈ રહ્યો હતો. પોતાના ઘરમાં જવાને તે એક પગે થઈ રહી હતી. હું અહીં આમના ઘરમાં છું એટલામાં જો મારા પતિરાજ ઘેર આવશે તો શું થશે અને શું નહીં એમ તેના મનમાં થઈ રહ્યું હતું. પેલો ગૃહસ્થ બારણામાંથી દૂર થયો એટલે એક મ્હોટું સંકટ દૂર થયું એમ તેને લાગ્યું અને તે બ્હાર નીકળી ગઇ. સુદૈવે તેને જે આટલું ભય લાગતું હતું તે અદ્યાપિ ઘરમાં આવ્યું નહોતું. પતિરાજ ઘેર આવ્યા નથી એમ જોતાં જ તેના મનમાં ઘણો સંતોષ થયો અને ફરીથી મથુરાબાઇને ત્યાં જઇ બનેલી હકીકત તેમને કાને નાખવાના વિચારથી તે ત્યાં પાછી આવી. તે વખતે બબી મથુરાને કોટે બાઝી કહેતી હતી કે, "બ્હેન, બ્હેન, તું કહેતી હતી ને કે નિશાળ છૂટશે એટલે તરત હું આવીશ. પણ તું આવી નહીં. બ્હેન, મારે લીધે તને બહુ હેરાનગતિ પહોંચે છે કેમ? અને તેથી શું તું જલદી આવી નહીં? પણ બ્હેન! મને શું શું થાય છે તે તને ન કહું તો કહું કોને? મને તો એમ લાગે છે કે તું જો મારી પાસે બેશી રહે તો મને જલદી સારૂં થાય. તું નહોતી તેથી મને ઘણી ગભરામણ થઈ ગઈ હતી."

દાક્તરના જતાં સુધી—નહીં—તેની બ્હેનના આવતાં સુધી—બબી છેક નિશ્ચેષ્ટ પડી રહી હતી. કાંઇ બોલી નહોતી, હાલચાલ પણ કરી નહોતી. પરંતુ તેની બ્હેન આવતાંની સાથે જ તેના શરીરમાં જાણે બળનો સંચાર થયો હોય એમ તે એકદમ બોલવા મંડીં પડી. તેની બ્હેને તેનું સાન્ત્વન કર્યું. પોતે જલદી આવી શકી નહીં તેનું કારણ સમજાવ્યું. એટલામાં બગુબાઇએ પણ બબીને શું શું થયું હતું તે કહી નાખ્યું. અને થોડાક વખત સુધી તે બ્હેનોનો પ્રેમ-પ્રસંગ જોઇને પોતાના ઘરમાં ચાલી ગઇ.

બગુબાઇએ જોયો તે પ્રેમપ્રસંગ જ હતો. આ દેખાવથી તથા મથુરાબાઇએ બબીને માટે અગાઉ જે જે કર્યું હતું તેને સંભારી તજ્જન્ય સુખમાં

તે મહાલતી હતી. તેનું મન ઉંચા પ્રકારનો અનુભવ લેતું હતું. પરંતુ ઘરમાં પગ મુકવાં વાર તેને હમેશનો પરિચિત 'અ'પૂર્વ પ્રેમપ્રસંગ તથા 'અ'પૂર્વ સમાધાન અનુભવવાં પડયાં. તેના પતિરાજ ઘરમાં આવ્યા હતા અને તેની જ વાટ જોઈ બેઠા હતા. બગુબાઇએ ઘરમાં પગ મુકયો કે તરત દિગંબર તેની તરફ ધશી જઇ ગર્જના કરી ઉઠયો, "ક્યાં ગઇ હતી ?" બગુબાઇએ કાંઈ ઉત્તર આપ્યું નહીં. તે રસોડામાં ચાલી ગઈ.

કાંઇ પણ ઉત્તર મળ્યો નહીં તેથી દિગંબર અત્યંત ક્રોધાવિષ્ટ થઇ ગયો. તેણે હજુ સુધી કપડાં ઉતાર્યા નહોતાં. તોપણ તે તેની વહુની પાછળ રસોડામાં ગયો, અને બરાડો પાડી બોલ્યો, "તને શું એમ લાગ્યું કે તારી પાછળ કોઇ કૂતરો બુતરો ભસે છે ? અને તેથી તું આમ દોડતી દોડતી રસોડામાં ભરાઇ ગઈ ? મેં શું પૂછ્યું ? બોલ, શું પૂછ્યું ? કહે." બગુબાઇએ કાંઇ જ ઉત્તર આપ્યું નહીં. ચૂલા ઉપર અધરણુ મુક્યું હતું તેમાં ચોખા ઓર્યા અને ચૂલામાંનાં લાકડાં સંકોરી ઠીકઠાક કરવા મંડી પડી. તડકામાં મુકેલા ઉષ્ણુતામાપક યંત્ર ( થર્મામિટર ) નો પારો જેમ એકદમ ચઢી જાય છે તેમ દિગંબરનો ક્રોધ એકદમ વૃદ્ધિ પામ્યો. અને તે તેની વહુ તરફ ધશી જઇ ગર્જના કરી બોલ્યો, "બોલ, પેલી કૃત્યાના ઘરમાં શા માટે ગઇ હતી ?"

બગુબાઇથી આ કાંઈ સાંખી શકાયું નહીં. તેથી તે એકદમ બોલી, "આ શું બોલવું ? બીજાને માટે એવું શામાટે બોલવું ?"

"મને ગમશે તે હું બોલીશ. તેં શા સારૂ તે ઘરમાં પગ મુકયો તે પહેલું કહે. મેં તને કહ્યું હતું ને કે એ ભ્રષ્ટાચારીના ઘરમાં તારે પગ મુકવો નહીં. તે છતાં તું ત્યાં શા માટે ગઇ બોલ ?"

"બબી ઘણી માંદી થઈ ગઇ હતી તેથી."

"થોડી એ થઈ નહોતી અને વધારે પણ થઇ નહોતી. જો મરી જશે તોપણ મને કે તને તેનું સ્નાનસૂતક લાગવાનું નથી. આવા ભ્રષ્ટ લોકોના ઘરમાંનાં લડધાં મર્યાં તો એ શું ને જીવ્યાં તો એ શું ? અને ત્યાં જઈ તેં શું કર્યું તે કહે. હું એમ કાંઇ સમજી જાઉં એવો નથી. મને બધી ખબર પડી છે. પણ મારે તારે મ્હોડેથી જે ખરૂં હોય તે સાંભળવું છે. બોલ, પછી બતાવું છું શું છે તે !"

બગુબાઇ કાંઈજ બોલી નહીં, તેથી દિગંબરને વધારે શૂર ચઢ્યું. તેણે તેની વહુના શરીર ઉપર ધશી જઇ તેના ખભા હચમચાવી કહ્યું, "બોલ, તું કેટલું ખરૂં બોલે છે તે મારે જોવું છે. મને બધી ખબર પડી છે. હવે મને........બોલ, બોલ. નહીં તો આજે તારો વારો આવ્યો છે સમજ."

આવો અનુભવ બગુબાઇને કાંઈ અપૂર્વ નહોતો. ખરૂં કહીશ તો શું થશે તે તે જાણતી હતી. તોપણ છુપવાછુપવી કરવી સારી નહીં એમ ધારી તેણે તેને કહ્યું, " કાંઈ નહીં. એ તો પેલી છોકરીને વાનો ચાળો થઇ આવ્યો હતો. દાંત હોઠ છેક બીડાઈ ગયા હતા. અને આખું શરીર લાકડા જેવું થઇ ગયું હતું. મનોહરના મનમાં કાંઇ બીજું જ આવ્યાથી તે રડવા મંડી પડયો. તેનું રડવું સાંભળી હું ત્યાં ગઇ. મથુરા ઘેર આવી નહોતી તેથી આપણી માત્રા તથા અંજન લઈ જઇ તેની આંખમાં અંજન આંજ્યું અને થોડી માત્રા ચટાડી. એટલે તેનો વા એકદમ બેશી ગયો અને તે આમ તેમ જોવા લાગી........"

બબીનો વાનો ચાળો ઉતરી ગયાની વાત જાણી દિગંબરને વાનો ચાળો થઇ આવ્યો! અને તેણે બગુબાઇના મ્હોં ઉપર એક લપડાક ચોઢી કાઢી અને લાત મારી તે બોલ્યો, " તને પણ ઉન્માદવાયુ થયો છે તે ઉતારવા સારૂ આ અંજન આંજી આ માત્રા ચટાડવી જોઇએ. જેનું મ્હોં સ્હવારના પહોરમાં જોઉં તો હું અપશકુન થયલાં સમજું છું, મને ક્રોધ ચઢે છે તેના ઘરમાં જઈ તેને ઘરમાંનું અંજન અને માત્રા આપે છે? મારા ઘરમાંથી અનાજ વગેરે પણ આપતી હઇશ. મને આજે જ માલમ પડયું કે હું જો કે આટલો બધો ધર્મ પાળું છું, એ ધર્મભ્રષ્ટોની છાયા પણ મારા ઉપર પડે નહીં એવી કાળજી રાખું છું, તોપણ તું તારી મેળે અંદરખાનેથી સઘળો ભ્રષ્ટાચાર કર્યે જ જાય છે. એને હવે શું કહેવું? આવતી કાલથી રાતરે તથા દિવસે હું ઘરમાં ન હોઉં ત્યારે તને અહીં ગોંધી જ મુકીશ. આજે હવે તારે જમવાનું નથી. હું મારે મારૂં ફોડી લઇશ." એમ કહી આ રાક્ષસે ચૂલામાં પાણી રેડયું.

બગુબાઇને ઘણું વાગ્યું હતું. પરંતુ વાગવા કરતાં ક્રોધ વિશેષ ચઢયો હતો. પણ બિચારી શું કરી શકે એમ હતું! આમ માર ખાવાનો વારો તેને આ કાંઇ પહેલો જ નહોતો. આજનો માર બીજાના ઉપર ઉપકાર કર્યાને લીધે પડયો હતો એટલું જ. દિગંબર તે બિચારા અનાથ કુટુંબનો વિનાકારણ દ્વેષ કરતો હતો તે એને ઘણું ખરાબ લાગતું હતું; પરંતુ તેની આગળ એનું શું ચાલે? તેના મનમાં આવતું તોપણ આ કારણથી એ તે અનાથ કુટુંબને કદી પ્રત્યક્ષ રીતે સાહાય્ય આપતી નહીં. જે મદદ કરી હતી તે આજે જ, અને તે માટે આ માર ખાવો પડયો હતો.

દિગંબર તથા મથુરાબાઇનો બાપ બંને એક જ ઘરમાં રહેતા હતા. ઘરમાંનો મ્હોટો ભાગ દિગંબરના કબજામાં હતો. પ્લેગને લીધે તેણે પોતાના

છૈયાં છોકરાં વગેરે પરગામ મોકલી દીધાં હતાં. તે જાતે કાંઇક કારણસર એકલો જ રહ્યો હતો, અને તેથી તેની બૈરીને પણ ત્યાંજ રહેવું પડયું હતું. પ્લેગનું જોર નરમ પડી ગયું હતું, શહેર ફરીને ભરાયું હતું, તથાપિ દિગંબરની મેહેર છોકરાંને પાછા આણવા તરફ ગઈ નહોતી. બૈરીએ “ હવે તેડાવો ” એમ કહ્યું તેથી તો ન તેડાવવાની તેની પ્રકૃતિએ હવે વિશેષ જોર પકડયું.

મથુરાબાઇનો બાપ ઘણો ગરીબ સ્થિતિમાં હતો. પોતાનાં છોકરાં વગેરેને બીજે કયાંય લઇ જવાનું અશક્ય હોવાથી તે ત્યાં જ ગામમાં જ રહ્યો હતો. મથુરાબાઈ અને તેનો વર પણ દરિદ્રિ હોવાથી તેમને પણ શેહેરમાં જ રહેવું પડયું હતું. તે સાલમાં પ્લેગનો પહેલો બળી મથુરાબાઇનો વર થયો. આથી મથુરાને તેનો બાપ પોતાને ઘેર તેડી આવ્યો. દિગંબરે પોતાના ઘરમાં પ્લેગ આણ્યો એવો પ્રથમ બુમાટો કર્યો. પછી દશમે દિવસે તેનું કેશવપન કરાવવું જોઇએ એવી તેના બાપની પાછળ ટકટક શરૂ કીધી. તે બિચારો પોતાના દુઃખમાં હતો, તેથી તેણે એના બડબડાટ તરફ ધ્યાન આપ્યું નહીં. આ તેના ઉપરના એના ગુસ્સાનું પહેલું કારણ. પછી તેનો ભાઇ મરી ગયો એટલે તેની સ્રીનું કેશવપન કરાવવા માટે ફરીથી ટકટક શરૂ કીધી. પરંતુ તેની ભોજાઇ પીયર ચાલી ગઈ. તોપણ એણે મથુરાબાઇની બાબતમાં પોતાની ટકટક ચાલુ જ રાખી. પછી મથુરાબાઇના બાપને પ્લેગ થયો અને તેમાં તે મરી ગયો. તે મરી ગયો તે જ દિવસે દિગંબરે મથુરાને તથા તેની માને કહાવ્યું કે તમે કેશ ઉતરાવ્યા નથી તેના પાપને લીધે આ સંકટો તમારી ઉપર આવે છે; અને તમારા ઘરના પુરૂષો મરી પરવાર્યા છે એટલે હવે ગદા મારા ઉપર આવશે. માટે તમે હવે આટલું કરી નાખો. પરંતુ તેમણે તેના કહેણ તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહીં. ત્યારે પોતે જાતે તેમના ઘરમાં પેશી તેમને મ્હોડા મ્હોડ કહ્યું કે તમે જો આ અનાચાર તાબડતોબબંધ કરશો નહીં તો હું તમને ઘરની બ્હાર કાઢી મુકીશ. તોપણ તેમણે એના બોલવા તરફ લક્ષ આપ્યું નહીં. પ્રત્યેક અવગણનાએ તેના ક્રોધની જ્વાળા વધતી ગઇ અને દ્વેષ ઘણો વધી પડયો. પછી આગળ ઉપર મથુરાની મા મરી ગઇ ત્યારે પણ આ નિર્દયે ફરીને મથુરાને સંદેશો કહાવ્યો કે જ્યાં સુધી તું કેશવપન ન કરાવતાં આ ઘરમાં રહીશ ત્યાં સુધી આ પ્રમાણે જ તારા ઘરમાંનાં ન્હાનાં મોટાં માણસો ટપોટપ માખીની પેઠે મરશે. માટે તું મારૂં માન, કેશવપન કરાવી મારે ઘેર રસોઇ કરવાં રહે, અને છોકરાંને ભીક્ષા માગવા મોકલ!”

# પ્રકરણ ૬ ઠું.

## દિગંબરચરિત.



મથુરાબાઇના સંબંધમાં દિગંબરનો ઉપર વર્ણવ્યા પ્રમાણેનો ઉપ-દ્રવ્યાપ વાંચી દિગંબર કોઇ ઘણો ઘરડો—છેક ખરડો ખખ—અસલી પુરૂષ હશે, અને જુની રીતભાતોમાં તેની અતિશય શ્રદ્ધા હશે એવો ઘણા વાચકોને ખ્યાલ થશે. જે વાચકોને દિગંબરને સંબંધે આવો ખ્યાલ થયો હશે તેમણે તે એકદમ ઝટપટ કાઢી નાખવો; કારણ, એ કેવળ ભ્રમ છે. દિગંબર પાંત્રીસની ઉપરની ઉંમરનો હતો. પરંતુ તે ઘણો જુવાન દેખાતો હતો. તેની ઉંમર ત્રીશની પણ થઇ હશે એમ કોઇને પણ લાગવું શક્ય નહોતું. તેના શરીરનો બાંધો છેક પાતળો હતો. શરીરની ચંચળાઇ તથા વાચાળપણાની તડફડ ઘણી જબરદસ્ત હતી. આથી તે સુમારે ત્રીશેક વર્ષનો હશે એમ જોનારને લાગતું. અને એ પણ પોતાનું વય કોઇને કહેવાની ઉતાવળ કરતો નહીં. પૂછનાર પૂછે તે દરમ્યાન જેવો પ્રસંગ આવે તેવા પ્રસંગાનુસાર તેની ઉમર ઓછી વધતી થતી. બીજી વીશી ઉતરી ગયલા માણસોની બેઠકમાં ભાષણ ચાલતું હોય અને વય અધિક થયલું હોવા છતાં શરીર-ના સર્વ અવયવોની દૃઢતા કાયમ રહે એ મ્હોટું સુભાગ્ય એમ કોઇ કહે તો દિગંબર કહેતો કે મારી ઉમર ઓગણપચાસ વર્ષની છે. પરંતુ મેં તારૂણ્યમાં કસરત કરી છે, હું કુસ્તીઓ રમ્યો છું તેનું ફળ મારૂં શરીર આરોગ્ય અને બલાઢ્ય છે એ છે. વારૂ, પચીશેક વર્ષની ઉમરના તરૂણોમાં તે બેઠો હોય તો "હું પણ તમારા જેવડો જ છું. બહુ તો એકાદ વર્ષ વધતું કે ઓછું હશે," એમ પણ કહેવાને તે તૈયાર! કદી કદી પ્રસંગ વિશેષવશાત્ તે તરૂણોમાં વૃદ્ધત્વની બડાશ મારતો અને વૃદ્ધોમાં તારૂણ્યની ડંફાસ હાંકતો. સારાંશ, તેનું બોલવું ચાલવું, બહુ અંશે, વાસ્તવિક સ્થિતિને અનુસરતું નહીં, પણ પ્રસંગો-ચિતપણાને માન આપીને થતું.

દિગંબરના બાપે પાંચ પૈસા એકઠા કરી ઘણી જમીન તથા બે ચાર ઘર વેચાતાં લીધાં હતાં, તે ઉપરાંત, થોડું રોકડ તથા સોનાનો પણ સંચય કરી રાખ્યો હતો. એટલો બધો કે દિગંબર સાધારણ રીતની દેખરેખ રાખે તોપણ તેને જાતે એક કોડી પણ કમાવાની જરૂર ન પડતાં પૈસેટકે સુખી માણસો-ની પેઠે પોતાનો સંસાર ચલાવી શકે. એ ઇંગ્રેજી શીખી ખાસ બી. એ. કે

એલએલ. બી.ની પદવી મેળવે—નિદાન વકીલ તો થાય, એવી એના પિતાની પ્રબલ ઇચ્છા હતી, તેથી તેણે શાળા ઉપરાંત ખાનગી માસ્તર રાખી શીખવવાની યોજના કરી હતી. પરંતુ દિગંબરને એ શીખવામાં કાંઈ મહત્વ લાગ્યું નહીં. અને તે મેટ્રિક્યુલેશન સુધી જેમ તેમ ધક્કા ખાતો ખાતો આવ્યો હતો. અને બે વખત તે પરીક્ષામાં નાપાસ થયા પછી પાસ થયો એટલે એણે ભણવાનું છોડી દીધું. તેથી 'એ શીખશે નહીં પણ ઠીકઠાક રીતે રહેશે તો આબરૂસર રહેતાં ગુજરાન જેટલું તો છે' એમ ધારી તેના પિતાએ તેને અભ્યાસ કરવાનો વધારે આગ્રહ પણ કર્યો નહીં. આગ્રહ કરવાથી પણ કાંઇ વળવાનું નથી એમ તે સારી પેઠે સમજતો હતો. પછી તરતજ દિગંબરનું લગ્ન થયું. વહુ મ્હોટી થઇ અને તે જ અરસામાં તેના પિતાનું મૃત્યુ થયું, એટલે સર્વ વ્યવસ્થા દિગંબરના હાથમાં આવી. તે વ્યવસ્થા કરવા લાગ્યો. હાથમાંથી કોડી છોડવી જ નહીં એવો તેનો નિશ્ચય હોવાને લીધે તેનો સંસાર પણ ઠીકઠાક ચાલવા લાગ્યો.

વખત જતાં દિગંબરને એવી ઇચ્છા ઉત્પન્ન થઈ કે આપણે માત્ર આપણી ખેતીની દેખરેખ રાખી નિરાંતે બેશીએ છીએ તે કાંઈ ઠીક નહીં. કાંઇક પણ લોકહિતનું કામ હાથમાં લઇ આપણી કર્તૃત્વશક્તિ લોકને બતાવવી જોઇએ. કુચેષ્ટા કર્યા સિવાય પ્રતિષ્ઠા વધતી નથી, તો હવે કુચેષ્ટા કોની કરવી, કે જેથી આપણી પ્રતિષ્ઠા વધે એ વાતનો વિચાર કરી સુધારકોને તેણે પોતાનાં બાણોનું લક્ષ્ય કર્યું. "આ સુધારકોએ સઘળું સત્યાનાશ વાળ્યું, એમણે આપણો ધર્મ ડુબાવવા માંડ્યો છે, એમનું નસંતાન કાઢવું જોઇએ." એવાં એવાં ભાષણો તેણે શરૂ કર્યાં. અને સાધારણ વિદ્વત્તાને લીધે તથા લોકહિત માટેની સહાનુભૂતિ માટે લોક જેમને માન આપતા તેમને ગાળો ભાંડવાનો ઝપાટો આરંભ્યો. "યદ્યપિ હું બી. એ. થયો નથી તથાપિ મને ઇંગ્રેજી વાંચનનો ઘણો શોખ હોવાથી મેં મિલ, સ્પેન્સર, જોન્સન, શેક્સપીઅર ઇત્યાદિ ઇત્યાદિનાં પુસ્તકો વાંચ્યાં છે, અને તેઓ આપણા પુરાતન તત્ત્વવેત્તાઓ તથા કવિઓના કરતાં ઘણી હલકી પ્રતિના છે, એવું મારૂં દઢ મત થયું છે. તેમજ, મેં ઇંગ્રેજી તથા સંસ્કૃત બને ભાષાઓમાંના ધર્મગ્રંથોનું પરિશીલન કર્યું છે, અને તેથી કોઇની પણ મારી આગળ બોલવાની હિંમત જ નથી," એમ તે ભાર દઇને લોકોને કહેતો. 'જે કાંઇ કરવું જોઇએ છીએ તે જુના ધર્મનું, જુની ભાષાનું, જુની રીતભાતોનું—રહેણીકરણીનું—પૂર્ણ સંરક્ષણ એમ તે જેની તેની આગળ ઘાંટા પાડી પાડીને પ્રતિપાદન કરતો. ઘરડા ભિક્ષુકો આગળ તો તે પોતાના ઈંગ્રેજી જ્ઞાનને સંબંધે એટલી બધી શીસીઆરી હાંકતો કે તેના શ્રોતાઓ છેક દંગ થઈ જતા. તેના ધર્મમતો (ધર્માચરણ નહીં હોં!)

આ પ્રમાણે જુનાના અભિમાનથી છલાછલ ભરેલાં હતાં. પોતાના આ મતોનું ઉદ્‌ઘાટન તે રોજ રાતરે બરાડા પાડી પાડીને કરતો. તેના ઘરની સામે જ એક મ્હોટું પીપળાનું ઝાડ હતું. આ ઝાડની નીચે એક હનુમાનની મૂર્તિ બેસાડેલી હતી. આ હનુમાનને અગાઉ કોઇએ કાંઇપણ મહત્વ આપ્યું નહોતું; પણ આપણા લત્તાના એ હનુમાન છે, એનું મહત્વ આપણે જ રાખવું જોઇએ એમ મનમાં લાવી તેણે લોકોની પાસે ઉઘરાણું કરી–પૈસા ભરાવી ત્યાં એક ચાર પાંચ ચોરસ ફુટનું મંદિર બંધાવ્યું. જેમણે ઉઘરાણામાં પૈસા ભર્યા હતા તેમની માંહોમાંહમાં તકરાર એ હતી કે દિગંબરે એ ઉઘરાણામાં પૈસા બિલકુલ આપ્યા નથી. ત્યારે તેથી ઉલટું જ દિગંબર એમ કહેતો કે, "બધો ખરચ મારે કરવો પડયો છે. કોઇએ કાંઈ વિશેષ આપ્યું નથી." આ મંદિરની આગળની જગા સાફ કરાવી તેણે પોતાનું શ્રોતામંડળ ત્યાં જમાવવાનો આરંભ કર્યો. શ્રોતામંડળમાં અગ્રસ્થાન ગામના કેટલાક ભટકનારાઓને મળતું. સરકારી ઑફીસના કેટલાક કારકુનો, બે ત્રણ ભિક્ષુકો, ઘણે ભાગે છિછરા છોકરાઓ વગેરેનો સાધારણપણે આ સમાજ બનતો. શનિવારે રાતરે જમાવ જરા મ્હોટો થતો. તેમાં વકતા અલબત દિગંબર પોતે જ! જુની રીતભાતોનો નાશ તથા સરકારી જુલમ એ વિષયો ઉપર તેનો વક્તૃત્વવિસ્તાર થતો. તેનો ઘાંટો ખુલ્લો ટકોરાબંધ અને ગાળો વીણી વીણીને પસંદ કરેલી હોવાથી, શ્રોતાવર્ગને ગંમત પડતી. સ્વધર્મને માટે શા શા પ્રયત્નો કરવા જોઇએ, કેટલા કેટલા બળી આપવા જોઇએ એ વિષય ઉપર ભાષણ ચાલે એટલે એના વક્તૃત્વરૂપી નદીમાંના પૂરને સીમા જ રહેતી નહીં. ઉપર ગણાવ્યા એટલા જ વિષયો ઉપર જ ત્યાં બોલવું થતું એમ નહોતું. ગામના મ્હોટા મ્હોટા લોકોની નિંદા, ગરીબ બાપડી નિરાશ્રિત બાઇઓની કુથલી, તથા ખોટી ખોટી નાલસ્તી કરવામાં દિગંબરની હથોટી જબરી હતી. તેમની મહેરબાનીમાંહેની જ મંડળી માત્ર હોય ત્યારે તો એમની કુથલીનો, વ્યકિતવિષયક નિંદાનો પૂર વહેવાનો. અને જેમની કુથલી તથા નિંદા ત્યાં થતી તેમનું નુકસાન જે રીતે અને જ્યાંથી થઇ શકે એમ હોય તે રીતે અને ત્યાંથી કરવાની તેની ખટપટ ચાલતી જ.

મથુરાબાઇની બાબતમાં આ લોકોએ કેટલે કેટલે પ્રકારે અવધિ કરી નાંખી હતી તે જુઓ. મથુરાબાઇના બાપે દિગંબરનું કહેલું માન્યું કર્યું નહીં તેથી આણે તેના યજમાનને ત્યાં જઈ તેમને સમજાવી તેની કમાઈ બંધ કરાવવાની ખટપટ કરી તો ખરી; પરંતુ કાંઇ વળ્યું નહીં. તેથી તે ગૃહસ્થના વિશે પણ તરેહવાર ગપાટા ઉરાડવા માંડયા. પછી તેના ગત થયા પછી ઘરધણીની પાસે જઈ મથુરાને તથા તેની માને ઘરમાંથી કઢાવી મુકવાની યુક્તિ રચી. તેમ

ન થાય તો પોતે ઘર ખાલી કરવાનો પણ ધાક બતાવ્યો. પરંતુ ઘરધણી દયાળુ હોવાથી તેણે " તમારી મરજીમાં આવે તો તમે ખાલી કરીને જાઓ, પણ આવા સંકટના સમયમાં હું એમને કોઇ પણ અડચણમાં નાખીશ નહીં." એવું ઉત્તર આપ્યું. આથી દિગંબરને અતિશય ગુસ્સો ચઢયો અને તેણે ઘર ખાલી કરવાનો ડોળ પણ કર્યો. અને મથુરાબાઈ વિશે અદ્દાતદ્દા બોલવા લાગ્યો તેમ જ તેનો અતિશય દ્વેષ કરવા માંડયો. તેથી મથુરાને એ શેરી છોડી બીજે કોઇ પણ ઠેકાણે જવાનું મનમાં આવ્યું. દિગંબરના વિષમય ભાષણને લીધે તે શેરીમાંહેના માણસોનું મન મથુરાબાઈ વિશે ઘણું કલુષિત થઈ ગયું હતું. તેથી છકેલ છોકરાઓ તથા દિગંબરના કુથલીખોર ગણો એની પરોક્ષ રીતે વિટંબના કરવા લાગ્યા. પરંતુ એ અતિશય ધીરજવાળી તથા નિશ્ચયી હતી તેથી તેણે એ લોકોના બડબડાટ તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહીં. દિગંબરે અન્ય પ્રકારે મથુરાબાઇની પોતાનાથી બનતી હેરાનગતી કરવામાં કાંઇ કસર રાખી નહીં. ઘરમાંના નળ ઉપર પાણી ભરવાથી તે હેરાનગતીની શરૂઆત થઇ. તેથી તેણે ઘરના નળમાંથી પાણી ભરવાનું છોડી દીધું ને તેના ઘરથી થોડા અંતર ઉપર મ્યુનિસિપાલિટીનો સાર્વજનિક નળ હતો, ત્યાંથી પોતાને જોઇતું પાણી તે લાવવા લાગી.

એક દિવસ દિગંબરે એક લઠિંગાને મોકલી નળ નીચે મથુરાએ ડોલ ભરવા મુકી હતી તે તથા તેનાં લૂગડાં રસ્તામાં ફેંકાવી દીધાં. તેના આ કૃત્યનું કારણ એ બતાવ્યું કે આવી રીતે રહેનારી બાઇ બ્રાહ્મણમાં ગણાય નહીં અને તેથી તેણે બ્રાહ્મણના નળ ઉપર આવવું જ ન જોઇએ. તેનું આ કૃત્ય રસ્તે જનાર એક ગૃહસ્થના જોવામાં આવતાં તે ગૃહસ્થને ઘણો ગુસ્સો આવ્યો તેથી તેણે એ લઠિંગાને નિષેધ કર્યો. તે ઉપરથી ખીજવાઇ જઇને લઠિંગાએ તે ગૃહસ્થને ગાળો ભાંડવા માંડી અને " તમારા જેવા આવી......નો પક્ષ કરો છો તેથી તો આવો ભ્રષ્ટાચાર ચાલે છે, " વગેરે અભદ્ર વ્યાખ્યાન શરૂ કર્યું. તે ગૃહસ્થની સાથે તેનો એક નોકર ભૈયો હતો તેણે પોતાના શેઠને ગાળો ભાંડનાર આ લઠિંગાને પકડી જમીન ઉપર પછાડયો. જાતે પુરભૈયો તે કાંઇ કોઇનું માને? પોતાના શેઠનું પણ તેણે માન્યું નહીં. લઠિંગો અં. અં. અં. કરતો પોલીસમાં જવાની વાતો કરતો હતો, અને પુરભૈયો તેને કણેકની પેઠે ગુંદ્યા કરતો હતો. રસ્તા ઉપર લોકોની ઠઠ જામી. દિગંબર આઘો ઉભો ઉભો મઝા જોયાં કરતો હતો. આ બનાવ જોઇ તે ઘરમાં ભરાઇ ગયો, અને થોડીકવાર પછી પાછલે બારણે થઇને બ્હાર નીકળી ગયો. રાતરે પોતાના સભાસ્થાનમાં એકઠા થતાં માર ખાનાર લઠિંગાને તેણે આ પ્રમાણે દિલાસો આપ્યો;

"અરે ભાઇ, સ્વધર્મરક્ષણાર્થે આમ માર ખાવો જ જોઇએ. એટલું જ નહીં, પણ મ્હોટું યુદ્ધ મચવું જોઇએ. પ્રાચીન કાળમાં ધર્મરક્ષણાર્થે હજારો રજપૂત વીર રણમાં રગદોળાયા છે. અને શિવાજી મહારાજના વખતમાં મરાઠાઓ માર્યા ગયા છે. આજ તારા જેવાએ મરવું જોઇએ." મંડળીમાંથી કોઇએ ફરીઆદી કરવાની વાત કાઢી તથા ઉઘરાણું કરી ફરીઆદીનો ખરચ કરવો એમ કહ્યું; એટલે "ફરીઆદ કરવી એ બ્હીકણ બિલાડીનું લક્ષણ છે, અને તેમાં વળી હિંદુએ હિંદુ ઉપર ફરીઆદ કરવી એ તો છેક નાદાનીઅતનું કામ છે," એમ દિગંબરે પ્રતિપાદન કર્યું. તે મંડળીમાં કેટલાક ચતુર લોક હતા તેમણે અનુમાન કર્યું, અને માંહોમાંહે બબડયા પણ ખરા, કે આ ભાઇ સાહેબને કોડી પણ ખરચવી પડે નહીં માટે ફરીઆદ કરવાની ભાંજગડમાં પડવું નહીં એવો ઉપદેશ કરે છે. વળી એક જણે એમ પણ અનુમાન કાઢ્યું કે ફરીઆદ કરે અને કદાચિત્ મથુરાબાઇને હેરાન કરવાના કામમાં તેને મૂળ ચેતવી આપનાર કોણ હતું તે બ્હાર પડે તો કાંઇ અનિષ્ટ પરિણામ થાય એવી એને બ્હીક લાગે છે. આખરે ફરીઆદ વગેરે કાંઈ ન થતાં માર ખાધો તે સ્વધર્મરક્ષણાર્થે જ ખાધો એવા વિચારથી સંતુષ્ટ રહી હળદ વગેરેનો ઉપયોગ કરી પેલા લઠિંગાને બેચાર દિવસ ઘરમાં પડી રહેવું પડયું. દિગંબર તેને મળી "ભલે, પઠ્ઠાજી" એમ કહી દિલાસો આપવાનો પ્રયત્ન કરતો હતો.

મથુરાબાઈ ઉપર આવી પડેલી સંકટપરંપરા તાજી જ હતી તેવામાં જ દિગંબર તરફથી આ પ્રયત્નો થયા હતા. એ બિચારી બીજે ઠેકાણે ઘર શોધતી હતી; પરંતુ એને કોઈ પણ ઠેકાણે ઘર મળતું નહોતું. તેને ઘર ન મળવા દેવાના પ્રયત્નો દિગંબર તરફથી થતા નહોતા એમ પણ નહોતું. પોતાના ઘરમાં તે તો શું પણ તેના ઘરની બિલાડી સરખી પણ આવે તો તેને સુદ્ધાં હાંકી કાઢવા તે ચુકતો નહીં. પોતાની બૈરીને પણ તેણે કહી મુકયું હતું કે, એ ભ્રષ્ટ થયલા ઘરમાં પગ પણ મુકવો નહીં. બનતાં સુધી તે તે પ્રમાણે ચાલતી. પરંતુ મથુરાબાઇના ઉપર આવી પડેલી વિપત્તિઓને લીધે તેના મનમાં તેને માટે સ્વાભાવિક રીતે દયા ઉત્પન્ન થઈ હતી. તેમાં આવાં ન્હાનાં ન્હાનાં છોકરાં અને એક છોકરી માંદી ! તેથી દિગંબર ઘરમાં ન હોય અને તેને જલદી પાછા આવવાનો સંભવ ન હોય ત્યારે તે તેને ત્યાં જતી અને તેમને બનતી મદદ કરતી. તેમાં આજે તો તેણે ઘણી જ મહત્વની મદદ કરી હતી. જો તે વખતસર આવી પહોંચી ન હત અને માત્રા ન આપી હત તો કદાચિત્ એ છોકરી બચત પણ નહીં. મથુબાઇ છોકરાંવાળી હતી. તેને બે છોકરીઓ અને એક છોકરો એટલાં સંતાન હતાં. તેથી તેના સ્વાભાવિક દયાળુ-

પણાને માતાના અનુભવનો ટેકો મળવાથી તેના પતિની કઠોર આજ્ઞાની પણ દરકાર ન કરતાં આ ગરીબ કુટુંબની તે ગુપ્તપણે યથાશક્તિ ખબર અંતર લયાં કરતી હતી. દિગંબરને આ બાબતનો સંશય આવ્યો પણ હતો; પરંતુ પ્રત્યક્ષ પુરાવો કદી મળ્યો નહોતો. કારણ, તે ગામના ફરતારામ હોવાથી ઘરમાં ઘણો જ થોડો વખત તેનો પગ ટકતો. આખો દિવસ તો તે બ્હાર ગપ્પાં મારવામાં જ નિમગ્ન રહેતો; એટલું જ નહીં પણ રાતરે પણ બ્હાર જતો. પ્લેગના દિવસમાં ગામમાં રહેવું નહીં એટલે બસ! પ્લેગની બ્હીક જ રહી નહીં એવું તેનું મત હતું. તેથી પ્લેગના દિવસમાં ઘર સંભાળવાનું કામ પોતાની વહુ ઉપર નાખી પોતે ગામ બ્હાર ફાવે ત્યાં પડી રહેતો. લોકો ગામમાં રહેવા આવ્યા પછી પણ રાતનો ઘણોખરો ભાગ તે પેલા હનુમાનના મંદિરના આંગણામાં તથા બાકીનો ભાગ બીજે ક્યાંય પણ ગાળતો. આવી સ્થિતિમાં વહુ આડોશી-પાડોશીનો સંગાથ ન ખોળે એ બને કેમ? પરંતુ દિગંબરનો સખ્ત હુકમ હતો કે તે ઘરના માણસોને છાંયડે પણ ઉભા રહેવું નહીં. ઉપર કહ્યું છે કે પોતાની પત્ની આ ભ્રષ્ટ પાડોશીને ત્યાં જાય છે એવી દિગંબરને શંકા આવી હતી; પરંતુ તેવો કાંઈ પુરાવો મળ્યો નહોતો. તે પુરાવો આજે એને મળ્યો.

વાચકને સ્મરણ હશે જ કે દાકતર ભગવંતરાવની સાથે સ્હવારે તેમજ સાંજરે એક ગૃહસ્થ મથુરાબાઇને ઘેર ગયો હતો. આ ગૃહસ્થ દિગંબરનો અત્યંત જીવજાન દોસ્ત હતો. તે શ્રીમંત હોઇ ઈનામદાર પણ હતો. અને પોતાને જુની રીતભાત તથા આચારવિચારોનો અભિમાની કહેવડાવતો. પોતાનું ઘર ઘણું મ્હોટું, પુરાતન, કુલીન એવું એને ભારે અભિમાન હતું; અને તેથી સઘળી જુની રીતભાત—આચારવિચાર—ધર્મ કર્મ વગેરેનું સંરક્ષણ કરવાનું મારૂં જ કર્તવ્ય છે એમ તેને લાગતું હતું. એટલું જ નહીં, પણ સાંપ્રત જુની રીતભાતોનો, આચારવિચારનો—ધર્મકર્મનો જે ઉચ્છેદ થાય છે તે અટકાવી સર્વ પ્રાચીન સં-સ્થાઓનો પુનરૂદ્ધાર કરવા-સારૂ જ પરમેશ્વરે તેને જન્મ આપ્યો છે એમ અતિ-આગ્રહપૂર્વક તે જેને તેને કહેતો, અને દિગંબરની પેઠે જ સર્વ ઉદ્યોગ કરતો.

એ ઉદ્યોગ કયા તથા કેવા પ્રકારના હતા તે વાચકને આગળ આ વાર્તામાં જણાશે. હાલ કહેવાનું એટલું જ કે દાકતર ભગવંતરાવની સાથે એ બીજી વખતે આવ્યો ત્યારે તેણે બગુબાઇને મથુરાબાઇને ત્યાં જોઇ હતી અને બબ્બીને શુદ્ધિ પર લાવવા માટે તેણે શા શા ઉપાયો યોજ્યા હતા તથા દાકતરને તેણે જેને કહ્યું હતું તે બધું એણે સાંભળ્યું હતું. પોતાના ધર્મનિષ્ઠ મિત્રની વહુને આ ધર્મભ્રષ્ટ ઘરમાં ફરતી હરતી અને મદદ કરતી જોઇને તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે તે જ વખતે પોતાની ભમ્મરો ચઢાવી હતી અને તે જ વખતે

પોતાના મિત્રને–દિગંબરને આ શું? આમ કેમ? એમ પૂછવાનો નિશ્ચય કર્યો હતો. આ ગૃહસ્થનું નામ કૃષ્ણાજીપંત હતું. કૃષ્ણાજીપંત ઉપર પોતાના ધર્મ તથા વંશસંરક્ષણાર્થે લગ્ન કરવાનો દુર્ઘટ પ્રસંગ અનેકવાર આવ્યો હતો. અને હાલની તેની ચોથીવારની વહુ પણ થોડા જ સમયમાં આવું સંકટ ફરીને આણશે કે કેમ એવી ભીતિ ઉત્પન્ન થવા લાગી હતી. તેણે આ કુમારીનું પાણીગ્રહણ તેને અગીઆરમે વરસે કરી તેને તેરમા વરસની મધ્યમાં જ પોતાના વંશના આધારસ્તંભનું માતૃત્વ આપ્યું હતું. પરંતુ આ આધારસ્તંભ ઇહલોકમાં આવ્યા પછી ત્રીજે જ દિવસે પિતાની આશાનો ભંગ કરી તૂટી પડયો–ચાલ્યો ગયો. અને તેની અલ્પવયસ્ક જનની પણ તેની પાછળ જાય છે કે શું એવું ભય ઉત્પન્ન થવા જેવી તેની સ્થિતિ થઇ હતી. પ્રથમ પ્રથમ કેટલાક દિવસ સુધી વૈદ્ય તથા જુના વૈદકના ઓસડથી ચલાવ્યું. પછી દાકતર યા દાકતરી ઉપાય કર્યા સિવાય છૂટકો જ નથી એમ ઘણા લોકોના કહેવા ઉપરથી કૃષ્ણાજીપંતે દાકતરને બોલાવવાનું ઠેરવ્યું. દાકતર ભગવંતરાવ ધર્મભ્રષ્ટ તો ખરા, પરંતુ આપણે તો તેની વિદ્યા તથા કુશળતા તરફ જ નજર કરવાની છે એવો બુદ્ધિવાદ લઢાવી કૃષ્ણાજીપંતે દાકતર ભગવંતરાવનું ઓસડ પોતાની વહુને શરૂ કર્યું. પ્રાચીનતાનું અભિમાન છોડી દીધા બાબત તેને દિગંબરે ઉપરોધિક ભાષણો વડે છેદયો; છેદયો એટલું જ નહીં, પરંતુ ચાર થઇ તેમ પાંચમી થશે, ત્રણ ગઇ તેમ ચોથી જશે, પણ તમારા જેવા પ્રાચીન કુટુંબે પ્રાચીનતાનું અભિમાન છોડયું તો પછી શું થશે એમ પણ તે બોલ્યો. પરંતુ કૃષ્ણાજીપંત પણ પૂરો ખંધો હતો; તેથી તેણે પોતાના મિત્રની ઉલટી મશ્કરી કરી કહ્યું, “અરે દિગંબર, આ દાકતરલોકોમાં કાંઇ માલ નથી એમ પ્રત્યક્ષ સિદ્ધ કરવા સારૂ જ અમે જાતે અમારા ઘરમાં અનુભવ લઇ જોયો છે એમ લોકોને કહેવા સારૂ અમારી પાસે કાંઇ પુરાવો જોઇએ કે નહીં? આખરે તો આપણા વૈદ્યના જ હાથમાં આવશે. તે સિવાય બીજો માર્ગ જ નથી. પણ આ દાકતરી ઉપાય પણ કરી જોઇએ. તેં અમારા કુટુંબના કાગળોમાં તથા ઇતિહાસમાં વાંચ્યું હશે જ કે અમારા વડદાદાએ સવાઇ માધવરાવના વખતમાં ગોરા દાકતરનું ઓસડ લીધું હતું. માટે જોઇયે તો ખરા. વળી જેટલું આપણે બોલીએ છીએ તેટલું બધું કૃતિમાં થોડું જ ઉતરે છે. એ તારા ધ્યાનમાં કેમ નથી આવતું?”

દિગંબરને આવી રીતે સમજાવી તેણે દાકતર ભગવંતરાવને પોતાને ઘેર બોલાવી આણી તેમની તપાસણીની ફી આપી તેમનું ઓસડ પોતાની ચોથી વારની વહુને શરૂ કર્યું. આ તેના કૃત્યથી દિગંબર બે ત્રણ દિવસ તેના ઉપર ગુસ્સે રહ્યો. તેને ઘેર ખબર પૂછવા સુદ્ધાં ગયો નહીં, પરંતુ ચોથે દિવસે

ગયો. તે દાકતરે શું અજવાળું પાડયું તે બદલ પૂછવા આવ્યો હતો. એ આવ્યો તેની અગાઉ આશરે દશેક મિનિટ પહેલાં જ કૃષ્ણાજીપંત તથા દાકતર ભગવંતરાવ મથુરાબાઇને ત્યાંથી આવ્યા હતા. દાકતર કૃષ્ણાજીપંતની પત્નીની પ્રકૃતિ તપાસવામાં ગુંથાયા હતા, તેવામાં દિગંબર ત્યાં જઈ પહોંચ્યો. દાકતર કૃષ્ણાજીપંતની વહુની પ્રકૃતિ તપાસે છે એ તે જાણતો હતો છતાં જાણે કે કાંઇ જાણતો જ નથી એવું ડોળ કરી મ્હોટેથી બોલ્યો, "દાકતરના દારૂવાળા ઓસડનો શો પ્રકાશ પડયો? દાદા, તમે આવા ફંદમાં પડો એ કાંઈ ઠીક નહીં. તમે ગમે તે કહો. અને તેમાં વળી દાક્તર કોણ? તો......"

પરંતુ કૃષ્ણાજીપંતેએ તેને ચૂપ રહેવા નાક ઉપર આંગળી મુકી ઈશારત કરી દબાવ્યો.

તરત જ દિગંબરે સાશ્ચર્ય મુદ્રા કરી કહ્યું, "કોણ? દાક્તર ભગવંતરાવ? જુઓ, હું કાંઇ કોઇ વ્યક્તિને ઉદ્દેશીને બોલ્યો નથી. હું જે બોલ્યો તે કેવળ જુના વૈદકશાસ્ત્ર આગળ ઈંગ્રેજી વૈદકશાસ્ત્ર કેવળ નકામું છે અને ઇંગ્રેજી ઓસડો ધર્મબાહ્ય છે એવી મારી પકકી ખાતરી છે તેથી બોલ્યો છું. તમે જાણો છો કે હું અજ્ઞાનીની પેઠે અમસ્થો જ નિરર્થક કાંઇ બોલતો નથી. મને ઈંગ્રેજી સારી પેઠે આવડતું હોવાથી બંને પદ્ધતિનું—બંને પંથનું સારી પેઠે જ્ઞાન મેળવ્યા પછી જ હું બોલું છું. મેં તમારી ઈંગ્રેજી "ફિજીઓલોજી" વાંચી છે. તેમજ તમારો 'મેટરીઆ મેડિકા' જોયો છે. તમારૂં કિયું ઓસડ સ્પિરિટ વિના બને છે તે કહો. ઓહ્ નો. અમને અમારૂં વૈદક જોઇએ. હું આમ સ્પષ્ટ બોલું છું તે માટે કાંઇ માઠું લગાડશો નહીં હોં. તમારા જેવાને કોઇ સ્પષ્ટવકતા મળતો નથી એ જ ખરાબ છે તો!"

દાકતર ભગવંતરાવે તેના આ લવારા તરફ લવલેશ પણ ધ્યાન આપ્યું નહીં. તેમની તપાસણી ચાલુ હતી. એટલામાં કૃષ્ણાજીપંતે દિગંબરને એક બાજુએ લઈ જઈ કહ્યું, "કેમ રે, તેં તો મારી આગળ ગપ ઠોકી કે મારી વહુને પેલા ભીખારીના ઘરમાં જવા દેતો નથી. પણ આજે તો તારી વહુને પેલી માંદી છોકરીને તારા ઘરમાંની માત્રા ચટાડતાં તથા ખવાડતાં મેં જોઈ."

"શું?" દિગંબર ખીજવાયલા કુતરાના મ્હોં જેવું મ્હોં કરી બોલ્યો, "શું? મારી વહુ? તમે શું મારી વહુ વિશે કહો છો? મગદૂર છે મારી વહુની કે ત્યાં પગ પણ મુકે! હું કેવો માણસ છું તે તે સારી રીતે સમજે છે."

"હશે. પણ મેં મારી જાતે, મારી આંખોએ તેને દીઠી, ત્યારે મને એમ લાગ્યું કે તારૂં હૃદય દ્રવ્યું હશે અને તેથી તેં જ તેને ત્યાં મોકલી હશે."

કૃષ્ણાજીપંતનું આ ભાષણ અત્યંત મરડાટભર્યું હતું. તેથી "હું જોઉં છું" એમ ક્રૂરપણે બોલી દિગંબર હડકાયલા કુતરાની પેઠે ત્યાંથી દોડતો નાઠો.

# પ્રકરણ ૭ મું.



## પદ્માવતીના પિતા.

---



પદ્માવતી માલતીને કાંઇ વિશેષ વિચિત્ર વાત કહેવાની હતી. પરંતુ તેને તેમ કરવાની તક મળી નહીં. તે શરૂઆત કરવાની અણી-પર હતી એટલામાં પદ્માવતીના પિતા બ્હાર ફરવા ગયા હતા તે આવ્યા, અને માલતી ત્યાં આવી છે એમ જાણતાં જ તેને મળવા સારૂ તે પદ્માવતીની ઓરડી પાસે આવ્યા. જેવો પદ્માવતી ઉપર તેવો જ માલતી ઉપર તેમનો પ્રેમ હતો. તેમણે અચાનક બૂમ પાડી એટલે પદ્માવતી તથા માલતીની વાતો એકદમ બંધ પડી. માલતીએ ઝટપટ ઉઠી બારણું ઉઘાડયું. પદ્માવતીએ પોતે રડતી હતી તે જણાય નહીં એટલા માટે યત્ન કરી મુખચર્યા શાન્ત બતાવવાનો પ્રયત્ન કર્યો. પિતાનો તેને ધાક લાગતો હતો. તે એમ સમજતી હતી કે બની ગયલા બનાવો માટે હજુ સુધી હું રડું છું એમ તેમને જણાશે તો તે ગુસ્સે થશે. તેથી ઉપર કહ્યા પ્રમાણેનો પ્રયત્ન તેણે કર્યો અને ઉઠીને ઉભી રહી જમીન તરફ જોવા લાગી.

આબાસાહેબે ઓરડીમાં પગ મુકતાં મુકતાં માલતીને કહ્યું, "માલતી, તું તારી આનંદની વાત કરવા આવી હઇશ ખરૂં કેની? વાહ્ વાહ્, અમને પણ અતિશય આનંદ થયો છે. હું દાદાસાહેબને તેમનું અભિનંદન કરવા હમણાં કે જરાવાર રહીને, મળવા જવાનો છું. મને વસંતરાવ હમણાં જ મળ્યો હતો. તેણે બધી હકીકત કહી છે. અમારા જમાઇરાજની હકીકત તને પદ્માએ કહી હશે જ. ઠીક છે. ચાલો, આપણે આપણા તરફથી પ્રયત્ન કરતા રહેવું. પછી ન થાય તો તેમાં આપણો શો દોષ? જે થાય તેટલામાં જ સંતોષ માની લેવો. હું પદ્માને કહું છું કે તું લવલેશ કાળજી કરીશ મા. એની હયાતીમાં એને ખાવા પીવાની બિલકુલ ફિકર પડવાની નથી. એકાદ લોકો-પયોગી સંસ્થા કાઢી તેને મદદ કરવાનું એના મનમાં આવે તોપણ અડચણ પડે નહીં એવી તજવીજ કરીશ. ઈંગ્લાંડ વગેરે દેશમાં અવિવાહિત રહી લોક-હિતનાં કાર્ય કરનારી બાઇઓ કાંઇ થોડી હોય છે? તેમાંનીજ એ એક. લગ્ન થયું જ નથી એમ માનવું. હવે બીજું શું? તું હવે કાંઇક એને એ બોલ

કહે. સ્હવારથી ગાંડી જેવી રડયાં કરે છે. અમારા ઘરમાંની તો વાત જ શી ? પંઢરપુર ગઈ છે. જવા દો. પંઢરપુરની યાત્રા કરવા દો. કાશી–મથુરા વગેરેની યાત્રા કરો! પદ્માને હવે હું એમ કહું છું કે તને ભણાવી છે ત્યારે તું હવે તારૂં શિક્ષણ વધાર. મરજીમાં આવે તે કોલેજમાં જઇ અભ્યાસ કરવાની શરૂઆત કર. પણ ગઇ ગુજરી માટે માત્ર ખેદ કરવાથી કાંઈ ફાયદો નથી. પેલા ફેરબ્રેન સાહેબને શું લાગ્યું હશે ? તે કેવળ એક ધર્માત્મા છે. તેમણે પેલા દામોદરના છોકરાઓને–સીતારામથી માંડી સર્વેને–ઇંગ્લાંડમાં અનેક પ્રકારે મદદ કરી છે! અને હવે તો તે પેનશન લઈ બેઠા છે. અહીંથી ત્યાં જનારા દરેક તરૂણ ગૃહસ્થને તે પોતાથી બનતી મદદ કરે છે. તેમના હાથ તળે કામ કરેલા મારા જેવાઓ ઉપર તો તેમનો ઘણો પ્રેમ અને તેને લીધે તેમને કેટલી સહાનુભૂતિ લાગે. કેટલો બધો આનંદ થાય. પણ તે અમારા જેવાના નસીબમાં હોવું જોઇએ ને ? અમારા જમાઇ પડયા વિચિત્ર, તેથી તો આવો બનાવ બન્યો. મને હવે એમ થઇ ગયું છે કે ફેરબ્રેન સાહેબને મારે લખવું શું ? કાંઇ લખવાને મ્હોં જ રહ્યું નથી. ”

આટલું બોલી આબાસાહેબ થોભ્યા. બિચારી માલતી તેમનું આ લાંબું ભાષણ તેમના તરફ જોઇ રહી સાંભળ્યાં કરતી હતી. વચમાં શી રીતે બોલે એમ તેના મનમાં આવ્યું. આબાસાહેબ થોડો વખત થોભી ફરી બોલ્યા, “ આને બે ચાર ડહાપણની વાતો કહે. મારા મનમાં તને ખાસુખા બોલાવી આ વાત કહેવાનું હતું. મારા ઘરમાંથી મારી પાછળ લાગી ન હત તો હું આને અવિવાહિત જ રાખત, અને ખાસ્સી બી. એ. કરી હોત કે દાક્તર બનાવી હોત. બધાંએ જ લગ્ન કરી શું કરવું છે ? પરંતુ ઘરમાંના રોજના ત્રાસથી હું હાર્યો, અને આવું કરી બેઠો. તારૂં નસીબ ઘણું સારૂં હોં. ઠીક. મને સંતોષ છે...........”

એમનું લાંબું લાંબું ભાષણ ફરીને શરૂ થયું અને પદ્માના મુખ ઉપર ત્રાસનાં ચિન્હ પૂર્ણપણે દેખાવા લાગ્યાં. તેથી બીજી કોઈ વાત કાઢી તેમનું મન કોઇ બીજા જ વિષય તરફ વાળવાના હેતુથી માલતી બોલી, “ કાકા ! પદ્માને બે ચાર દિવસ અમારે ઘેર રહેવા મોકલો. અમે બધાં મુંબઈ જવાનાં છીએ. ત્યાં ચાર દિવસ એના મઝામાં જશે. ”

“ શું મુંબાઇ ? ” આબાસાહેબ બોલ્યા, “ અને હું અહીં એકલો રહું ? ભલે તે આવતી હોય તો તેડી જા. પણ......”

માલતીએ ઉત્તર આપ્યો, “ એને આવવાની તે શી મોટી વાત છે ? તમે જા કહેશો એટલે એ આવશે. ”

આટલું બોલી માલતીએ પદ્માને બોલવાની ઇશારત કરી, પરંતુ પદ્માએ ઊંચુ પણ જોયું નહીં.

આનો કાંઇપણ ઉત્તર ન આપતાં આબાસાહેબ બોલ્યા, " તું અહીં આવી છે અને તારો વર અહીં આવવા સારૂ ઇંગ્લાંડથી નીકળી ચૂકયો છે એમ મને વસંતે કહ્યું. તે મને રસ્તામાં મળ્યો એટલે મેં સ્હેજ પૂછ્યું, ત્યારે તેણે મને કહ્યું કે, તમે બધા હાલમાં મુંબાઇ જવાના છો. હવે હું કાલે સ્હવારે તમારે ત્યાં આવીશ. હવે જમાઇરાજ આવ્યા એટલે તારા ભાઇઓ પણ જવાના કે ? કેવો ચમત્કાર છે જુઓ ! તમારી અને અમારી બધી બાબતોમાં છેક સરખી સ્થિતિ. પરંતુ અમારાં છોકરાં આવાં ઉઠયાં. આટલી આ એક છોકરી સારી છે. તો........"

પરંતુ પદ્માને એમનું આ બોલવું ઠીક લાગ્યું નહી તેથી કે કોણ જાણે શા કારણથી, તે પોતાની ચુપકી છોડી એકદમ બોલી ઉઠી, " આબા ! હવે તેનું શું છે? બીજાનું ને આપણું સરખાવી મનમાં નકામો ખેદ કરવાની શી જરૂર ? તમે મને જો જવા દેશો તો હું બે દિવસ માલતીને ઘેર રહેવા જઇશ. આપણું બધું બરાબર જેવું જોઇએ તેવું ન હોય તો નહીં, પણ આપણી બ્હેનપણીનું સારૂં જોઇ તેમાં શા માટે આનંદ ન માનવો ? "

પદ્માવતીનું આ બોલવું સાંભળી આબાસાહેબને ઘણું આશ્ચર્ય લાગ્યું. પદ્માવતી તેમની આગળ આટલે મ્હોટેથી અને આવી રીતે આજસુધી કદી પણ બોલી નહોતી. પિતા કહે તે પ્રમાણે વર્તવાનો નિશ્ચય તેણે કાયમ રાખ્યો હતો. જે કાંઇપણ તેને કરવાનું તે કહે તે તેને ગમતું ન હોય તો પણ તે તેની ઇચ્છાની ખાતર કરતી. આ કામ કરવા જેવું મને લાગતું નથી એટલું સુદ્ધાં તે કહેતી નહીં ! પરંતુ આજનો સઘળો પ્રકાર આબાસાહેબને કંઇક જુદો જ લાગ્યો. અને તેથી તે આશ્ચર્ય સ્તબ્ધ થઇ તેની સામું જોઇ રહ્યા. પદ્મા ઉસ્તાદ હતી. તેણે પોતાની નજર જમીન તરફ વાળી દીધી. તેમની અને તેની દૃષ્ટોદૃષ્ટ મળવા દીધી જ નહીં.

એટલામાં માલતી બોલી, " કાકા, ખરેખર એને બે ચાર દિવસ મારી સાથે મોકલો. નહીં તો બની ગયલા બનાવો થોડે અંશે પણ વિસારે પડવાના નથી. તમેજ કહ્યું હતું તે કે ' આવતી હોય તો તેડી જા ' એમ ? એ તમારી આગળ મારે અમુક કરવું છે કે ફલાણું કરવું નથી એમ કદી બોલવાની નથી. તમે કહેશો તેમ કરશે. પણ આજે એના મનમાં ખરેખર મારી સાથે આવવાનું છે. માટે આવવા દો, ના ન કહેશો. "

માલતીનું બોલવું સાંભળી આબાસાહેબ ઘણા વિચારમાં પડી ગયા. પદ્મા તેનું જીવનસર્વસ્વ હતી. તેમના થોડાક કડક અને નિયમશીલ સ્વભાવને લીધે તેમનો પ્રેમ કદી દેખાઈ આવતો નહીં. વસ્તુતઃ તે ઘણા પ્રેમાળ હતા. પરંતુ તેમના અપત્યોને આ પ્રેમનો હૃદયસ્પર્શી અનુભવ કદી પણ થયલો ન હોતો, તેમને માત્ર કડકપણું અને નિગ્રહી સ્વભાવ જ દેખાતાં હતાં. આથી તેમનાં અપત્યોના મનમાં તેમને વિશે પ્રેમ ઉત્પન્ન થવાને બદલે ધાક તથા દહેશત ઉદ્‌ભવ્યાં હતાં. આ સ્થિતિ આબાસાહેબના ધ્યાનમાં મુદ્દલ આવી નહીં. મારાં છોકરાં મને જોઈ થરથર કંપે છે; ઘાંટો પાડી રડતાં હોય ને મારો અવાજ સાંભળે એટલે તરત જ ચૂપ થઈ જાય છે. એવી વાતો સાંભળીને તથા નજરે જોઇને પોતાના કડકપણા વિશે, નિયમશીલપણા વિશે તે મ્હોટાઈ માનતા. પરંતુ આનું પરિણામ એ આવ્યું કે એના બંને છોકરા વંઠેલ નીકળી ઘરમાંથી નીકળી ગયા. એક પોતાની મેળે નીકળી ગયો :અને બીજાને તેમણે ઘરની બ્હાર કાઢી મૂકયો. સ્થિતિ આવી થઇ તોપણ તેમને પોતાની નિયમશીલતા માટે મ્હોટાઈ તથા અભિમાન લાગતાં હતાં. આવા ખરાબ છોકરાને ઘરમાં રાખવા કરતાં કહાડી મુકેલા જ સારા, એમ તે કહેતા. બીજું કોઇ તેમની આગળ તેમના નિષ્ઠુરપણા બદ્દલ ખેદ વગેરે પ્રદર્શિત કરતું તો તેને એ તોડી પાડતા અને "આવી બાબતમાં જતું કરનારો હું માણસ નથી, છોકરાને પળવાર પણ ઘરમાં ઉભા રહેવા દઇશ નહીં" એમ બડાઈ મારતા. છોકરી ઘરમાંથી જઇ શકે એ જો કે શકય જ નહોતું એ તો ખરૂં જ, પણ તે તેની ઇચ્છાનુસાર પૂર્ણપણે વર્તતી તેથી તેના ઉપર તેનો સંપૂર્ણ પ્રેમ હતો, અને તેથી તેની પ્રત્યે કડકપણું ઘણું ઓછું હતું. છોકરીનો વર ઘરમાં હતો ત્યાં સુધી તેના ઉપર પણ એના કડકપણાનું તથા ન્હાની સૂની વાતોમાં પણ નિગ્રહીપણાનું ખરાબ પરિણામ થયું હતું. પરંતુ તે પદ્માનો વર હોવાથી તેને સંબંધે એનું કડકપણું પોતાના છોકરા ઉપરના કડકપણા કરતાં કાંઇક ઓછું હોય એ ખુલ્લું જ છે.

પદ્માએ આ પ્રમાણે માલતીને ઘેર જવાની પોતાની ઇચ્છા દર્શાવી, અને માલતીએ પણ આગ્રહ કર્યો તેથી આબાસાહેબ પંચાતમાં પડયા. તેને બોલવા ચાલવાનું એકજ માણસ હતું અને તે પદ્માવતી હતી. તેની પત્ની પોતાના અબોટ આભડછેટમાં તથા દેવદર્શનમાં ગુંથાયલી રહેતી. આબાસાહેબને તે સઘળાનો ઘણો કંટાળો આવતો. તે પત્નીની સાથે કદીક બોલતા તો દેવદર્શનના સંબંધે થોડું મરડાટભર્યું બોલતા. તેની પત્નીનું વ્રત **मौनं सर्वार्थसाधनम्** પોતાને જે જે કાંઇ કરવું હોય તેમાં તસુમાત્ર પણ ઢળવું નહીં, તેમ કોઈ ગમે તેમ બોલે તો તેને કાંઈ ઉત્તર પણ આપવું નહીં આવી રીતની સ્થિતિ હોવાથી

તેનું તથા આબાસાહેબનું મહીના મહીના કે ક્યારેક તો બબ્બે મહીના સુધી ભાષણ પણ થતું નહોતું. આવી સ્થિતિમાં પદ્માવતી જાય તો પોતાની સાથે બોલનાર માણસ કોઇજ રહે નહીં, એમ તેમના મનમાં આવ્યું. તેમને વાંચવાનો ઘણો શોખ હતો એટલે બોલવા જેવું કોઈ પણ માણસ જોઇએ જ એમ ખાસ નહોતું. તે પ્રાર્થના સમાજના સભાસદ હતા, અને તે કારણથી તે ભકિતમાર્ગના તથા એકેશ્વરી પંથના ગ્રંથો વાંચતા હતા. કોઇક કહેતું કે તે કોઇ ગ્રંથ-પોતાના મતનો પ્રતિપાદક ગ્રંથ—લખવાના ઉદ્દેશથી જ આવું વાચન કરતા હતા.

તે ગમે તેમ હોય. તેમનાં પુસ્તકો તેમને હતાં ખરાં, પણ પદ્માવતી “જાઉં જાઉં” કહેતી હતી તે તેમને ઠીક લાગ્યું નહીં. પરંતુ હવે તેને “જઇશ નહીં” એમ કહેવું તે પણ ઠીક નહીં, એમ વિચારી તેમણે કહ્યું, “પદ્મા, તારા મનમાં જવાનું હોય તો જા. બાકી એ લોકો પોતાના આનંદમાં નિમગ્ન હશે. તેમનો જમાઇ આવવાનો છે અને તારૂં તો આવું થયું છે, તેથી તારે લીધે તેમના આનંદમાં ઓછપ આવશે અને તેમનો આનંદ જોઇ તારા દુઃખમાં ઉમેરો થશે. એ તને ઠીક લાગશે કે ?”

આ સાંભળી માલતી એકદમ બોલી, “કાકા, તમે આમ શું બોલતા હશો ? એમ ના બોલો. અમારા આનંદમાં ઓછપ શી ને વાત શી ? તમે તમારે એને મારી સાથે મોકલી દો તો ખરા એટલે એ બધું વીસરી જશે.”

આબાસાહેબઃ “ફરી પોતાનું ટટ્ટુ જ આગળ. હું કાંઇ તેને ના કહેતો નથી, તેને ઘર જેવું ત્યાં લાગે તો ભલે આવે. બેલાશક તેડી જા.”

પડતા ફળની આજ્ઞા લઇ પોતાને જે કરવાનું હોય તે કરવું એમ મનમાં વિચારી પદ્માવતીએ એકદમ જવાની તૈયારી કરવા માંડી. આબાસાહેબ એ જોતા જોતા ઉભા જ રહ્યા. પદ્માએ ગાડીવાનને ગાડી જોડવાનું કહ્યું, અને થોડા જ વખતમાં તે પોતાની બ્હેનપણીની સાથે તેને ઘેર જવા રવાના થઇ. પિતાની મરજી ન છતાં પડતાં ફળની આજ્ઞા લીધા જેવું કરી તે આવી રીતે ચાલી આવી તેનું કારણ પદ્માવતીએ પોતાની મેળેજ માલતીને તે રાતે કહ્યું તે આ મુજબ હતું; “બા ઘેર આવશે એટલે તેનું તથા પિતાજીનું બોલવું થશે. તે મારા દેખતાં ન થાય તો સારૂં, બીજું કાંઇ કારણ નથી. મારે મ્હોડેથી સર્વે હકીક્ત તે જાણે એ ઠીક નહીં. તેને વાંચતાં આવડતું નથી. તેથી આ કાગળ તેને આપવાથી કાંઇ ફળ નથી. તેમ બધી હકીકત તેના જાણ્યા પછી તેની આગળ જવું એ ઠીક.”

પદ્માવતી માલતીને ઘેર આવી તેનું આટલું જ કારણ હતું કે તે સિવાય બીજું કાંઇ પણ હતું એ જાણવું કઠણ છે. તે વખતની તેની મનઃ-સ્થિતિનું પૂર્ણ પૃથક્કરણ કોણ કરી શકે તેમ હતું ? એનું આ સ્થળ પણ નથી તેમ સમય પણ નથી.

પદ્માવતી માલતીને ત્યાં આવી તેથી બધાને ઘણો આનંદ થયો. કારણ પદ્માને સંબંધે ખરી સ્થિતિ શી હતી તે કોઇ જ જાણતું નહોતું. જે તે એને કહેતું કે તું અમારી સાથે મુંબાઈ ચાલ. તારો વર પણ આ પ્રમાણે સર્વ પરીક્ષામાં પાસ થઇ પાછો આવશે ત્યારે અમે બધાએ તારી સાથે આવીશું. તેમજ તેનો કાંઇ પત્ર આવ્યો છે કે ? તેની પ્રકૃતી કેમ છે ? વગેરે પ્રશ્નો સહેજ સહુ કોઇ પ્રેમથી પૂછતું. તે પ્રશ્નોના ઉત્તર માલતી જ બધાને આપતી. પદ્માવતીની મુખચર્યા ઉપરથી જે કાંઇ કોઇને દેખાયું હશે તે જુદું. પરંતુ અન્ય કોઇ પણ પ્રકારથી તેના સંબંધની ખરી સ્થિતિ કોઈના પણ જાણવામાં આવતી નહીં.

પદ્માવતી આવી તેને બીજે દિવસે તેના પિતા, આગલે દિવસે ઠર્યા પ્રમાણે, દાદાસાહેબને મળવા આવ્યા. માલતીએ ખસુસ કરીને કહી મૂક્યું હતું તેથી દાદાસાહેબે આબાસાહેબને કહ્યું, “ પદ્માવતીને પણ મુંબઈ તેડી જવાનું અમારા મનમાં છે. તેથી હવે અમે બધાં મુંબઇથી પાછાં આવીએ ત્યાં સુધી પદ્માવતીને કાંઇ અમે પાછી મોકલવાના નથી. ” આબાસાહેબ થોડા ગુંચવાયા પરંતુ દાદાસાહેબ આગળ તેમનું કાંઈ ચાલે તેમ નહોતું. અને તેથી તેમણે પોતાની સંમતિ આપી અને હસતા હસતા બોલ્યા, “ ત્યારે અમને પણ શા માટે બોલાવતા નથી ? અમે પણ આવીશું. ”

દાદાસાહેબઃ “ વાહ્ વાહ્ ! આપ આવશો ત્યારે તો ઘણી મઝા પડશે. પણ આવી નજીવી બાબતમાં આપને શા માટે તસ્દી આપવી ? પદ્માની વાત તો જૂદી છે. તે આવે તો તેટલો તેની બ્હેનપણીને વિશેષ આનંદ. આપણી ન્હાનપણની વાતો યાદ કરો એટલે પદ્માવતીના આવવાથી માલતીને કેવો આનંદ થશે તેની કલ્પના આવશે. ”

આ પછી આબાસાહેબ કાંઇ બોલ્યા નહીં. ઇધર વિધરનાં ગપ્પાં મારીને ચાલ્યા ગયા.

નિયમિત દિવસે માલતી તથા તેનાં ઘરનાં બધાં માણસો મુંબાઇ ગયાં. પદ્માવતી પણ તેમની સાથે ગઈ. જે આગબોટમાં માલતીનો વર

આવવાનો હતો તે આગબોટ મુંબાઇ આવી પ્હોંચવાને ઓછામાં ઓછા ત્રણ દિવસનો અવકાશ હતો. પરંતુ આ લોકો થોડા વ્હેલા ગયા હતા. વહેલા ત્યાં જઇ બધું સ્થિરસ્થાવર થયાં તે ઠીક થયું એમ એમને લાગ્યું.

પદ્માવતી હવે પોતાનું દુઃખ કાંઇક અંશે વિસરી ગઇ. નિદાન, પોતાનું દુઃખ અદ્યાપિ જાગ્રત છે એમ કોઇને શબ્દથી કિંવા દૃષ્ટિક્ષેપથી પણ સમજવા દેવું નહીં એવો તેણે નિશ્ચય કર્યો હતો. આથી માત્ર માલતી તથા વસંતરાવ શિવાય બીજા કોઇને પણ તેની મુખમુદ્રા ઉપર ખિન્નતા દેખાઈ નહીં. વસંતરાવને માત્ર સર્વ વાતની ખબર હતી. તેને આબાસાહેબ મળ્યા હતા. તેમણે જાતે જ બધી હકીકત કહી હતી. પ્હેલ વ્હેલો જ ઉભરો અને વસંતના જેવો પોતાના જમાઇની વયનો જ તરૂણ પુરૂષ મળ્યો એટલે એ બુદ્ધાથી રહેવાયું નહીં. તેથી જે કાંઇ હતું તે બધું તેમણે ઝટપટ ઓકી કાઢ્યું હતું. તે સાંભળી વસંતરાવને ઘણી ખિન્નતા થઇ, કારણ તેના અંતઃકરણમાં પણ માલતીની પેઠે જ પદ્માવતીને માટે અત્યંત પ્રેમ તથા આદર વસતાં હતાં. તે ઘેર પાછો આવ્યો ત્યારે તેણે માલતીને એક બાજુએ બોલાવી લઈ આબાસાહેબ આમ આમ કહેતા હતા તેનું શું એવો પ્રશ્ન કર્યો. માલતીએ "તક મળશે એટલે કહીશ" એમ કહી બીજે દિવસે બધી હકીકત કહી પણ ખરી. એ સાંભળ્યા પછી વસંતરાવને પદ્માવતીને માટે ઘણું જ દુઃખ થયું. અતિશય દુઃખનું આવું આવું કારણ હોવા છતાં તે પોતાની બ્હેનપણીના આનંદની ભાગીદાર થવા સિદ્ધ થઇ, એટલું જ નહીં પણ પોતાનું દુઃખ યત્કિંચિત્ પણ જણાવા દેતી નથી એમ જોઇ એને તેના વિશે ઘણો જ આદર લાગવા માંડયો.

પરંતુ મુંબાઈ ગયા પછી પદ્માવતીના દુઃખમાં એક બીજા દુઃખનો ઉમેરો થવાનો હતો, તે તે બિચારો ક્યાં જાણતો હતો! તેને તેની ખબર પડી હત તો તે આ ઉમેરો થવા દેત નહીં. એ ઉમેરો કિયો હતો તે આગળ સમજાશે.



# પ્રકરણ ૮ મું.

## કોણ ?



લતીનો વર જે આગબોટમાં આવવાનો હતો તે આગબોટને આવવાને એક દિવસનો વિલંબ હતો. માલતીના ઘરનાં માણસોને મુંબાઈ આવી પહોંચ્યાને એક દિવસ થયો હતો. તેમની સઘળી વ્યવસ્થા બરાબર થઇ બધું સ્થિરસ્થાવર થયલું હતું. સાંજે વાળુ કરી કારવીને બધાં દિવાનખાનામાં બેઠાં હતાં. માલતીના પિતા બધાની સાથે આવ્યા નહોતા. તે તથા તેમનો ન્હાનો છોકરો બીજે દિવસે, એટલે આગબોટ આવવાને આગલે દિવસે, સાંજરે આવવાના હતા. તેથી જુવાનમંડળના હાસ્યવિનોદને કાંઇ પ્રતિબંધ નહોતો. પદ્માવતી, માલતી, વસંતરાવ, વસંતરાવનો મુંબાઇનો એક મિત્ર નામે ગંગાધર એટલાં, જમી પરવારી પાન સોપારી ખાતાં બેઠાં હતાં. તે દરમ્યાન વસંતરાવે માલતીને વિનોદમાં કહ્યું, " માલતી, તારા પતિરાજ તો હવે અમારા ગામડીયાની પેઠે પાટલા પર બેસવાનું, હાથે ખાવાનું તથા ફ્યડકા મારવાનું છેક ભૂલી ગયા હશે, નહીં વારૂ ? તે અમને આવા પોશાકમાં જોઇ ઓળખશે કે નહીં કોણ જાણે ! અમારૂં તો હવે રહેવા દ્યો, પણ આ સાડી ચોળી પહેરેલી પોતાની બૈરીને પણ ઓળખશે કે નહીં, કોણ જાણે ! "

ગંગાધર વચમાં બોલી ઉઠયો, " ખરેખર, વિલાયતમાં તો સઘળી ઝભો પહેરેલી મડમો હોય છે, તેથી આપણી સ્ત્રીઓને જોઇ આ આપણી સ્ત્રીઓ છે એમ પણ ઓળખવાની એવા લોકોને પંચાત પડે ખરી ! અહીંનું બધું જ ભૂલી જવાયું હોય. એ તો એમ પણ કહે કે, ' અરે એ કાંઇ બાયડી નહીં પણ એ...... કોઇ બીજું જ પ્રાણી છે ! "

ગંગાધર આ પ્રમાણે બોલતો હતો એટલામાં માલતીની મા ત્યાં આવી. અને બોલી, " કેમરે ઉઠતાં બેસતાં–હાલતાં ચાલતાં એની મશ્કરી કર્યા કરો છો ? એનો વર પોતાની વહુને જ ભૂલી જાય એવો તે કાંઇ ગાંડોબાંડો છે કે શું ?"

વસંતરાવઃ–" ગાંડો ? સાત ગાંડાનો એક ગાંડો છે. તેમ ન હોય તો આવા લાંબા લાંબા કાગળો આ તેને લખતી કેમ હતી ? એને બ્હીક લાગતી હતી કે એકાદ અઠવાડીઉં ચુકે તો કદાચ તે મને ભૂલી જઇ બીજી બૈરી ત્યાં કરી બેસે. અને આમ જો ગંગાધર, આટલા વખતમાં તો આણે ચાર વખત

પોતાની છબી પડાવી તેના ઉપર મોકલાવી છે. તે એને ભૂલી ન જાય એટલા માટે જ કેની ? "

આ સાંભળી માલતી કાંઈ જ બોલી નહીં. હશી સુદ્ધાં નહીં ! માત્ર તેમની તરફ ગંભીરપણે જોઇ રહી. પદ્માવતી માત્ર બોલી, " તમારી મરજીમાં આવે એટલી મશ્કરી કરો, પણ એ કાંઇ બોલવાની એ નથી કે હસવાનીએ નથી."

મા:–" બોલે શા માટે ને હસે પણ શા માટે ? એ પોતાના માણસને ઓળખે છે. તમે ગમે તેમ બબડોને ! "

વસંતરાવ–" માલુ, જો, જો, બા પણ તારી મશ્કરી કરવા લાગી. એને લાગે છે કે એ પોતાની વહુને નહીં ઓળખે તો પછી સાસુને તો ક્યાંથી જ ઓળખે ? "

પોતાની મશ્કરીમાં પોતાની બાને પણ ભાઇ ખેંચે છે એમ જોઇ માલતી-એ કપાળપર થોડાં ત્રિશૂળ ચઢાવ્યાં અને માતરફ વળી બોલી, " બા, એ કાંઈ સમજે છે ? કોને શું કહેવું અને કોને શું ન કહેવું તે ? જીભે આવે તે બોલી નાખવું એટલે થયું. તેથી જ હું કાંઇ બોલતી નથી. છેક ચૂપ બેસું છું. "

" ચૂપ બેસુ છું અને તે આવે એટલે તેમની આગળ અમારા બધાની શી શી ફરીયાદો કરવી તેની રચના કરી મૂકું છું એમ કેમ કહેતી નથી ? પોતાને બોલવાનું કાંઈ સુઝતું નથી એટલે માની ગોદમાં ભરાઇ કાંઈ પણ બબડી. "

વસંતરાવ આમ બોલતો હતો તેવામાં નીચેથી એક નોકરે ઉપર આંવી કહ્યું, " આપને મળવા કોઈ ગૃહસ્થ આવ્યો છે. "

વસંતરાવ:-" અરે, કોઈ ગૃહસ્થ આવ્યો છે એમ કેમ કહે છે ? તેનું નામ પુછ્યું કે નહીં ? "

નોકર–" નામ પુછ્યું પણ તેણે કહ્યું કે નામ કહેવાની કાંઇ જરૂર નથી. તે મને જોશે એટલે ઓળખશે. તું જઈ સંદેશો કહી આવ. તે અંદર પણ આવ્યા નહીં. વરંડામાંજ બારણની પાછળ ઉભા રહ્યા છે. મેં તેની તરફ જોયું પણ........"

વસંતરાવ એકદમ વચમાં બોલી ઉઠયો, " એવો કોણ ગૃહસ્થ આવી વખતે મને મળવા આવે છે અને નામ કહેતો નથી ? ઠીક, જા હું નીચે આવું છું. તેમને નીચે દિવાનખાનામાં ખુરસી પર બેસવા કહે. હું આ આવ્યો."

નોકર ગયો એટલે વસંતરાવ બોલ્યો, " કોણ હશે વારૂ ? મારી કલ્પના ચાલતી નથી. "

એ સાંભળી માલતીએ તેને કહ્યું, " કલ્પના કે બલ્પના કરવાની જ-રૂર પણ શી છે તે હું સમજી શકતી નથી. માત્ર કોઇ ગૃહસ્થ આવ્યો છે, તેને મળવા જવું, શું કામ છે તે પુછવું અને પાછું આવવું તે છોડીને મંડયો છે મનમાં શંકા સમાધાન કરવા. "

વસંતરાવઃ–" હં ! હવે આને વાચા ફુટી લાગે છે. નીચે જઈ આવું છું, પછી આપું છું તને તેનો જવાબ " એમ કહી વસંતરાવ નીચે ગયો. એટલે તેને દૂરથી જ દેખાયું કે મળવા આવેલો ગૃહસ્થ બારણામાં જ એક બાજુ પર ઉભો છે. વસંતરાવે થોડો ગુસ્સો બતાવી નોકરને કહ્યું, " કેમ રે, મેં તને કહ્યું હતું કેની કે આમને દિવાનખાનામાં બેસાડ ? "

નોકરઃ–" મેં એમને ઘણું એ કહ્યું કે સાહેબ અંદર આવી બેસો; પણ, ' નહીં હું અહીં જ ઉભો રહું છું. એ આવ્યા પછી જોઇશ ' એમ કહ્યું, તે હું શું કરૂં ? "

પરંતુ એટલામાં તો વસંતરાવ તે ગૃહસ્થની પાસે જઈ પ્હોંચ્યો ને તેને નિરખીને જોવા મંડયો. તે ગૃહસ્થ ઉંચો હોઇ લાંબો ઇંગ્રેજી ફેશનનો ઓવર-કોટ પહેરી લીધેલો–એકંદર પોશાક ઇંગ્રેજી ફેશનનો–માથા પરની ટોપી પણ ઈં-ગ્રેજી ફેશનની–એવો હતો. દાઢી વધારેલી હતી, અને આંખ પર કાળા રંગના ચશ્મા ચઢાવી દીધાં હતાં. વસંતરાવ પાસે આવ્યો એટલે એકદમ તેણે એને કહ્યું,

" વસંતરાવ તમે મને આ સ્થિતિમાં ઓળખવાના નથી જ. પણ હું તમારી પાસે કાંઇ કામસર આવ્યો છું. "

આ માણસનો અવાજ સાંભળતાં વાર વસંતરાવ જરાક પાછળ ખસ્યો હોય એમ દેખાયું. પરંતુ બીજી જ ક્ષણે તેના મનમાં જે કાંઈ આવ્યું હશે તે દૂર કરી બોલ્યો, " આપનું શું કામ છે તે તો જોઈશું જ, પણ અંદર આવો. ઓરડામાં આવીને બેસો તો ખરા. "

" નહીં, નહીં, મને બેસવાનો વખત નથી. વળી કાંઇક કારણસર મારાથી મારૂં કામ આપને અહીં કહી શકાય એવું પણ નથી. આપ મારી સાથે જરા બ્હાર આવો. ત્યાં થોડા અંતર ઉપર કંપાઉન્ડમાં જઇ મારૂં શું કામ છે તે આપને કહીશ. કાંઈ બ્હાશો નહીં. હું તમારો ઓળખીતો નથી એમ નથી; પણ આપ મને ઓળખતા નથી. હાલમાં જ મારૂં ઓળખાણ આપવા હું ઇચ્છતો નથી. "

" કાંઈ હરકત નહીં. " વસંતરાવે કહ્યું, " આપની ઇચ્છા નથી

તો આપ ઓળખાણ આપો—આપનું નામ કહો, એમ પણ હું કહેતો નથી. પરંતુ આપ જે કામસર આવ્યા છો તે કામ નિરાંતે કહી શકાય એટલા માટે નિરાંતે બેશીને કામ શું છે તે કહેશો તો નહીં કે ચાલે? આવો. આમ અંદર આવો ને ખુરસી પર બેસો. ગુપ્તપણે કહેવાનું હશે તો અહીં આપણા બોલવામાં વિઘ્ન પાડવા કોઇ પણ આવશે નહીં એવી તજવીજ હું કરીશ. પરંતુ...........”

“ નહીં ભાઇ હું કાંઇ અંદર આવી બેસવા રાજી નથી. આપ બ્હાર આવતા હો તો ચાલો. કામ મારૂં નથી, આપનું છે. નિદાન જે એક વ્યક્તિ ઉપર આપનો અતિશય પ્રેમ છે તે વ્યક્તિનું છે. માટે વિચાર કરો.”

આ માણસનું બોલવું કાંઇક તોરનું જણાયું. તમે મ્હારા કહેવા પ્રમાણે આવશો નહીં તો મારૂં કાંઇ જવાનું નથી. તમારૂં અગર તમારામાંના કોઇનું નુકસાન થશે એવો તેના બોલવાનો આશય હતો.

એ સાંભળી વસંતરાવ થોડો વખત વિચાર કરતો ઉભો રહ્યો. પછી તેણે તેને કહ્યું, “ મને આપનું બોલવું ઘણું આશ્ચર્યકારક લાગે છે. બ્હાર કંપાઉન્ડમાં જ શું વિશેષ છે? તમને કહું છું કે આપ જે અહીં બોલશો તે ભીંત પણ સાંભળશે નહીં. વળી બારણાં બંધ કરી દઇશું. પછી આપ જે કહેવું હોય તે સ્વસ્થ ચિત્તે કહેજો. ”

વસંતરાવનું આ બોલવું સાંભળી તે ગૃહસ્થ થોડો ગુંચવાયો. પણ પછી બોલ્યો, “ આપ કહો છો તે ખરૂં પણ.....હશે. કાંઇ હરકત નહીં. ચાલો આ દીવાનખાનામાં કોઇ પણ આવી શકે નહીં એવો બંદોબસ્ત કરો એટલે થયું. કોણ જાણે આપને બ્હાર તેડી જઇને હું શું કરીશ ને શું નહીં એવી આપને બ્હીક લાગતી જણાય છે. કેમ એમ જ ને ? ”

વસંતરાવે તેને ઉત્તર આપ્યું નહીં. માત્ર કપાળ ઉપર ત્રિશળ ચઢાવ્યાં. પછી તેણે નોકરને કહ્યું કે, “ અમે ઓરડામાં બેઠા છીએ ત્યાં સુધી અહીં કોઈ પણ આવે નહીં. એવો બંદોબસ્ત રાખજે. તું અહીં જ ઉભો રહે. ક્યાંય પણ જઇશ નહીં. ”

આટલું બોલી તેણે ઓરડાનું બારણું ઉઘાડી પેલા ગૃહસ્થને અંદર જવા કહ્યું. તે અંદર ગયો એટલે પોતે પણ અંદર ગયો અને બારણું બંધ કરી લીધું. પછી તે ગૃહસ્થની સામે જઈ બેશી તેને કહ્યું, “ કહો જે કહેવું હોય તે. ”

આણી તરફ ગંગાધર વગેરે મંડળી આશ્ચર્ય કર્યા કરતી હતી કે વસંતરાવ આટલા બધા વખત સુધી નીચે શું કર્યા કરે છે ? એવો કોણ ગૃહસ્થ આવ્યો છે ? પંદર વીસ મિનિટ થઇ ગઇ એટલે ગંગાધર નીચે જોવા આવ્યો. તે વખતે વસંતરાવ તથા પેલો ગૃહસ્થ ઓરડામાં પેસતા હતા. ગંગાધરે પેલા ગૃહસ્થને ઓઝરતો દીઠો, ત્યારે તેને વિશેષ જ આશ્ચર્ય લાગ્યું. પછી તે નીચે ઉતર્યો અને તે ગૃહસ્થ દેખાવમાં કેવો છે, વગેરે પેલા નોકરને પુછ્યું. નોકરે તેને તે સર્વે કહ્યું, અને જણાવ્યું કે, વસંતરાવે હુકમ કર્યો છે કે આણીમેર કોઇને આવવા દેવું નહીં. એટલે તે ગુપચુપ પાછો ઉપર ચાલ્યો ગયો. પરંતુ તેના ચહેરા ઉપર થોડીક ચિંતાની છાયા દેખાઇ. આ માણસને કાઈ પણ ઠેકાણે મેં જોયલો હોવો જોઇએ. એ એવા પ્રકારનો માણસ છે કે તેણે આવે ઠેકાણે આવવું જ ન જોઇએ એમ છતાં તે વસંતરાવની પાસે કેમ આવ્યો છે ? એવા કાંઇક વિચાર તેના મનમાં આવ્યા હોવા જોઇએ. ઉપર જઈ વસંતરાવ તથા આવેલો ગૃહસ્થ વાતો કરે છે એમ કહ્યું અને પોતે પણ ત્યાં બેઠો. પણ તેનું મન બેચેહેન હોય એમ જણાયું. ફરીને નીચે જઇ ઓથામાં ઉભા રહી એ ગૃહસ્થ કોણ છે તે સારી રીતે જોઈ લેવું એમ તેના મનમાં આવ્યું.

સુમારે પંદર વીસ મિનિટ બીજી ગઇ. હજુ પણ વસંતરાવ તથા તે ગૃહસ્થની વાતચીત પૂરી થઇ વસંતરાવ ઉપર કેમ આવતો નથી એ વિશે તેને આશ્ચર્ય લાગવા માડ્યું; અને દિવાનખાનામાંહેના લોકો પણ એક બીજાની સામે જોઈ રહ્યાં. વચમાં વચમાં એકાદ જણ બોલતું કે, “આટલી છાની વાતો કરનાર કોણ ગૃહસ્થ આવ્યો છે વારુ ?”

બીજી પંદર મિનિટો એવી જ રીતે વહી ગઈ. મંડળી બગાસાં ખાતી એક બીજા તરફ જોઈ રહી. વાસ્તવિક રીતે જોતાં કોઈ માણસના વસંતરાવને મળવા આવવાથી આટલી અસ્વસ્થતા થવાનું કાંઈ કારણ નહોતું. શું કોઈ કોઇને મળવા જતું આવતું નથી ? આ લોકોની ઉપર કહ્યા પ્રમાણેની સ્થિતિ થઇ તેનું કાંઇ જ કારણ—દશ્ય કારણ નહોતું. પેલો ગૃહસ્થ તથા વસંતરાવ ઓરડામાં બેઠા પછી આશરે પોણો કલાક થયો ત્યારે ગંગાધર ફરીને ઉઠયો. નીચે જઇને તે કોણ છે ને શું છે તે જોવું જ એવો નિશ્ચય કરીને તે નીચે ઉતર્યો. નીચે આવીને જુએ છે તેવામાં જ ઓરડાનું બારણું ઉઘાડી પેલો ગૃહસ્થ બ્હાર નીકળતો દેખાયો. તેણે પોતાના માથા પરની ટોપી કાઢી હાથમાં રાખી હતી. તેથી ટાંગેલા દીવાનું અજવાળું તેના મ્હોં ઉપર

પડયું, અને તેને લીધે તેના ચેહેરાનો ઘણો ખરો ભાગ ગંગાધરની નજરે પડયો. તે જોતાં જ ગંગાધર થોડો ગભરાયા જેવો થયો અને પાછો હઠયો. તે ગૃહસ્થે ઓરડામાંથી બ્હાર નીકળી, પોતાની ટોપી પહેરી લીધા પછી, ફરીને એક વખત વસંતરાવ તરફ વળી મ્હોટેથી કહ્યું, " હવે મેં મારા મિત્રના મિત્રને માટે જે કર્તવ્ય બજાવવાનું તે બજાવ્યું છે. તમારી મરજીમાં આવે તો તેને લઇને આવજો; નહીં તો આવતા નહીં. હું વધારે બોલતો નથી. ગુડ બાય્. "

આ શબ્દો ઘણા મ્હોટેથી તેણે ઉચ્ચાર્યા હતા તેથી ગંગાધરથી તે સ્પષ્ટ સંભળાયા. સાંભળતા વાર ગંગાધરે પોતાની ભમ્મર થોડી ચઢાવી અને માથું હલાવ્યું. આ માણસને પોતે પૂર્ણપણે ઓળખ્યો છે એવું દર્શાવનાર એ ચિહ્ન હતું.

તે ગૃહસ્થ ગયા પછી વાસ્તવિક રીતે વસંતરાવે તરત જ ઉપર જવું જોઈતું હતું; પરંતુ તેણે તેમ કાંઈ કર્યું નહીં. તેની મુદ્રા ઘણી સચિંત દેખાઈ અને તે ઓરડાની બ્હાર પણ આવ્યો નહીં. આ ગૃહસ્થે પોતાને જે કહ્યું તેનું શું કરવું તે જાણે તેને કાંઈ સૂઝતું જ નહોય એમ તે ઉમરામાં જ ઉભો રહ્યો. ઉપરથી નીચે ઉતરવાના દાદરના છેક નીચલા પગથીઆ આગળ જ ગંગાધર ઉભો હતો, ને તે એના તરફ તાકીને જોતો હતો. નોકરને વસંતરાવે જ ઉભો રાખ્યો હતો તે પણ એની તરફ એક સરખો જોઇ રહ્યો હતો. વસંતરાવ પત્થરના પુતળાની માફક ત્યાં જ ઉભો રહ્યો, અને પોતાના મનમાં જ બબડયો, " બિચારી કેટલી બધી દુર્ભાગી છે ! "



# પ્રકરણ ૯ મું.

## દાકતર ભગવંતરાવ.



પોતાની પત્નીને દિગંબરે અનેક પ્રકારે નિષેધ કર્યો હતો છતાં બગુબાઇનું મન કાંઇ ફર્યું નહીં. વરનો છળ કાંઇ જન્મોજન્મ ભોગવવો પડવાનો નથી. પરંતુ આ જન્મમાં આપણે હાથે જે કાંઈ પરોપકારનાં કૃત્યો થશે તે ઘણા જન્મ સુધી આપણને ઉપયોગી થઈ પડશે એવી તેના મનની પૂર્ણ શ્રદ્ધા હતી. હાલમાં ભોગવવી પડતી હેરાનગતી પૂર્વ જન્મમાં કોઈ બીજાના હસ્તે પરહસ્તે થયલા છળનું ફળ છે; તે આ જન્મમાં સહનશીલપણે ભોગવ્યું એટલે બસ. આ જન્મમાં જે કરીશ તે આવતા જન્મમાં ઉપયોગી પડશે, તે યથાર્થ રીતે કરવું જોઇએ, એવો વિચાર કરી મથુરાબાઇ તથા તેનાં ભાંડુઓને પોતાથી બનતી મદદ કરવી જ એવો એણે વધારે દૃઢ સંકલ્પ કર્યો. આમ કરવાથી પોતાની હઠ પોતાના વરને માલમ પડી આવે અને તે માથું ફોડી પ્રાણ લે તોપણ હરકત નહીં એવો તેણે નિશ્ચય કર્યો હતો. મનુષ્યનું મન કેટલાક વખતે પાણીની માફક વર્તે છે. ગોંધી રાખેલા પાણી ઉપર દબાણ કરવું ઘણું કઠણ છે. જોર કરી તેના પૃષ્ઠ ભાગ ઉપર દબાણ કરીએ તો તે તેનો પ્રત્યાઘાત થઇને જોરથી ઉછાળો મારી નીકળે છે. તેવી જ કેટલીક વ્યક્તિના મનની સ્થિતિ હોય છે. તેને કૃત્રિમ દાબમાં રાખવાનો પ્રયત્ન કરવા માંડીએ તો તે ક્યારે બમણા તો ક્યારેક દશગણા જોરથી ઉછાળો મારે છે. બગુબાઇના મનની સ્થિતિ કાંઇક આવી જ થઈ હતી. આજ સુધી તેના વરે તેને અનેક પ્રકારે દાબી રાખી હતી. અમુક બાબતમાં આમ કરવું એમ તે ઉદ્‌ગાર કાઢતી તો દિગંબર તરત તેને તોડી પાડતો. કાળક્રમે એવી સ્થિતિ પ્રાપ્ત થઈ કે વધારે ત્રાસ સોસવાની તે બિચારીનામાં શક્તિ રહી નહીં. ન્હાના સરખા જીવડા અગર કામળીઆ ઉપર પગ પડે તો તે પણ મ્હોં ફેરવી પગને કરડવા પ્રયત્ન કરવા ચૂકતો નથી તો પછી બિચારી બગુબાઈ જેવા માનવી પ્રાણીની તેવી સ્થિતિ થાય તો તેમાં નવાઈ શી ? દિગંબરનું વર્તન કેટલાંક વરસો થયાં બગુબાઇને છેક નિરાશાવ્યાપ્ત માણસની સ્થિતિએ પહોંચાડતું હતું. અને હાલમાં હાલમાં તો તેનાં પગલાં એ માર્ગમાં આગળ જ વધતાં હતાં. એ પ્રગતિમાં આજના વર્તનથી કેટલો ઉમેરો થયો તેનો સુમાર એને રહ્યો નહીં. બગુબાઇએ મનમાં નિશ્ચય કર્યો કે, તે ગમે તેમ કરે તોપણ પોતાને જે ઠીક

લાગે તે પ્રમાણે જ કરવામાં પાછું હઠવું નહીં. આમ કરતાં તે પ્રાણ લેવા તત્પર થાય તોપણ કાંઇ હરકત નહીં.

ગયા પ્રકરણોમાં વર્ણવેલી હકીકત ઉપરથી વાચકો પામી ગયા હશે કે મથુરાબાઇને હેરાન કરવાનું–તેનો છળ કરવાનું. દિગંબરે જાણે બીડું જ ઝડપ્યું હતું. અને એ કામમાં પોતાને પોતાની પત્નીની મદદ મળતી નથી, એટલું જ નહીં, પરંતુ ઉલટું પોતાની ઇચ્છા વિરૂદ્ધ તેનું વર્તન છે એમ જાણી તેનો ક્રોધ બમણો થયો. અને તે ક્રોધના આવેશમાં જ તેણે બગુબાઈ ઉપર હાથ પણ ચલાવ્યો. આખરે અતિ અશ્લીલ ગાળો પણ તેણે પોતાની પત્નીને તથા મથુરાબાઇને દીધી અને પોતાની પત્નીને બ્હીક બતાવી કે ‘ ફરીથી જો તું પેલી......ને કોઇ પણ પ્રકારની મદદ કરીશ તો તને પહેરેલા લૂગડાંભેર ઘરમાંથી બ્હાર કાઢી મુકીશ, અને ફરીને તારૂં મ્હોં પણ જોઇશ નહીં.”

બગુબાઇએ તેને કાંઈ પ્રત્યુત્તર આપ્યું નહીં. પણ મન સાથે પાકો ઠરાવ કર્યો કે વાત જ્યારે આટલી હદ સુધી પહોંચી છે ત્યારે હવે મારી ઇચ્છા પ્રમાણે જ મારે વર્તવું, પછી જે થશે તે જોઈ લેવાશે. દિગંબરે પોતાની પત્નીને જે જે સોગન દીધા, તથા ધાક બતાવ્યો તે કાંઈ ધીમેથી શાન્તપણે કહ્યું ન હોતું. જાણી જોઇને ઘરની બ્હાર કે જ્યાં બીજા લોકોનો અવર જવર હતો ત્યાં આવી ઘાંટા પાડીને કહ્યું હતું. એમ કરવામાં તેના મનનો હેતુ એ કે એ સર્વ મથુરાબાઇને કાને પડે. તેનો આ હેતુ પૂર્ણપણે સિદ્ધ પણ થયો.

મથુરાબાઇએ તેનું સર્વ બોલવું સ્પષ્ટપણે સાંભળ્યું હતું. પરંતુ તે બિચારી આ માણસ મારા ગરીબનો શા માટે આમ દ્વેષ કરે છે, શા માટે વિના કારણ વેર રાખે છે, તે વિશે અચંબો પામવા લાગી. આ ઘર છોડી બીજે કોઇપણ ઠેકાણે રહેવા જવું એમ ઘણા વખત થયાં એના મનમાં આવ્યું હતું. પરંતુ આજનો બનાવ જોઈ તેણે મનમાં નક્કી કર્યું કે હવે એક દિવસ પણ આ ઘરમાં રહેવું નહીં. દિગંબરને કોઇપણ પ્રકારની લાજ શરમ નહોતી. પોતે જે બોલે છે તેનું પરિણામ શું થશે તેની તેને જાણે કાંઈ દરકાર જ નહોતી. મથુરાબાઇનો ભાઈ વચે મ્હોટો–તરૂણ હત તો આ બ્હીકણ મથુરાબાઇ સંબંધી એક ચકાર શબ્દ પણ કાઢત નહીં. પરંતુ આ ઘરમાં પોતાના અમર્યાદિતપણાના વર્તન માટે શાસન કરનાર કોઈ પણ પ્રાણી નથી એમ તે સારી પેઠે જાણતો હતો, તેથી અને અબળાને માટે અપમાનાસ્પદ બોલવા સિવાય પોતાનું શૌર્ય બતાવવાનું આ જગતમાં તેને અન્ય સ્થાન પણ ન હોવાથી તેણે પોતાનું જિવ્હાસ્ત્ર છેક સ્વચ્છંદપણે છૂટું મુકયું હતું. તેમાં દાકતર ભગવંતરાવ મથુરાબાઇને અનેક પ્રકારે ફોગટ મદદ આપે છે એ સંબંધે પણ અતિ અશ્લીલ,

ગલિચ્છ શબ્દોમાં તેને જે જે કાંઈ કહેવું હતું તે બધું કહી બતાવ્યું હતું. આ બોલવું સાંભળી મથુરાબાઇને તેના ઉપર ઘણો ધિક્કાર ઉપજ્યો. પરંતુ તે બિચારી શું કરી શકવાની હતી ?

આ દુઃખમાં તેણે એક સુખ માની લીધું તે એટલું જ કે તેનું આ ભાષણ સાંભળવાને પોતાના ભાંડુઓમાંનું કોઇપણ આ વખતે જાગતું નહોતું. દિગંબરનું આવું ગલિચ્છ ભાષણ તેનાં ભાંડુઓને–વિશેષે કરીને મનોહરને–કાને પડે નહીં એવી તેની ઇચ્છા હતી. પણ જવું કયાં ? જે ઠેકાણે પોતે ઠરીઠામ થઈ રહી છે તે ઠેકાણેથી બીજે ઠેકાણે ગયા પછી વ્યવસ્થા શી રીતે થઈ શકશે, એ વિચાર તેના મનમાં વારંવાર આવતો. જે ઘરમાં તે રહેતી હતી તે ઘરધણીએ એને જરા પણ દુભવી નહોતી. ઉલટું, તેને કાઢી મુકવા સારૂ દિગંબરે તેને કહેવરાવ્યું હતું ત્યારે તેણે તેના જવાબમાં એવો સંદેશો મોકલ્યો હતો કે, “ આપને ઠીક પડતું ન હોય તો આપ ઘર ખાલી કરીને જાઓ; પરંતુ એ બિચારી ગરીબ સ્ત્રી ઉપર એક પછી એક ભયંકર દુઃખો આવી પડયાં છે તેમાં મારૂં ઘર ખાલી કરવાનું તેને કહી હું કાંઈ ઉમેરો કરવાનો નથી.” આમ છે તો આપણે શાસારૂ અહીંથી નીકળવું. અને કદાચિત ક્યાંક જઇશ તોપણ આવી સગવડવાળી જગા આટલા ઓછા ભાડામાં મળશે પણ ક્યાં ? એમ તેના મનમાં આવે એ કેટલું સ્વાભાવિક હતું ?

પરંતુ મથુરાબાઇને આવા વિચારો કરવાને ઝાઝો અવકાશ મળ્યો નહીં. કારણ, બબીની બપોરના જેવી સ્થિતિ થઇ આવી. છોકરીને ઉંઘ આવી છે કે કેમ તે જોવા સારૂ એ સેહેજ તેની પાસે ગઈ અને તેના કપાળ ઉપર હાથ મુકયો તો તે બરફ જેવું ઠંડું લાગ્યું. હાથ પગ દાબી જોયા તો તેની પણ સ્થિતિ તેવી જ જણાઈ. આથી તેનું મ્હોં ઉતરી ગયું. તેણે તરત જ મનોહરને ઉઠાડયો, અને તેને કહ્યું, “ મનોહર, બબીની સ્થિતિ ફરીને સાંજના જેવી થઈ છે. તું એની પાસે બેસે છે કે દાકતરને ત્યાં જાય છે ? તેમના આપણા ઉપર અનંત ઉપકાર છે. આપણી પાસેથી એક કોડીની પ્રાપ્તિની પણ તેમને આશા નથી; પરંતુ તે કાળજીથી એને તપાસે છે, ઓસડ આપે છે, તેથી તેમને જેટલો ત્રાસ ઓછો આપી શકાય તેટલો ઠીક. પણ હું શું કરૂં ? હાલને સમય એવો છે કે તેમને ત્રાસ આપ્યા સિવાય બીજો ઉપાય જ નથી........”

મનોહરે તાબડતોબ પોતાનું પહેરણ પેહેર્યું. ટોપી માથા ઉપર મુકી દીધી અને તે દાકતરના ઘર તરફ જવા નીકળ્યો. જતાં જતાં તેણે કહ્યું, “ તું બગુબાઇને બોલાવીશ તો તે માત્રા આણી આને ચટાડી હોશીઆર કરશે. ”

પરંતુ મથુરાબાઇએ તેને એટલું જ કહ્યું કે, “ તું તારે જલદી જા.

હું જોઉં છું શું છે તે. ગભરાતો નહીં. બરાબર રીતે બૂમ પાડજે. રસ્તામાં બ્હીશ નહીં. ભૂલો તો નહીં ને પડે ?"

મનોહરે તેની બ્હેનનું બોલવું પૂરૂં સાંભળ્યું પણ નહીં. તે હરણને વેગે નીકળ્યો. દાક્તર આગ્રહ પૂર્વક કહી ગયા હતા કે "ગમે તેટલી રાત ગઇ હોય તોપણ, અગર ગમે તે હોય તોપણ, કાંઇ પણ સંકોચ ખાધા વિના મને બોલાવવા આવજે" એનું તેને સ્મરણ થયું. તેથી આટલી મોડી રાતરે જઇ તેમને બૂમ પાડીશ તો તેમને ગુસ્સો આવશે એવી તેના મનમાં શંકા સુદ્ધાં આવી નહીં. તે દોડતો દાક્તરને ઘેર ગયો. જોયું તો આટલી મોડી રાતરે પણ કૃષ્ણાજીપંતની ગાડી તેમના બારણા આગળ ઉભી હતી અને દાક્તર દવાખાનામાં કાંઈ કામ કરતા હતા. મનોહરે દાક્તરને બૂમ પાડી. દાક્તરે એને એકદમ ઓળખ્યો નહીં. પરંતુ એ પાસે આવ્યો એટલે એની પીઠ થાબડી ઘણા ખુશ થઇ બોલ્યા, "કેમરે મનોહર, બબી સાંજની પેઠે હમણાં પણ પડી છે કે ? વારૂ, પણ તારી બ્હેને તને આટલી રાતરે મોકલ્યો ?" જરા આચકો ખાઇ, "જે થવાનું હશે તે થશે" એમ તો બોલ્યાં નથી ને ? જરા બેસ. હું આવું છું. કૃષ્ણાજીપંતને ત્યાંથી મને ગાડી તેડવા આવી હતી. એમની વહુની તબીયત જોઇ હું હમણાં જ આવ્યો છું. તેમને માટે કાંઈ પડીકાં મોકલવાં છે તે તૈયાર કરી એમના જ ગાડી-વાળાની સાથે મોકલીશ અને એમની જ ગાડીમાં તારે ઘેર આપણે જઇશું. એ મને ત્યાં ઉતારશે અને આગળ જશે. હું પાછો ચાલતો આવીશ." એમ કહી ઓસડ કાઢવાનું હતું તે કાઢી તે તૈયાર કરવા લાગ્યા. દરમ્યાન મોઢેથી મનોહરને હકીકત પૂછવાનું જારી જ હતું. આટલી મોડી રાત થઈ હતી તો-પણ તેમને કાંઇ પણ ત્રાસ થયો હોય અગર લાગતો હોય એમ તેમના અવાજ ઉપરથી અગર શબ્દ ઉપરથી માનવાને કાંઇ પણ કારણ નહોતું.

થોડા જ વખતમાં ઓસડ તૈયાર થયું ને તેનાં પડીકાં બંધાયાં. એક કાગળ ઉપર દાક્તરે કાંઇક મરાઠીમાં લખ્યું અને તે કાગળ તથા પડીકાં ગાડી-વાનને આપી કહ્યું, "જરા ઉભો રહે. મારે આમને ત્યાં જવું છે ત્યાં મને ઉતારજે અને પછી આગળ જજે." એમ કહી તેમણે પોતાની હેન્ડબૅગ, સ્ટેથેસ્કોપને એક મિણબત્તીનો દીવો એટલી સામગ્રી લઇ તે અને મનોહર ગાડીમાં બેઠા; અને મથુરાબાઇના ઘર આગળ ગાડીમાંથી ઉતરી ઘરમાં ગયા. મથુરાબાઇ તેમની વાટ જ જોતી હતી. દાક્તરે, "કેમ, અમારી બબી શું કહે છે ?" એમ કહેતાં કહેતાં તેમણે બબીનો હાથ પોતાના હાથમાં લીધો.

મથુરાબાઇએ કહ્યું, "છે તે આવું છે. કાંઈ વિશેષ ન હત તો આટલી

મોડી રાતરે આપને તસ્દી આપત નહીં. પણ શું કરૂં ? આપ દયા બતાવો છો એટલે સંકટ આવે છે ત્યારે આપની તરફ ધાવો કરવાનું મન થાય છે."

તેના આ શબ્દો છેક સાદા હતા. પરંતુ તે જે કંઠમાંથી નીકળ્યા હતા તે કંઠ આ શબ્દોનો ઉચ્ચાર થતાં કેટલો સદ્દગદિત થયલો હતો તે પ્રત્યેક શબ્દ ઉપરથી સમજાઇ આવતું હતું. દાક્તરનું સર્વ ધ્યાન તેની તરફ ન હોવાને લીધે તેમને એનો કંઠ સદ્દગદિત થયો છે એ સિવાય બીજું કાંઇ જણાયું નહીં. તેમણે પોતે આણેલો મીણબત્તીનો દીવો સળગાવ્યો, અને શાંત ચિત્તથી બબીને તપાસવા માંડી. તેમણે એક વખત નાડી જોઇ, કપાળ જોયું, પછી પોતાની બૅગમાંથી કાંઇ ઓસડ કાઢી તેના નાક આગળ ધર્યું. એક સેકંડ સુધી ધરી રાખી ઝટ પાછું લઇ લઇ તેની શી અસર થાય છે તે જોવા સારૂ તેના ચેહેરા તરફ લક્ષપૂર્વક જોઇ રહ્યા. પણ કાંઈ અસર થયલી જણાઇ નહીં. તેથી તેમનો ચહેરો ઘણો ગંભીર થઈ ગયો. ભમ્મરો ચઢાવી દીધી. દાંત એકમેકની સાથે સજ્જડ બેસાડી દીધા ને આંખો વિસ્તૃત કરી. આમ એક ક્ષણવાર સુધી રહ્યા પછી તેમણે બૅગમાંથી બીજું ઓસડ કાઢ્યું. અને બબીના નાક આગળ ધર્યું. અને ભમ્મરો તથા આંખો સંકોચી નાંખી સૂક્ષ્મ દૃષ્ટિથી બબીની તરફ જોઈ રહ્યા. પોતાના એક હાથમાં તેમણે બબીનો હાથ નાડી જોવા સારૂ પકડી રાખ્યો જ હતો. શીશી નાકની આગળ ધરી રાખ્યાને પાંચેક સેકંડ ગઈ નહીં હશે એટલામાં તેમણે તે શીશીનો કાચનો બૂચ અંગુઠા તથા તર્જનીની વચ્ચે પકડી શીશી ઉપર બેસાડી દીધો, અને વધારે સૂક્ષ્મ દૃષ્ટિથી પ્રેતવત્ પડેલી છોકરીની તરફ જોઈ રહ્યા. પળવારમાં તેમના મુખ ઉપર સંતોષનું ચિન્હ જણાયું અને બીજી પળ પછી સંતોષ વધારે સ્પષ્ટ રીતે દેખાઈ આવ્યો, અને શ્વાસ નીચો નાખી તેમણે ડોકું ધુણાવ્યું. બબી "ઓ મા, ઓ મા રે" બોલી, ગભરાયલા જેવી થઈ ગઇ અને એકદમ ઉઠી બેઠી થઇ. હાંફળી ફાંફળી થઈ "બ્હેન, બ્હેન" એમ બોલી પથારીમાં પડી. મથુરાબાઇએ તરત પાસે જઇ "બબી ! બબી ! હું અહીં જ છું. ગભરાતી ના બ્હેન !" એમ કહ્યું.

દાક્તરનું ધ્યાન બબી સિવાય બીજા કશા તરફ નહોતું. તેમણે તેની નાડી ફરીથી એકવાર તપાશી જોઈ. પછી મથુરાબાઈ તરફ વળીને કહ્યું, "બબીને માટે તમે જરા પણ ફિકર કરશો મા. હું એને સારી કરીશ. હમણાં હું એને ઓસડ આપું છું. પરંતુ એની શી અસર થાય છે, ફીટ આવ્યું હતું તે હવે તદ્દન મટી ગયું છે ખરૂં; પરંતુ તે ફરીને કયારે આવે છે, શું શું થાય છે તે બધું જોવા સારૂ મારે અહીં બેસવું પડશે, અને બેસીશ જ. હું તમારો ભાઈ છું એમ સમજજો. તમે જરા પણ સંકોચાતાં નહીં. આ

મનોહરે ઉંઘ લીધી છે. તે થોડીકવાર સુધી મારી સાથે જાગતો બેસશે. તમે જરા આડાં થાઓ. આખા દિવસની તમને હેરાનગતી, અને તેમાં વળી રાતરે જાગરણ થાય તે ઠીક નહીં. આમ જ ચાલ્યાં કરશે તો તમે માંદાં પડશો. માટે તેમ કરશો મા. તમે માંદાં પડશો તો પછી આ બધાંનું શું થશે ? માટે તમે નિરાંતે આરામ લ્યો. મનમાં બિલકુલ અંદેશો આણશો મા. બે ઘડી આડાં પડશો તો તેટલો તમને આરામ મળશે. તમે આ છોકરીને મારે ઘેર લઈ જવા ઘો તો...પણ એમ તમને કેમ કહું ? જવા ઘો તે વાત, પણ તમે ઉઠો."

દાકતરના મુખમાંથી દરેક શબ્દ અન્તઃકરણની લાગણી પૂર્વક અને શુદ્ધભાવથી નીકળતો હતો. પરંતુ મથુરાબાઇને સંકોચ લાગ્યો. "આ પારકો ગૃહસ્થ દાકતર પોતાની મેળે મારી બ્હેનની પાસે આટલી કાળજી પૂર્વક અને આસ્થાથી બેશી રહી મને સુવાનું કહે છે એ તેના મનનું કેટલું બધું મ્હોટાપણું ! કેટલી વિશાળ પરોપકાર બુદ્ધિ ! મારા ઘરમાં સારો દીવો નથી તેથી તો એ પોતાની સાથે દીવો પણ લાવ્યા છે. જેમને શ્રીમંતો ફી આપી પોતાને ઘેર બોલાવે છે તે 'હું પગે ચાલતો પાછો જઇશ' એમ કહી આટલી મોડી રાતરે પણ અહીં મફત આવે છે, અને કલાકના કલાક સુધી બેસે છે. ગમે તેટલી વખત આવે છે, અને મને કહે છે કે મને તમારા ભાઈ જેવો ગણજો, જરા પણ ઓશંકાશો નહીં. આ બધાનો અર્થ શો ? મને તો એમ લાગે છે કે મારી ચામડીના જોડા શીવડાવી એમના પગમાં પહેરાવું તોપણ એમના ઉપકારનો બદલો વળી શકે નહીં."

મથુરાબાઈના મનમાં આવા વિચારો ચાલતા હતા. આણી તરફ દાકતર ભગવંતરાવ પોતાની બેંગમાંથી કાંઈ ઓસડ કાઢી બરાબર માપસર ભરી બબીને પાતાં પાતાં બોલ્યા, "તમે આડાં થાઓ. ખરેખર પથારીમાં આડાં પડો. ઉંઘ ન આવે તો પણ હાથ પગ લાંબા કરી આંખો મીચી કલાક બે કલાક પડી રહેવું. તેથી પણ ઉંઘથી મળતી વિશ્રાંતિ મળશે. માત્ર એટલું જ કે મનમાં કાંઈ વિચાર બિચાર આવવા દેવા નહીં. સુવો. ખરેખર તમે સુવો." એમ આગ્રહ પૂર્વક તે કહ્યા કરતા હતા. તેથી આખરે દાકતરની પાસે બેસવાની મનોહરને ઇશારત કરીને ન્હાનાં છોકરાં પેલીમેર આઘે સુતાં હતાં ત્યાં મથુરાબાઇ જઈ સુતી. સુતી તેથી ઉંઘ કાંઈ થોડી જ આવવાની હતી ! આંખો મીચવાનું તેના હાથમાં હતું; પરંતુ ઉંઘ આણવી તેની શક્તિની બ્હાર હતું. પોતાના સાડ્ઢાની ઘડી કરી તે ઉપર માથું ટેકવવું સેહેલું હતું; પરંતુ મસ્તકના અંદરના ભાગોમાં શાંતિ આણવાનું કામ તેને અસાધ્ય હતું. બબીના મંદવાડના, પોતાના દારિદ્રયના, દાકતરની પરોપકારબુદ્ધિના, તથા તેના ધર્મનિષ્ઠ પાડોશીના અકા-

રણુ વૈરભાવના વિચારો તેના મસ્તિકમાં આવ્યા વિના કેમ રહે? આ છેવટની બે બાબતોના વિચાર તેના મનમાં એકીવખતે આવ્યાથી દિગંબર તથા દાકતર ભગવંતરાવના વર્તન વચ્ચેનો વિરોધ તેની નજર આગળ એકદમ ખડો થયો. એક મને પોતાની બ્હેન ગણી આટલો બધો ઉપકાર શા અર્થે કરે અને બીજો આપણને છેક દુસ્મન લેખી હેરાન હેરાન કરવાને આમ ફાંફાં શા માટે મારે છે? એકના મનમાં મારે માટે આટલી પ્રીતિ તથા આદર કેમ અને બીજાના મનમાં કોપ અને તિરસ્કાર શા માટે વસ્યા છે? એક જાતે આવી મારી બ્હેનને જીવાડવા સારૂ આટલી બધી મેહેનત ઉઠાવે છે અને બીજો તેની વહુ-એ મને મદદ કરી તેને માટે તેના ઉપર અતિશય ક્રોધે શા માટે ભરાય છે? વાસ્તવિક રીતે જોતાં, મારા કુટુંબનો અને દિગંબરનો સહવાસ ઘણો. મારો બાપ કેવો હતો, મા કેવી હતી, અને અમે કેવાં છિયે તેની માહિતી દિગંબરને વધારે. દાકતરને માહિતી થઈ તે તે પ્લેગના દિવસમાં પરોપકાર બુદ્ધિથી લોકોનાં ઘર તપાસતાં અમારા કુટુંબની તેમને ખબર પડવાથી તે પોતાની મેળે આ ઘરમાં આવ્યા ત્યારથી. પરંતુ ચમત્કાર કેવો! જે સંકટો આ દીન કુટુંબ ઉપર આવી પડવાથી દાક્તરના મનમાં અત્યંત દયાનો ભાવ જન્મ પામ્યો તે જ વિપત્તિઓએ દિગંબરના મનમાં આ દીન અનાથ કુટુંબ તરફ તિરસ્કાર આણ્યો. એમ કેમ થયું હશે?

આવા વિવિધ વિચારોથી તેનું મન વ્યાપ્ત થઈ તે 'કેમ? શા માટે?' એ પ્રશ્ન અનેકવાર પૂછ્યાં કરત તોપણ શું? ઉંઘ તો બિલકુલ આવી નહીં. દાકતર છેક અજવાળું થતાં સુધી ત્યાં બેઠા. જતી વખતે તેમણે મથુરાબાઈને કહ્યું, "તમે રજા લ્યો. રજા મળે નહીં તો નોકરી છોડી દેજો. પરંતુ બબી સારી થાય એવી જો તમારી ઇચ્છા હોય તો આઠ દિવસ સુધી તો તેની પાસે ને પાસે અહોરાત્ર કોઇએ પણ રહેવું જોઇએ. તેની શુશ્રૂષા બરાબર થવી જોઇએ. શુશ્રૂષા સારી રીતે થશે તો જ એ જીવશે. હું તમારા ઉપરીને ચિઠ્ઠી લખી રજા આપવાની શિફારસ કરૂં છું. રજાની જરૂર બતાવું છું. એમ કરતાં પણ જો રજા ન મળે તો નોકરી છોડી દેજો. શું થશે એવો તેવો કાંઈ વિચાર કરશો મા. હું તમારી સઘળી વ્યવસ્થા કરીશ. તમે બબીની શુશ્રૂષા બરાબર કરો." આ બોલવું દાકતરે જતાં જતાં ઓટલા ઉપર ઉભા રહી કહ્યું ને તે દિગંબરે સાંભળ્યું. તે જ દિવસે તેણે કૃષ્ણાજીપંતને કહ્યું, "દાકતર ભગંતરાવ રાતના મથુરાબાઈને ત્યાં હોય છે. આ મેહેતી સ્ત્રીશિક્ષણ આપવાની કે?"

કૃષ્ણાજીપંત બોલ્યા, "સુધારો."

# પ્રકરણ ૧૦ મું.

## ક્યાં ગયા ?



આઠમા પ્રકરણમાં કહ્યા પ્રમાણે વસંતરાવને મળવા આવેલો ગૃહસ્થ ગયા પછી વસંતરાવ હેઠળના દિવાનખાનાના બારણામાં જ ઘણા વખત સુધી ચિંતાતુર થઈ ઉભો રહ્યો હતો. તેનો નોકર તથા તેનો મિત્ર તેની તરફ એકી ટસે જોઇ રહ્યા હતા તે પણ તેના લક્ષમાં આવ્યું નહીં. આખરે તેના મુખ દ્વારે જે શબ્દો નીકળ્યા તે પણ તેમણે–નિદાન પાસે ઉભા રહેલા નોકરે તો–સાંભળ્યા હતા એ વાત પણ તેના ધ્યાનમાં આવી નહીં. મળવા આવેલા ગૃહસ્થની સાથે જે જે વાતો થઇ અને તે ગૃહસ્થે તેને જે જે કહ્યું તે જ તેના મનમાં ઘોળાયાં કરતું હતું. તે કાંઇ પણ ઉંડા વિચારમાં પડયો હતો એ તો ખુલ્લે ખુલ્લું જણાતું હતું. તેનાથી હવે ઉપર જવાતું જ નહોતું એમ પણ થયું હોવું જોઇએ. ગંગાધર તેની તરફ એક સરખો જોઈ રહ્યો હતો એમ ઉપર કહ્યું જ છે. 'વસંતરાવ ઉપર જવા હમણા આવશે, ક્ષણવાર પછી આવશે અને ત્યારે તેનું લક્ષ આપણી તરફ વળશે ' એમ ધારી ગંગાધર પણ વસંતરાવ તરફ જોઈ રહ્યો હતો.

નોકર આગલા બારણા આગળ ઉભો રહી વસંતરાવની સામે જોયાં કરતો હતો. વસંતરાવ એ બારણા સામેના જ બારણામાં શૂન્ય દૃષ્ટિએ આમ તેમ જોયાં કરતો હતો. અને ઉપર જવાના દાદરના પગથીઆ આગળ ઉભો રહી ગંગાધર વસંતરાવની તરફ જોયાં કરતો હતો. આ દેખાવ જો બ્હારથી આવનાર કોઈ પારકા ગૃહસ્થની નજરે પડયો હત તો આ લોકોને કાંઈ ભ્રમ થયો છે કે કેમ ? આમને કોઇએ કાંઈ જાદુ કરી આમ ઉભા કરી મુકયા છે કે કેમ ? કિંવા એ નાટકમાંના દેખાવની તાલીમ લે છે કે કેમ ? એવું જ કાંઇક તેના મનમાં આવત, અને તેથી તે પણ કાંઇક સમય પર્યંત એક જ સ્થાને ઉભા રહી ત્રણે જણ તરફ વારા ફરતી જોયાં કરત.

'આવી રીતે ક્યાં સુધી આપ ઉભા રહેશો ' એમ પુછવાનું નોકરના મનમાં આવ્યું, પરંતુ ન્હાને મ્હોડે મ્હોટો કોળીઓ કેમ લેવો એવો વિચાર કરી તે ચૂપ રહ્યો. પરંતુ ગંગાધરની ધીરજ રહી નહીં. તેણે વસંતરાવની પાસે જઈ શું થયું છે એમ પૂછવાનો નિશ્ચય કર્યો, અને દાદરના છેલ્લા પગથીઆ ઉપરથી નીચે ઉતરી વસંતરાવની તરફ જવાને આગળ પગલું ભર્યું. એટલા-

માં વસંતરાવે પેલા નોકરને કહ્યું, " ભાગ્યા, ઉપર જા અને ગંગાધરને કહે કે હું નીચે બોલાવું છું."

તે સાંભળીને "જુઓ, આ રહ્યા. એ ક્યારનાએ તમારી સામે આવી ઉભા છે." એમ ભાગ્યાના મ્હોંમાંથી અને "બોલાવવો શા માટે પડે ? હું ક્યારનોએ આવ્યો છું" એવા શબ્દો ગંગાધરના મુખમાંથી એકી વખતે બ્હાર પડયા.

પરંતુ વસંતરાવે કાંઈ જવાબ આપ્યો નહીં, ફક્ત માથું ધુણાવ્યું. પછી તેણે ગંગાધરને કહ્યું, " ગંગાધર એક ઘણો જ વિલક્ષણ પ્રસંગ આવ્યો છે. આમ અંદર આવ. આપણે નિરાંતે બેશી વિચાર કરીએ." એમ બોલીને તે દિવાનખાના તરફ વળ્યો. ગંગાધર અંદર ગયો. પછી વસંતરાવના મનમાં કોણ જાણે શો વિચાર આવ્યો તેથી તેણે નોકર તરફ વળીને કહ્યું, "ભાગ્યા, પેલો ગૃહસ્થ મને જે કાંઈ કહેતો હતો તેમાંનું તને કાંઈ સંભળાયું કર્યું હોય તો કોઇને કાંઇ કહેતો નહીં હો કે !"

ભાગ્યો તરત બોલી ઉઠયો, " એ શું રાવસાહેબ, એવું હું કાંઇ કોઈ દાહાડો બોલું છું ? અને આજ તો મારે કાને એક શબ્દ પણ પડયો નથી."

પરંતુ ભાગ્યાનો આ જવાબ સાંભળી લેવા જેટલી પણ વસંતરાવને ધીરજ નહોતી. તેણે દિવાનખાનાનું બારણું તરત બંધ કરી દીધું. તેમની છાની વાત સુમારે અડધા કલાક સુધી ચાલી હશે. ઉપર બેઠેલાં બૈરાંઓને તો અતિશય મુંઝવણ થયા જેવું થયું. કારણ, પ્રથમ વસંતરાવ નીચે ગયો. તેને આવતાં ઘણો વિલંબ થયો તેથી શું છે તે જોવા સારૂ ગંગાધર તેની પાછળ ગયો. પરંતુ ઘણો વખત થઇ ગયા છતાં તેનું પણ ઠેકાણું લાગ્યું નહીં તેથી તેમને ફિકર થવા માંડી, કે કોઇને માટે કાંઇ કાળજી કરવા સરખું તો નથી ? વસંતરાવને મળવા કોણ આવ્યું છે, તેની સાથે આટલા બધા વખત સુધી શી વાતો ચાલી રહી છે તે જોવા ગંગાધર નીચે ગયો તે પણ ત્યાં જ રોકાઇ રહ્યો એનો અર્થ શો ? આ પ્રશ્નો સ્વાભાવિક રીતે તે ત્રણેના મનમાં ઉત્પન્ન થયા. આખરે પદ્માવતીથી રહેવાયું નહીં. તેના મનમાં તો એમ જ આવ્યું કે કાંઇ પણ મારે સંબંધે જ વાત છે, અને તેથી તે બોલી, " હું જ જઇને જોઈ આવું છું કોણ આવ્યું છે ને આટલું બધું શું ચાલે છે તે." તેના મનમાં આ વખતે એમ જ આવ્યું કે મારે સંબંધે આ ગૃહસ્થે કાંઈ વાત કરી છે અને તે ઉપર આવી શી રીતે મને કહેવી એવા વિચારથી જ વસંતરાવ બનતાં સુધી હેઠળ ને હેઠળ જ વખત કાઢે છે. વાત જો આનંદની હત તો તે આટલા વખત સુધી નીચે બેશી રહેત નહીં; ક્યાર-

નોએ ઉપર આવ્યો હત. આવો સંદેહ મનમાં આવતાંની વાર તેના મનમાં એમ આવ્યું કે નીચે જઇ વસંતરાવને પૂછવું; અગર કોણ ગૃહસ્થ આવ્યો છે અને તેની સાથે આટલી બધી શી વાત ચાલે છે તે સાંભળવું. તેની ચિત્તવૃત્તિ એવી થઈ ગઈ હતી કે કોઈ ક્યાંય પણ કાંઈ ગુચપુચ ગુચપુચ કરતું અગર એક બાજુએ જઇ બોલતું તો તે તેને જ માટે કાંઈ બોલે છે, તેને જ સંબંધે ગુચપુચ કરે છે, અગર મારા કરતાં તેમને કાંઇ વધારે સમજાયું છે અને તેથી તેમને ચિંતા થાય છે એમ જ તેને લાગતું હતું. તરત જ તેના મનમાં વિચાર આવ્યો કે હું વિનાકારણ અહીં આવી. આ બધાં પોતાના આનંદમાં તથા મઝામાં હોય અને હું જ માત્ર ચિંતામગ્ન દેખાઉં; અગર હું આવા દુઃખમાં છું તેથી એ લોકો મારા દેખતાં તેમને મનગમતી આનંદની તથા વિનોદની વાતો કરતાં અચકાય છે. આ વિચાર પણ આવવાથી તે વિશેષ ચિંતાતુર તથા ખિન્નવદન થઈ. તે નીચે જવા તૈયાર થઇ ત્યારે માલતીએ તેને કહ્યું:—

" હશે કાંઈ વસંતનું કામ. વસંતરાવને હજાર દોસ્તો અને સત્તર હજાર કારભાર હોય છે. તેમાંનો જ આ એક હશે. શા માટે જાય છે. હમણાં બંને જણા ઉપર આવશે. એ બંને એક ક્ષણવાર સુધી પણ કાંઇ વાત છાની રાખી શકતા નથી. તેમાં વસંતરાવ ઉપર આવશે કે તરત જ બધુંએ ઓકી કાઢશે. એમની કોલેજમાંનો કોઇ દોસ્ત ગપ્પાં મારવા સારૂ આવ્યો હશે, અને હેઠળ જ ગપાટા મારવા બેઠા હશે. હશે કોઇ છેક નવરો, આપણને કદી પણ નહીં મળ્યો હોય એવો હશે એટલે ઉપર પણ શી રીતે તેડી લાવે ? "

પરંતુ પદ્માવતીએ તેનું બોલવું પૂરૂં સાંભળ્યું પણ નહીં. દાદર ઉતરી તે નીચે ઉતરી પણ ગઈ. દાદરને છેડે જઇ જોયું તો ત્યાં કોઈ નહોતું. એ ક્યાં ગયા છે તે જોવા સારૂ તે આગળ વધી એટલે વસંતરાવ બારણું ઉઘાડી એકદમ બ્હાર આવ્યો. તેણે પદ્માવતીને દીઠી નહીં. કારણ, તેનું મ્હોડું અંદર બેઠેલા ગંગાધર તરફ જ હતું. તેને ઉદ્દેશીને તે ઈંગ્રેજીમાં નીચે પ્રમાણે બોલ્યો:—
" તો હવે એટલું નક્કી ઠર્યું કે તેને આ વાતનો જરા પણ સણસણો લાગવા દેવો નહીં, અને આપણે જ જવું. ચાલો જઇએ. તું કહે છે તે કાંઇ ખોટું નથી. તારો ને મારો બંનેનો કોટ હું લઇ આવું છું, અને આપણે તાબડતોબ નીકળીએ. જોઇએ તો ખરા કે એ હરામખોરનું શું કહેવું છે તે ! "

" જા, એટલામાં હું આ મારી બીડી પૂરી કરી નાખું છું. " ગંગાધરે જવાબ આપ્યો.

પદ્માવતીએ આ બોલવું સાંભળ્યું એમ કહેવાની આવશ્યકતા નથી. એ

સાંભળતાં જ તે, ચમકી અને થોડી પાછળ હઠી. 'તેને એનો જરા પણ સણસણો લાગવા દેવો નહીં,' એટલે કોને જણાવવું નહીં? અને શેનો સણસણો? આ પ્રશ્નો તેના મનમાં ખડા થયા. અને આમાંના પ્રથમ પ્રશ્નનું ઉત્તર પણ તેના મને તરત જ દીધું: 'તેને' એટલે મને—પદ્માવતીને—એ જવાબ નક્કી જ. બીજું કોણ હોઇ શકે? પરંતુ "સણસણો શેનો લાગવા દેવો નહીં?" આપણા ઉપર કાંઈ સંકટ આવે છે કે શું? અંદરથી ઉત્તર આવ્યું હતું તે ગંગાધરનું હતું, તેથી મળવા આવેલો ગૃહસ્થ ગયો કે શું? ગયો હશે.

આ બધા પ્રશ્નોત્તરો પદ્માવતીના મનમાં એકીવખતે ઉત્પન્ન થયા. એટલામાં વસંતરાવ ઉપર જવા સારૂ આગળ આવ્યો એટલે તેણે પદ્માવતીને દીઠી. તેને જોતાં તે એકદમ ચમક્યો. પરંતુ તેવું કાંઈ ન જણાવા દેતાં તેણે પદ્માવતીને કહ્યું, "પદ્માબ્હેન, નીચે કેમ આવી?"

પદ્માવતી પ્રથમ કાંઇ જ બોલી નહીં. તે કાંઇક વિચાર કરતી હોય એવી દેખાઇ. તેથી વસંતરાવે એને ફરીને પૂછ્યું, "તું કેમ આવી છે? અને તારો ચહેરો આવો શાથી થયો?"

પદ્માવતીએ તરત ઉત્તર આપ્યું, "મારૂં મન ઘણું અપંગ થયું છે. કાંઈ ખખડે કે મનમાં કાંઈ કાંઈ થઇ આવે છે, ફાળ પડે છે. કોઇ કાંઇ બોલતું હોય કે ગુપચુપ વાત કરતું હોય તો મને એમ જ લાગે છે કે એ મારે સંબંધે જ બોલે છે અથવા ગુપચુપ વાત કરે છે. કોઇ ગૃહસ્થ તને મળવા આવ્યો હતો ને તું નીચે આવ્યો. તને ઉપર આવતાં વિલંબ લાગ્યો તેથી ગંગાધરપંત નીચે આવ્યા. તે પણ જલદી પાછા આવ્યા નહીં, તેથી શું છે, શું નહીં, તે જોવા સારૂ હું નીચે આવી. મારા મનમાં એમ લાગ્યું કે કાંઈ મારે સંબંધે જ વાત છે."

વસંતરાવે તેનું આ બોલવું—મન છેક ખુલ્લું કરીને કહેલું બોલવું—સાંભળી લીધું. આથી તેના મનમાં શું લાગ્યું તે તે જ જાણે. પરંતુ બ્હારથી તે કાંઈ પણ ન બતાવતાં ઉલટું મ્હોડું હસતું રાખી બોલ્યો, "પદ્માબ્હેન, આ શું કહેવાય? મનને આમ છેક નબળું થવા દઇશ તો એક ક્ષણવાર સુધી પણ તારા મનને શાંતિ શી રીતે મળશે? તું કાંઈ નવતરો જ તુક્કો કાઢે છે. તારો એમાં શો સંબંધ હોવાનો હતો? તે કાંઈ બીજું જ કામ છે. તેનો ઘરમાંના કશાની કે કોઇની સાથે સંબંધ નથી."

"એમ કેમ કહે છે વારૂ?" પદ્માવતી વચમાં જ બોલી ઉઠી: "અંદર કોણ છે? હું ધારૂં છું કે ગંગાધરપંત છે. તેમને તેં હમણાં જ નહીં કહ્યું કે, 'તેને એનો જરા પણ સણસણો લાગવા દેવો નહીં.' 'તેને' એટલે કોને? અને 'સણસણો' શાનો?"

તેનો આ પ્રશ્ન સાંભળી વસંતરાવ દંગ થઇ ગયો, ને એક ડગલું પાછળ હઠયો. પરંતુ પોતાની આ સ્થિતિ તે સમજી ન જાય એટલા માટે બોલ્યો,

"એ જ તો. એ જ તો. હું શું બોલ્યો? તેનો સંબંધ પોતાની સાથે કેવી રીતે ઘેલી જેવી જોડી દે છે? જે ગૃહસ્થ આવ્યો હતો તેનું કાંઇ કામ છે તે ગંગાધરને હાથે થવા જેવું છે, માટે તે મને શરમમાં નાખવા આવ્યો હતો. તારો તેમાં કશો સંબંધ નથી. હું અને ગંગાધર હમણાં કાંઈ કામસર બ્હાર જઇએ છીએ. માટે તમે બધાં હવે નિરાંતે સુઇ જાઓ. બાયડીઓ પણ કેવી વહેમી હોય છે નહીં વારૂ? ગંગાધર, આમ આવ તો. જો આ શો ઘોંટાળો થયો છે તે."

વસંતરાવની બૂમ સાંભળી ગંગાધર બ્હાર આવ્યો. પદ્માવતીને ત્યાં ઉભેલી જોઈ તે પણ આશ્ચર્યચકિત થયો. પરંતુ વસંતરાવે તેનો હાથ દાબી મ્હોટેથી કહ્યું, "જો ને આ પદ્માબ્હેનની શી માન્યતા થઈ છે તે? એ એમ ધારે છે કે જે ગૃહસ્થ આવ્યો હતો તેણે એને સંબંધે આપણને કાંઇક કહ્યું છે, અને એના ઉપર કાંઇ આપત્તિ આવી પડી છે; પણ તે આપણે એનાથી છુપાવી રાખીએ છીએ. મેં તને હમણાં બારણામાં ઉભાં ઉભાં જે કહ્યું તેનો તે પોતાની સાથે સંબંધ જોડી દે છે. હવે એને શું કહેવું? આપણે અહીં -મુંબાઇમાં બીજાના જ કામ સંબંધી વાત કરતા હતા તેમાં એને પોતાને માટે જ શંકા આવી ત્યારે શું કરવું? તું તો હવે એને કાંઇ કહે કે એનો સંબંધ એમાં બિલકુલ નથી. અને પછી આપણે તે ગૃહસ્થે આપણને બોલાવ્યા છે ત્યાં જઇએ. પદ્માબ્હેન, તેમાં કાંઇ કરતાં કાંઇ પણ તારો સંબંધ નથી હોં! મનમાં કાંઇ નવતરૂં જ આણીશ મા અને ઝુરીશ મા. ચાલો ઉપર."

આટલું બોલી તે ઉપર જવા સારૂ આગળ વધ્યો. ગંગાધર પણ તેની પાછળ પાછળ ગયો. એટલે પદ્માવતી પણ તેમની પાછળ ચાલી. ઉપર ગયા પછી વસંતરાવે તેની માને કહ્યું, "મા, આ પદ્માને બે શબ્દ કહી કંઈક સમજાવ. એનું મન બિલકુલ ઠેકાણાપર નથી. અમે બંને જણા જરા બ્હાર જઇ આવીએ છીએ." પરંતુ તેની માને ઉંઘ આવી હતી તે જોઈ તેણે માલતીને કહ્યું, "માલુ, તું આને તારી સાથે અહીં લઇ આવી તે એનું દુઃખ કાંઈ વીસારે પડે એટલા માટે કે ગમે તેવા સંશયો મનમાં આણી નકામી ફાળ પાડી લેવા સારૂ? તમે બંને આનંદ થાય તેવું કોઇ પુસ્તક વાંચવા બેસો અગર કાંઇ રમવા બેસો."

વસંતરાવે તથા ગંગાધરે ઝટપટ પોતાનાં કપડાં પેહેરી લઈ ત્યાંથી પોબારા ગણ્યા. અહીં વધારે વાર સુધી થોભવું યોગ્ય નથી, પદ્માવતી કાંઇ વધારે પૂછશે તો તેને આપણાથી ઉત્તર આપી શકાશે નહીં, એવો તેમણે વિચાર કર્યો.

પદ્માવતી છેક સ્તબ્ધ બની ગઇ. તેનું મન ચકડોળે ચઢયા જેવું થયું. હું નીચે ગઇ શું? મનમાં શંકા શી આવી? અને તે શંકા ભડભડ ભભડી પણ શી નાખી? એ સર્વ બની શી રીતે ગયું તે તે કાંઈ સમજી શકી નહીં. એટલે માલતીએ તેને શું થયું છે એમ પૂછ્યું. પ્રથમ તો તે કાંઇ બોલી નહીં,

પરંતુ પછીથી તેણે માલતીને અને તેની માને જે કાંઇ બન્યું હતું તે સર્વે, તેના મનમાં શું આવ્યું અને વસંતરાવના શબ્દોથી તેનો સંદેહ કેવી રીતે પાકો થયો, વગેરે કહી બતાવ્યું અને આખરે બોલી, " વસંતરાવના શબ્દ ચમત્કારિક હતા કે નહીં કહો. 'તેને એનો સણસણો સરખો લાગવા દેવો નહીં' એવું કાંઇક એ બોલ્યો. તેમાં 'તેને' એટલે મને જ એમ મને લાગ્યું અને કોણ જાણે શાથી હજુ પણ તેમજ મને લાગે છે. વસંતરાવ મને કહેતો નથી પણ માલુબ્હેન, મને લાગે છે કે જે કારણસર તે બ્હાર ગયા છે તેમાં મારો જ કાંઇ પણ સંબંધ છે. મારી ગ્રહદશા જ હાલમાં એવી બેઠી છે."

" પદ્માવતી, તારૂં કેની હાલમાં મન જ ઘણું નબળું પડી ગયું છે. આમ કરશે તો કેમ નીભશે ? 'તેને' એટલે તને જ શા ઉપરથી ? મને શામાટે નહીં ? તેં કહેલી વાત સાંભળ્યા પછી મને પણ શંકા આવવા માંડી છે કે મારે જ સંબંધે કાંઇ હશે. એમ કેમ ન હોય ? પદ્મા, હું આ અમસ્તું જ બોલું છું એમ નથી હોં. મારા મનમાં પણ ખરેખર ઉચાટ થવા માંડયો છે."

પદ્માવતી આ સાંભળી તથા માલતીની ચર્યા ખિન્નતાથી વ્યાપ્ત થયલી જોઈ હશીને બોલી, " તને ઉચાટ ? અને વળી તને સણસણો પણ થવા દેવો નહીં એવી તે શી વાત હોવાની હતી ? માલુ, પરમેશ્વરની તારા ઉપર કૃપા છે તેવીને તેવીજ રહેવા દે. તું સુખી છે તેવી જ સુખી રહે. વિનાકારણ ગમે તેવા કુતર્કો કરી તારા જીવને ઉચાટ શા સારૂ કરી લે છે ? મને તો મારા જન્મારા સુધીનો ઉચાટ લાગી રહ્યો છે. તેમાં ગમે તેટલો ઉમેરો થશે તો તેની કાંઈ હરકત નથી. પરમેશ્વર તને ઉચાટથી અતિ દૂર રાખે, અને કદાચિત તારા ભાગનો તેણે કાંઈ ઉચાટ રાખ્યો હોય તો તે પણ મારા ભાગમાં ઉમેરે. હું તે ઘણા સુખથી ભોગવીશ. તને સુખી દેખી હું સુખી થઇશ. મને મારૂં જુદું સુખ જોઇતું નથી. પરંતુ તને અણુમાત્ર પણ ચિંતા અગર ઉચાટ થાય નહીં—સ્વપ્નમાં પણ થાય નહીં—એટલું જ હું ઈશ્વર પાસે માગું છું, અને હમેશ માગતી રહીશ. માલુ, તારા સિવાય મારા અંતરની વાત કહેવાનું મારે આ જગતમાં બીજું કોઇ નથી. તું સુખમાં હઇશ તો જ મારે સુખ છે."

પદ્માવતી આ સર્વ અત્યંત ઉત્સાહના ઉદ્રેકથી તથા અંતઃકરણ પૂર્વક બોલતી હતી. તેના મુખદ્વારા નિકળતો પ્રત્યેક શબ્દ ઉમળકાથી નીકળતો હતોઃ કૃત્રિમતાનો તેમાં લવલેશ પણ અંશ ન હોતો. એ તે વખતની તેની મુદ્રા ઉપરથી—મુદ્રા ઉપરની પ્રત્યેક રેખા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું.

માલતી આ સાંભળી ચુપ થઈ ગઇ, અને ટક લગાડી તેની સામું જોઈ રહી. જોતાં જોતાં પ્રત્યેકનાં નયનમાં અશ્રુ આવ્યાં. અને તે બંને જણીઓ એકબીજીની કોટે વળગી પડી અને એકબીજીના ખભા ઉપર માથાં નાંખી દીધાં.

# પ્રકરણ ૧૧ મું.

——:o:——

## કોણ મળ્યું ?



આ ણી મેર ગંગાધર તથા વસંતરાવ બંને ઘરમાંથી ઝપાટાબંધ નીકળ્યા તે તેમણે કાંઇ પણ બોલ્યા વગર ઘણા વખત સુધી ચાલ ચાલ જ કર્યા કર્યું. ઘણે દૂર ગયા પછી વસંતરાવે ગંગાધરને કહ્યું, " પદ્માવતી ઘણી જ ચતુર છે. મારૂં એક વાક્ય તેણે સાંભળ્યું તેટલા ઉપરથી તેણે સઘળો તર્ક કર્યો કે આ બધું પોતાના વિશે છે. પણ જો એ કેવી દુર્ભાગી છે! આ બધી ચતુરાઇ, બધું ડાહાપણ, અને બધું શિક્ષણ ફોગટ જવાનું. એનો મૂર્ખ રાક્ષસ વર એની યોગ્યતા જ સમજતો નથી. એને છોડી..........."

ગંગાધર વચમાં જ બોલી ઉઠયો, " આવી દુર્દૈવી સ્ત્રીઓ મારી નજરે પડે છે એટલે મને તો તેમના વર ઉપર અત્યંત ક્રોધ ચઢે છે. પણ હું ધારૂં છું કે જમાઇને આટલો બધો બેહેકાવી મુકી ધોબીના પત્થર જેવો કરી મુકવામાં તેના વડિલ જ કારણ છે. જમાઈની વાત તો રહી, પણ તેમના દીકરા પણ આવા ઉઠયા તેનું કારણ શું ? "

" અરે આબાસાહેબ તો ઘણા સીધા માણસ છે. તેમાં તેમનો શો દોષ ?"

વસંતરાવનું આ બોલવું સાંભળી ગંગાધર મ્હોટેથી હસ્યો અને બોલ્યો, " તારાથી તો હદ છે ભાઈ. શું આબાસાહેબનો કાંઇ જ વાંક નથી એમ તું કહે છે? છોકરા આવા ઉઠયા તેનું કારણ એ જ, નહીં તો છોકરીના જેવા નીકળે નહીં કે? પણ હવે આપણે જે માટે આવ્યા છીએ તેનો તપાસ કરીએ. અરે, આપણે નજીક આવી પણ પહોંચ્યા. તે ગૃહસ્થે કહેલું ઘર આજ. "

વસંતરાવ તે ઘર તરફ જોઇ બોલ્યો, " હા. તે જ આ હશે એમ જણાય છે ખરૂં. ચાલો. "

બંને તે ઘરનાં પગથીઆં ચઢયા, અને બારણાં આગળ જઇ બારણું ઠોકવા લાગ્યા.

તે ઘર છેક એક બાજુએ હતું, તોપણ તે મુંબઈ શેહેરની એક બાજુ હતી. છેક ભૂલેશ્વર, મમાદેવી કે ગીરગામ વગેરે લત્તાના જેટલી ભીડની બાજુ ન હોતી એટલું જ. મુંબઇની ભીડનો વિધિનિષેધ કોઇને કાંઈ લાગતો નથી.

તેનું કારણ એટલું જ કે ભીડ હોય છે તોપણ ભીડ નથી એમ જ લાગે છે. ભીડથી પોતાની શાંતતાનો ભંગ થશે એમ નવા માણસને લાગે છે ખરું; પરંતુ દસ પંદર દિવસ એવી ભીડમાં રહ્યાથી તેમાં કામ કરવાની ટેવ પડી જાય એટલે થયું. પછી આપણે મેળાની અગર બજારની ભીડમાં પણ શાંતપણે કામ કરી શકીએ છિયે, આ એક કારણ. બીજું કારણ એ કે ભીડ હોય છે તોપણ તેમાંનો દરેક માણસ પોતપોતાના કામમાં નિમગ્ન હોય છે. બીજાની તરફ જોવાને તેને અવકાશ જ હોતો નથી. આથી પાંચ પચીસ માણસોની આંખો આપણા ઉપર હોય છે તોપણ આપણે છેક એકાંતમાં આપણું કામ કરીએ છિયે એમ આપણને લાગે છે. કચકચથી કાન રીઢા થઈ ગયલા હોવાથી કચકચની આપણા ઉપર કાંઈ જ અસર થતી નથી. અને કોઇપણ આપણી તરફ જોતું નથી એવી આપણા મનની ખાતરી હોવાથી નિર્વિઘ્નપણે કામ કરવાની પણ ઉમેદ રહે છે. પોતે છેક એકલો જ છે એમ સમજીને માણસ પોતાનું કામ કર્યે જ જાય છે.

કોઈ મ્હોટી મિલમાં પ્રથમ જ પગલું મુકીએ અને ત્યાંના એન્જીનનો, પૈડાંનો, પાટાનો તથા માણસોનો એકત્ર થયલો પ્રચંડ અવાજ સાંભળીએ છીએ ત્યારે આ ઠેકાણે આવા ખડખડાટ, ઘોંઘાટ, ગડગડાટ તથા કચકચાટમાં માણસો શી રીતે કામ કરી શકે છે તેનું આશ્ચર્ય લાગે છે. પરંતુ સકંજાનું કામ કેવી રીતે ચાલે છે તે જોવાનું અનુક્રમે શરૂ કરી એકાદ ભાગ પૂરો જોઈ તો રહેતા નથી એટલામાં બધું કામ કાંઇપણ ગડબડસડબડ થયા વિના કેવું સરળપણે ચાલે છે તેનો અનુભવ આવ્યાથી તે જોવામાં આપણું મન ગર્ક થઈ થઇ જાય છે અને ત્યાંનો ઘોંઘાટ આપણે તદ્દન વીસરી જઇએ છીએ. એક યંત્રના જુદા જુદા ભાગો જેમ એક બીજાના કામમાં વ્યત્યય ન આણતાં પોતપોતાની કક્ષામાં એકતાનતાથી તથા એકતાલતાથી તેમને નીમી આપેલી ગતિમાં ચક્રાકાર, આગળ પાછળ, ઉંચે અગર નીચે ફરી પોતપોતાનું કર્તવ્ય કર્યે જાય છે, તે જ પ્રમાણે મુંબાઇનાં માણસોનું છે. યંત્રનો એક ભાગ બીજા ભાગની કટકટથી કંટાળી અગર 'આ મારી પાસેનું યંત્ર મારી તરફ શામાટે જુએ છે' એમ કહી રીસાઈ બેસતો નથી, તેવી જ મુંબઇના લોકોની સ્થિતિ છે. જે તે પોતપોતાની કક્ષા જોઈ તેમાં જ ફરે છે. બીજાની કક્ષા તરફ જોતો નથી તેમ પોતાની કક્ષા છોડતો પણ નથી. જીવનકલહની ભયંકર ઉત્કટતાના યોગે કોઇને પણ પોતાનું કામ છોડી બીજાની તરફ જોવાની ફુરસદ જ હોતી નથી, તેમ ઇચ્છા પણ થતી નથી: જે તે પોતાના કામમાં મશગૂલ રહે છે.

વસંતરાવ તથા ગંગાધર ગયા પ્રકરણમાં કહેલા ઘર આગળ ગયા અને તેમને મળવા આવેલા ગૃહસ્થે ઠેકાણું બતાવેલું તથા વર્ણન કરેલું ઘર આ જ છે એવી એકવાર આસપાસ તથા ઉપર નીચે જોઈ મનની ખાતરી કરી લીધા પછી તે ઘરનું આગલું બારણું ઠોકવા લાગ્યા. સુમારે એક બે મિનિટ સુધી તેમની ઠોકાઠોક ચાલી તોપણ કોઇએ બારણું ઉઘાડયુંએ નહીં તેમ 'કોણ' 'કોણ છે,' એમ પૂછ્યું પણ નહીં. તેથી ગંગાધર બારણા આગળથી રસ્તા ઉપર આવ્યો, તેણે એક વખત ચારે તરફ જોયું, અને વસંતરાવને કહ્યું, "આટલા વખત સુધી આપણે બારણું ઠોકયું છતાં કોઈ આવ્યું નહીં તેથી આપણે કદાચિત્ ઘર ભૂલ્યા હઈશું એવી મને શંકા આવી હતી. પણ ઘર તો આ જ, તેમાં બિલકુલ શંકા નથી. તું નવો છે, કદી કદી આવે છે, પણ મેં આજ પાંચ વર્ષ પર્યંત અહીં રહી જે જ્ઞાન સંપાદન કર્યું છે તે એ જ કે મુંબઇના ખૂણાખોચરાની માહિતી મેળવી લીધી છે. તને તે માણસે બતાવેલું ઠેકાણું તું ભૂલતો નહીં હઇશ તો ઘર તો આ જ. માટે ચાલ, આપણે આપણું બોમ્બાર્ડમેંટ (બારણું ઠોકવાનું કામ) ફરીથી શરૂ કરીએ."

એમ કહી તેણે ફરીથી બારણું ઠોકવાનું તથા વચ્ચે વચ્ચે 'કોઈ છે કે અંદર' એમ મ્હોટેથી પૂછવાનું શરૂ કર્યું. ફરી એક બે મિનિટ સુધી તેમનું આ કામ ચાલ્યું તોપણ કાંઈ ઠેકાણું પડયું નહીં. આ શો પ્રકાર છે કે કોઈએ આપણને ગમે તેમ કહી છેતર્યા છે? કોઈ 'ઓ' કહી, શું છે એમ પૂછતું પણ નથી. તેથી અંદર કોઈ માણસ છે કે નહીં તેની તેમને શંકા આવવા લાગી. આખરે ગંગાધરે વસંતરાવને કહ્યું, "તારૂં ને મારૂં બંગલામાં બોલવું થયું ત્યારે જે મેં તને કહ્યું હતું કે આ માણસ ફલાણો ફલાણો છે એમ મને લાગે છે. મેં તેને જોતાંવાર ઓળખ્યો અને હું ચમકયો. મને લાગ્યું કે એ હરામખોર વસંતરાવની પાસે શું કરવા આવ્યો છે. પરંતુ એ શા કામસર આવ્યો હતો તે તેં મને કહ્યું ત્યારે મારૂં આશ્ચર્ય તદ્દન જતું રહ્યું. પણ મને હવે કાંઇક વિચિત્ર શંકા આવવા લાગી છે. તે જે બાહાનું કાઢી ત્યાં આવ્યો હતો તેના કરતાં કોઇ જુદું જ લફરૂં વળગાડવાનું તેના મનમાં હશે. એ માણસ એવો છે કે ખરે બપોરે સૂર્ય માથા ઉપર તપતો હોય અને જમીન ઉપર આપણા પગ દાઝતા હોય તોપણ એ જો એમ કહે કે સૂર્ય તપે છે, સખત તાપ પડે છે, તોપણ તે ખરૂં બોલે છે કે કેમ તે વિશે આપણને શંકા આવ્યા વગર રહે જ નહીં. કર્ણપરંપરાથી તું એને ઓળખતો જ હઇશ. એટલે હવે વધારે કહેવાની કાંઈ જરૂર નથી."

આ સાંભળી વસંતરાવ બોલ્યો, "વારૂ, તે બધું ખરૂં હોય તોપણ

હવે આપણે આગળ શું કરવું? અહીં તો કાંઈ દાદ કે ફરીઆદ લાગતી નથી. એમ કરી અહીં નિરાંતે બેસવું કે ઘેર પાછા જવું ? બારણાં કયાં સુધી ઠોકયાં કરવાં? પણ એ હરામખોરનો ઉદ્દેશ શો હશે ? તેના મનમાં હું પદ્માવતીને સાથે લઇને અહીં આવું એમ હતું. તેણે મને તેમ જ કહ્યું હતું. પણ તેમ કરવા મારા મને માન્યું નહીં, અને તારો અભિપ્રાય પણ તેવો જ થયો એટલે આપણે બે જ નીકળી આવ્યા. હવે તું કહે છે તે ઉપરથી મને એમ લાગવા માંડયું છે કે આપણે આપણા ઘરમાંથી બ્હાર પડયા પછી આપણે શું કરીએ છીએ તે જોવા સારૂ તેણે માણસ રાખ્યો હશે, અને આપણે બે જણ બ્હાર પડયા એમ જોઈ તેણે આપણને દાદ જ દેવી નહીં એવો નિશ્ચય કર્યો હશે. ”

“ હશે. એમ બનવું કાંઈ અશકય નથી. તું પદ્માવતીને તેડીને આવે એવા હેતુથી જ તે આવેલો હોવો જોઇએ. પણ પદ્માવતી તો આવી નહીં અને આપણે બે લઠિંગાને જ તેણે દીઠા એટલે પોતાનો ડાવપેચ સધાતો નથી એમ જાણી હવે કોઠું આપતો નહીં હોય. બાકી તેનો પ્રથમનો વિચાર આપણને આમ ફસાવવાનો નહીં હોય. ”

ગંગાધર આ પ્રમાણે બોલી ત્યાં જ થોડીવાર ઉભો રહ્યો. પછી પોતાના મિત્રને તેણે કહ્યું, “કેમ, હવે શું કરવું ધાર્યું? અહીંથી એમના એમ જ પાછા જવું કે કેમ ? મને તો હવે જરા વધારે જ ચડસ ચડયો છે કે આ ઘરમાં કોણ રહે છે, અને તે શું કરે છે, તેની પાકી તપાસ કરવી. એમના એમ પાછા જવું નહીં. પણ જો, આ મુંબઇમાં કેવા ઠગ હોય છે, ને તેમાં આ રાસ્કલ (ઠગ) કેવો છે તેની પાકી તપાસ કરવાનો મારો વિચાર થયો છે. તારો શો વિચાર છે ?”

“ એ ભાંજગડમાં આપણે પડવું મને ઠીક લાગતું નથી.” વસંતરાવ બોલ્યો, “ હું હવે મારે ઘેર જાઉં છું. તું પણ પ્રથમના વિચાર પ્રમાણે ત્યાં જ સુજે. આટલી મોડી રાતરે એકલો તારી ઓરડીએ કયાં જાય છે ? રાત ઘણી ગઇ છે. આપણે અહીં બહુ વાર ઉભા રહીશું તો કોઈ આપણા સંબંધે જ શંકા આણશે અને આપણી પાછળ લાગશે. વળી આપણે બ્હાનું કાઢી નીકળ્યા છીએ તેથી પેલી બે છોકરીઓ અને માજી ફિકર કર્યા કરતાં હશે. આપણું બ્હાનું ખરૂં માની તે નિરાંતે ઉંઘતાં હશે એમ તું સ્વપ્નામાં પણ આણીશ મા હોં ! તેમાં પદ્માવતીના સંબંધે તો તું બિલકુલ શંકા આણતો નહીં. તે ઘણી જ ડાહી અને ચતુર છે. એ તેથી જ એના ઘરમાં ટકી છે.

બીજી કોઈ છોકરી હત તો તેની કોણ જાણે શીએ અવસ્થા થાત! તેના પિતા તથા માતુશ્રીનો સ્વભાવ પરસ્પરથી વિરુદ્ધ. બાપના મનમાં એમ કે તે તેના કહ્યા મુજબ વર્તે, અને માના મનમાં એમ કે એણે તેના પોતાના કહેવા પ્રમાણે ચાલવું. ખરૂં પુછાવો તો છોકરીને બંનેના સ્વભાવ ગમતા નથી. તેમના રસ્તા પસંદ નથી. છતાં તે બનતાં સુધી એમાંથી કોઇનું પણ મન દુભવતી નથી. તેમાં વળી પેલા રાજેશ્રી અહીં હતા ત્યારે એની સ્થિતિ કેવી હતી તે એ જ જાણતી. તેનો તો વળી ત્રીજો જ પંથ હતો. એટલું જ નહીં પણ પતિ-રાજ તો હમેશા જાણે ચડી સ્વારીએ. સદોદિત ગુસ્સામાં, ક્રોધમાં ને આવેશમાં. અને ક્રોધ ગમે તેના ઉપર ને ગમે તે કારણસર ચઢ્યો હોય તોપણ તેનું પર્ય-વસાન થાય વહુ ઉપર. આવો કાંઇ વિચિત્ર પ્રકાર ચાલુ હતો. તેમાં એ શી રીતે પોતાનો નિભાવ કરતી હશે ભગવાન જાણે!”

વસંતરાવ આ બધું બોલતો હતો તે દરમ્યાન ગંગાધરનું ચિત્ત કેણી તરફ હતું તે જો તેણે જાણ્યું હત તો તે આટલું બધું બોલત નહીં. તે એકદમ થોભ્યો હત. જાણે ઉંઘમાંથી અગર વિચારમાંથી જાગ્યો હોય તેમ ગંગાધરે વસંતરાવને એકદમ કહ્યું, “ હવે હું કાંઈ તારે ત્યાં આવતો નથી. તું જા, તેઓ ફિકર કર્યા કરતાં હશે, માટે તું જઇશ એટલે સર્વને નિરાંત વળશે. મેં તો પાકો નિશ્ચય જ કર્યો છે કે આ વખતે આ ઘરમાં કોઈ છે કે નહીં તેની ભાળ લગાડી તે લુચ્ચાને મળવું જ. હું સ્હવારમાં વેહેલો ઉઠી તમારી તરફ આવીશ. આવતી કાલનો આખો દિવસ આપણને છે. તેમાં ઘણી ઘણી વાતો આપણે કરવાની છે. સ્હવારે આવીશ. પછી પરમ દિવસ અગર ચોથા દિવસ સુધી જઇશ નહીં. પણ આ ઘરમાં શું છે અને કોણ રહે છે તે જાણવાની મને અતિ પ્રબળ ઉત્સુકતા થઇ છે. મારી તો ખાતરી થઈ છે કે એ ભામટો આ ઘરમાં જ છે. તેને જે ડાવપેચ સાધી લેવો હતો તે તેનાથી સધાયો નહીં તેથી તેણે આપણને આમ ફસાવ્યા. હું આ ઘરની પછવાડે જઈ જરૂર પડશે તો અંદર પણ ઘુસીશ. પણ તે લુચ્ચાને-ભામટાને બ્હાર કાઢીશ. તે માટે હું આ ઘરનો પાછલો ભાગ ક્યાં પડે છે તેનો વિચાર કરતો હતો. ”

તેનું આ બોલવું સાંભળી વસંતરાવને કાંઈ ચમત્કારિક ભાવ થઈ આવ્યો અને તેણે ગંગાધરને કહ્યું, “ અણધારેલી નવતરી જ બાબતમાં તું વખતે દુરાગ્રહ કરે છે. વાસ્તવિક રીતે જોતાં હવે આપણે અહીંથી જવું જ જોઇએ. આટલા વખત સુધી આપણે બુમો પાડી અને વાતો કરતા ઉભા રહ્યા તેથી કોઇ પોલીસને સેહેજ કાંઇ શક આવશે તો તે આપણને પકડીને

બેસાડશે, અને પછી આ લુચ્ચાની લુચ્ચાઈ ઉઘાડી પાડવા સારૂ આટલી ખટપટ કરનારા આપણે જ લુચ્ચા ઠરીશું ! ”

આ પ્રમાણે એ બે જણનું બોલવું ચાલતું હતું તે દરમ્યાન કોઇએ એ ઘરના બીજા માળની એક બારી ઉઘાડી હોય એવો તેમને ભાસ થયો. તેથી તેમણે ઉપર જોયું, તેવામાં તો ઝટ તેમના ઉપર તેમાંથી એક કાગળ પડયો અને બારી એકદમ બંધ થઈ ગઈ. વીજળી ચમકીને લોપ થઇ જાય એ કૃત્યને જેટલો વખત લાગે તેટલો પણ આ કૃત્યને લાગ્યો નહીં. બારી ઉઘડયાનો આમને ભાસ થયો ન હત તો કાગળ આકાશમાંથી જ પડયો છે એમજ કદાચ ભાસત. કાગળ ગંગાધરના માથા ઉપર પડયો હતો. હવે તે કોઇ પણ ઠેકાણે જઈ વાંચવો જોઇએ એવો તે બંનેના મનમાં વિચાર આવ્યો. આ કાગળ આ બારીમાંથી જ કોઇએ નાખ્યો અને તે એમને વાંચવા સારૂ. અને આ કામ એ લુચ્ચાનું જ હોવું જોઇએ એવી બંનેની ખાતરી હતી.

ગંગાધરને બીડી પીવાની ટેવ હતી તેથી તેના ગજવામાં દીવાસળીની પેટી હતી. “જરા એક બાજુએ જઈ એક દીવાસળી સળગાવી તેના અજવાળાથી આ પત્ર વાંચીએ. લાંબું લખાણુ હશે તો કોઈ દીવાની નીચે જઈ વાંચીશું. એમ નહીં હોય તો અહીં જ સમજાશે.” એમ ગંગાધરે કહ્યું અને તરત દીવાસળી સળગાવી. વસંતરાવે પાકીટ ફાડી અંદરના કાગળની ઘડી ઉકેલી મુકી હતી. અજવાળામાં જોયું તો તેમને જણાયું કે એક દીવાસળી હોલવાઇ જાય એટલામાં વંચાઇ રહે એટલું જ તેમાં લખાણુ હતું.

“ અરે ! તમે અહીં શા માટે ઘાંટા પાડયા કરો છો ? તમારે ઘેર જઇને જુઓ. જે કામસર તમને અહીં બોલાવ્યા હતા તે કામ તો અમારી મરજી માફક થઇ પણ ચુકયું છે. ” ચીઠ્ઠી વાંચી બંને એક બીજાની સામે ટગર મગર જોઇ રહ્યા. આ શી ગડબડ છે તેની તેમને બિલકુલ સમજણ પડી નહીં ! “ આપણને જેણે અહીં બોલાવ્યા તેણે જ આ લખ્યું છે કે શું ? આપણે તેના કહ્યાથી તો અહીં આવ્યા અને તેણે આમ કેમ કર્યું હશે ? તેનું કામ શું હશે ? અને તે કામ તેની અને આપણી મુલાકાત થવાની અગાઉ જ તેની મરજી મુજબ થયું શી રીતે ? આવા વિચારો તેમના મનમાં આવવા લાગ્યા. આખરે ગંગાધર બોલ્યો, “ એ કોણુ છે, શું છે, વગેરે બધાની મેં તપાસ કરી છે. તેને જે કામ કરવાનું હતું તે તેની ઇચ્છા પ્રમાણે આપણે હાથે થયું નહીં તેથી તેણે આપણને છેતરી અહીં રોકી રાખ્યા. હવે

'ઘેર જઇને જુઓ' એમ તેણે લખ્યું છે તે ઘેર જઇને જોજે. એ વિશે મારો અમુક તર્ક થાય છે, પણ તે હમણાં જ બોલી બતાવવામાં કાંઇ લાભ નથી."

"લાભ, કેમ નથી? તારો તર્ક શો છે તે કહે તો ખરો!"

"મારો તર્ક એટલો જ કે તેના કહેવા પ્રમાણે તારે અને પદ્માવતીએ આવવું જોઇતું હતું. પરંતુ તેને તું તેડી લાવ્યો નહીં. અને તેને બદલે મને લઇ આવ્યો. આથી તેની બાજી રદ ગઈ. તેની ખરી ઇચ્છા તું પણ સાથે આવે એવી નહોતી. એકલી પદ્માવતીએ જ આવવું. તારા વિના અગર બીજા કોઇને પણ સાથે લીધા વિના તે આવે જ નહીં એમ તે જાણતો હતો તેથી તું સાથે આવાશ તો હરકત નથી એમ તેણે તને કહ્યું. બાકી તેનો ખરો ડાવપેચ તો એ જ કે પદ્માવતીને એકલીને જ મળવું. પણ આપણે અહીં આવ્યા ત્યારે તેણે આપણને આવી રીતે અહીં રોકી રાખ્યા; અને પોતે ઘેર જઇ એકલી પદ્માવતીને મળી, તેને જે કાંઈ કરવું હશે તે કરી લીધું હશે, અગર એ અહીં રહ્યો હશે તો એના સોબતીએ તે કરી લીધું હશે. આવો મારો તર્ક છે. 'ઘેર જઇને જુઓ' એમ લખવામાં મને બીજો કાંઇ અર્થ જણાતો નથી."

ગંગાધરનું આ પ્રમાણે બોલવું થઈ રહ્યા પછી તે બંનેએ ઠરાવ્યું કે હવે અહીં જ ઉભા રહેવામાં ડાહાપણ નથી. આપણે હવે આપણા ઘરનો રસ્તો પકડવો એ જ ઠીક છે. આવો ઠરાવ કરી તે બંને ત્યાંથી નીકળ્યા. ગંગાધરના મનના વિચાર મનમાં જ રહ્યા. તેને એમ લાગ્યું કે કદાચિત્ ઘેર ગયા પછી તેનું કામ પડશે.

બંને ઘેર આવ્યા તો બારણા આગળના દિવાનખાનામાં જ અત્યંત સચિંત સ્થિતિમાં પદ્માવતીને બેઠેલી દીઠી. બારણામાં પેસતી વખતે વસંતરાવ અગાડી હતો. તેની નજર પદ્માવતી ઉપર એકદમ ગઈ. તેને જોઈ વસંતરાવ એકદમ ઘણો જ ચમકી પાછો હઠ્યો. પરંતુ ક્ષણવારમાં તેણે ભાનમાં આવી પદ્માવતીને પુછ્યું, "પદ્માવતી, તું હેઠળ શા માટે આવી? અને અહીં બેઠી બેઠી શું કરે છે? તારે આ ફિકર ન જોઇએ. તું છેક નિશ્ચિંત રહે એટલા માટે અમે બ્હાર ગયા, અને તને તો જે ભાસ થવાનો તે થયો જ. આ શો ચમત્કાર! તું આમ છેક નિશ્ચેષ્ટ જેવી કેમ બેઠી છેં? શું થયું તે મને કહે."

તેનું આ બોલવું પ્રથમ પદ્માવતીને કાને પડયું જ નહીં હોય એમ

જણાયું; એટલે તે નિશ્ચેષ્ટ–છેક અચેતન જેવી થઈ ગઈ હતી. થોડા વખત પછી તેને એમ લાગ્યું હોવું જોઇએ કે તેને કોઇ કાંઈ પશ્નો પૂછે છે તેથી તે એ બંનેની તરફ ચમત્કારિક દૃષ્ટિએ જોવા લાગી. જાણે તે બંનેને એણે ઓળખ્યા જ ન હોય. મનુષ્ય કોઇ અતિશય ચમત્કારિક સ્વપ્નાનો અનુભવ લેતો લેતો ઉંઘમાંથી એકદમ જાગીને જેમ હાંફ્ળો ફાંફ્ળો ચોમેર જુએ છે, તેમ જ તેની નજર આગળનાં માણસો સ્વપ્નાવસ્થામાંનાં કે જાગૃતાવસ્થામાંનાં એ તેનાથી બરાબર રીતે ઓળખી શકાતું નથી, તેવી જ પદ્માવતીની આ વખતે સ્થિતિ થઇ હતી. પરંતુ આમ ક્યાં સુધી ટકે? તે થોડા જ વખતમાં ભાનમાં આવી અને કપાળ ઉપર ત્રિશૂળ ચઢાવી ઉઠીને ઉભી થઈ. વસંતરાવને તેણે કહ્યું, “ મને સર્વ કાંઈ ખબર પડી ગઈ છે. જેણે મને સાથે તેડી લાવીને મળવાનું કહ્યું તે ગૃહસ્થ મને અહીં આવી મળ્યો છે. મને શા માટે તેને મળવું હતું તે પણ તેણે મને કહ્યું છે. તેણે મારી મુલાકાત લીધી. પરંતુ તું તો મને કાંઈ પણ ન જણાવતાં, મેં મારો સંશય તને સ્પષ્ટ રીતે કહી બતાવ્યો તે છતાં ચાલ્યો ગયો. તે વાતમાં મારો કાંઇ જ સંબંધ નથી એમ તેં મને કહ્યું. તું ગંગાધરપંતને સાથે તેડી ગયો. છેક પારકા માણસના દેખતાં તેના મનમાં બધી વાતો કરવાનું ન હોય તો તેણે કર્યું તે ઠીક નથી કે ? હવે તને તેનું કાંઈ........પણ હું તને કાંઇ જ કહેવાની નથી. કોઇને કાંઇ પણ કહીશ નહીં એવા તેણે મારી પાસે સોગંદ લેવડાવ્યા છે. ”

આટલું બોલી પદ્માવતી પોતાની આંખો ચોગરદમ ફેરવતી ચૂપ થઈ ગઈ.



# પ્રકરણ ૧૨ મું.



## રાવસાહેબ ગિરધરપંત.



વસાહેબ ગિરધરપંત પોતાના ઘરમાં સ્હવારે આઠ વાગતાને સુમારે ચાહપાણીની તૈયારી કરવામાં રોકાયા હતા. રાવસાહેબ ચાહપાણીના તથા સોગઠાં શેતરંજના ઘણા શોખીન હતા. તે વિદ્યાખાતામાં એક અધિકારી હતા. પરંતુ સરકારે નીમી આપેલા કામમાં લાગનારા નિયમિત સમય ઉપરાંત શિક્ષણ સંબંધી કામ તો આધું રહ્યું, પણ વિચાર કરીને પણ તે પોતાના શરીરને અગર મસ્તકને તસ્દી આપતા નહોતા. તેમને ત્યાં ગામગપ્પાં મારવાનો અગર પાનાં ટીચવાનો અખાડો જ હતો. તેમના જમાવમાં, ચાહ પીવામાં, પાનાં, સોગઠાં, અગર શેતરંજ રમવામાં તેમનો ખાનગી બધો વખત એ ગુજારતા. રાવસાહેબનું કામ ચારેક કલાકમાં પૂરૂં થઈ જાય એટલું હતું. તેથી સ્હવારે કલાક બે કલાક તથા સાંજરે પાંચ વાગતાથી તે રાતના નવ વાગતા સુધીના ચાર કલાક તે એમના સ્નેહીમંડળની સોબતમાં ગાળતા. સ્હવારે પાનાં, સોગઠાં અગર શેતરંજ ક્વચિત્ જ રમાતાં; પરંતુ ચાહ પીતી વખતે કોઈ કોઈ આવતું તેની સાથે ગપ્પાં મારવામાં જ બધો વખત જતો. સાંજરે પાંચ વાગતાથી ચાહનું પાણી ઉકળતું રહેતું. અને તેમની પસંદગીના દશ બાર સ્નેહીઓ ચાહનું સેવન કરતા કરતા પાનાં અગર સોગઠાં ટીચતા અગર શેતરંજ રમતા. આ ક્રમ રોજનો હતો. પરંતુ શનિવારે બપોરે ચાર વાગતાથી જે ધમાચકડી શરૂ થતી તે તે રાત–'ગોલ્ડન નાઈટ'–પૂરી થઈ રવિવારે–તે દિવસ બધાને રજાનો તેથી-રાતે આઠ વાગતા પછી આ ધમાચકડીને ઓટ આવતો ત્યાં સુધી પાનાં, પાસા તથા પ્યાદાને, સપ્તાહ કરનાર યાત્રાળુની વીણાની પેઠે, કદી વિશ્રાંતિ મળતી નહીં. રાવસાહેબના ઘરમાં અધ્યયન અને અધ્યાપન, શિષ્ય અને શાસન, પઠન તથા પાઠન, વિદ્યા અને વ્યાખ્યાન, એ સિવાય બીજા કોઈ પણ વિષયનું નામ પણ નીકળતું નહીં હોય એમ પારકો માણસ સેહેજ સમજતો અને અપેક્ષા રાખતો. પરંતુ તે જ માણસ જો બે દિવસ સુધી રાવસાહેબનો નિત્યક્રમ જુએ તો તરત તેની ભૂલ દૂર થાય. કારણ, ઉપર કહેલી વાતોની ગંધ પણ રાવસાહેબના ઘરના ઉમરાની અંદર પગ મુકયા પછી આવે તો

કસમ. રાવસાહેબને નિશાળના માસ્તરો સાથે સંબંધ ઘણો તેથી તેમની એમના ઘરમાં આવ જા ઘણી રહેતી. પરંતુ તેમાંથી કોઇ માસ્તર શિક્ષણ સંબંધી કાંઇ પ્રશ્ન કાઢે તો રાવસાહેબ તેને રોકડું પરખાવતા કે, “ માસ્તર, અમે તમારી નિશાળમાં નિશાળ તપાસવા સારૂ આવીએ ત્યારે આ સંબંધે પૂછજો; અગર સરકારે અમને ‘ ઓફિશિયલ ટાઇમ ’ નીમી આપ્યો છે તે ટાઇમમાં મળી તમારી શંકાનું સમાધાન કરી લેવું હોય તો કરજો. અમે અમારો ખાનગી વખત આવા કામમાં રોકવા ઇચ્છતા નથી. અમારી રમતમાંથી કાંઇ તમને આવડતી હોય તો કહો. બિઝિક આવડે છે? કોટ ડાવ આવડે છે? ન આવડતું હોય તો શીખો અને પછી આવજો.” રાવસાહેબ આમ બોલતા એટલે તેમની ‘ પાના કલબ ’ ના બીજા મેંબરો રાવસાહેબ ઘણું વિનોદી બોલ્યા એમ બતાવવા હા હા હી હી વગેરે સુરોમાં હશી ખસીઆણા પડી ગયેલા માસ્તર તરફ જોઇ રહેતા.

રાવસાહેબની પાસે માસ્તરોને પોતાનું કાંઈ બદલીનું, બઢતીનું ( પ્રોમોશનનું ) કિંવા રજાનું કામ કાઢી લેવું હોય તો તેમ કરાવી લેવાનો સૌથી ઉત્કૃષ્ટ ઉપાય એ હતો કે તેમણે રાવસાહેબને ઘેર જ્યારે જ્યારે બને ત્યારે ત્યારે જઈ આ ચાહ પીનારી તથા સોગઠા કૂટનારી મંડળીની તેહેનાતમાં પોતાનો નકામો વખત ગાળવો. શનિવારના બપોરથી તે સોમવારની સ્હવાર સુધી ચાલનારી આ ધમાધમમાં આવી રીતની સેવા ઉઠાવનાર કેટલાક માસ્તરો સરકારી નોકર તો ખરા, પરંતુ તે રાવસાહેબના ઘરનું કામ ઘણી ઉત્સુકતાથી કરતા અને તે બદ્દલ તેમને બક્ષીસ મળતી તે એ કે તેમને રાવસાહેબની સાથે કાન કરડાકરડી કરવાનો અધિકાર તથા તક મળતી. કોણુ કોણુ માસ્તર ક્યાં ક્યાં ભણાવવા જાય છે, કિયો માસ્તર શું શું કરે છે, કોણુ કોને ત્યાં આવે જાય છે અને કોને ત્યાં કોનો પગ છે, તે સંબંધી રજે રજની ખબર આ માસ્તરો તરફથી રાવસાહેબને મળતી. અને આ ખબર ઉપરથી તે માસ્તરોને નફો નુકસાન થતું. નિશાળમાંના પ્રત્યક્ષ કામથી રાવસાહેબનું મત બંધાશે એવી આશા કોઇપિણુ માસ્તરે રાખવાની નહોતી. જિલ્લાના મથકની મ્યુનિપાલિટીના તે મેંબર હોવાથી સ્વાભાવિક રીતે તે સ્કૂલકમિટીના ચેરમેન નીમાતા. તેને લીધે મ્યુનિસિપાલિટીની નિશાળોના બધા માસ્તરોની લગામ તેમના હાથમાં હતી. રાવસાહેબને ઘેર દર શનિવારે તથા રવિવારે અને લગ્નકાર્ય નીકળે તો ગમે ત્યારે કામ કરનારાઓની કાંઈ ખોટ પડે તેમ નહોતું. રાવસાહેબણુબાઇને તો એમ થતું કે આટલા બધા આપખુશીના નોકરો ન આવે તો સારૂં હશે. પરંતુ રાવસાહેબનું આ સામાન્ય પુરાણુ હવે બહુ થયું, એમ લાગી વાંચનાર-

ને કદાચિત્ કંટાળો આવશે, એમ ધારી ફક્ત તેમના ચરિતક્રમનું શબ્દચિત્ર આલેખવા કરતાં ચરિતમાંથી એક સ્હવારનો હાલતો ચાલતો દેખાવ રજુ કરીશું.

આ પ્રકરણને આરંભે કહ્યું છે કે રાવસાહેબ ચાહની ગડબડમાં હતા. “ રાવસાહેબના ઘરની ચાહ જેવી ચાહ આખા ગામમાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં કોઇ પણ જગાએ બનતી હશે કે કેમ તે વિશે સંદેહ છે,” એમ ત્યાં ચાહ પીવાને પળકેલું મંડળ કહેતું. અને તેથી ચાહ કરવાને વખતે રાવસાહેબ જાતે બેશી પાણી મુકવાથી તે ચાહ ગાળી તેમાં ખાંડ દૂધ નિયમિત પ્રમાણમાં નાખવા સુધીનું સર્વ કામ હાથે કરવા, અગર પોતાની નજર આગળ કરાવતા. નિદાન, પોતે ચાહ લેતી વખતે તો સર્વ તંત્ર સ્વતઃ ચલાવી ચાહ તૈયાર કરી તે લેતા. આ વખતે તેમની વૃત્તિ ઘણી આનંદિત રહેતી. તેથી તેમની પાસે કાંઈ કામ કરાવી લેવાની ઇચ્છા રાખનાર પોતાની શિફારસ લગાડવાને આ તક સાધતા. રાવસાહેબે પોતાના એક સ્વયંસેવક માસ્તરની પાસે સ્વચ્છ પાણી મગાવી પોતાને હાથે સ્ટોવ ઉપર મુકયું હતું, અને પોતે પાસે જ એક પાટલા ઉપર બેઠા હતા. સામે કેટલાક પાટલા માંડી મુક્યા હતા. ચાહના પ્યાલા તથા રકાબીઓ એક મ્હોટા ટ્રેમાં મુકયાં હતાં. રાવસાહેબ વચમાં વચમાં એકાદ રિકાબી ઉચકી સારી રીતે તપાસી બોલતા, “ કેમ રે ! મોર માસ્તર, તમે પ્યાલા રકાબી બરાબર લૂછતા નથી. આ જુઓ, રકાબીને શું લાગ્યું છે તે ! અરે, તને આટલા પ્યાલા રકાબી તથા ચમચા ધોઇ લૂછી સાફ રાખતાં આવડતું નથી તો તું છોકરાને શી રીતે સંભાળી શકતો હઇશ ? ” મોર માસ્તર આ સાંભળી હસ્યો. જાણે રાવસાહેબે તેને મોટું માન આપ્યું હોય એમ તેને લાગ્યું હોવું જોઇએ, એવો તેણે ચેહેરો કર્યો, અને બોલ્યો, “ આ ભાઇસાહેબ અને આ તારાબ્હેન આ વાસણોને વારંવાર હાથમાં લે છે તે હું શું કરૂં ? એ વાસણો મારા તાબામાં આપ સોંપો તો હું બધાં એક તાકામાં મુકી કુંચી મારી જનોઇએ રાખીશ અને છેક છેલ્લી ઘડીએ આપને કાઢી આપતો રહીશ. પછી જોઈ લેજો વાસણો કેવાં રહે છે અને કેટલાં ટકે છે તે ! ઈંગ્લંડમાં કેટલાંક કુટુંબોમાં સો સો દોઢ દોઢસો વરસનાં જુનાં ચીની માટીનાં વાસણો હજુ વપરાય છે એમ સાંભળ્યું છે. આપની પણ તેવી જ નામના થશે. ”

રાવસાહેબણુ ઉર્ફે ભાભીસાહેબ ત્યાં જ, પણ જરા આઘાં ઉભાં હતાં તે બોલી ઉઠયાં, “ મોર માસ્તર, ‘ છેક છેલ્લી ઘડીએ ’ એટલે કઇ વખતે તે કહી મુકશો કે ? સ્હવારે અજવાળું થાય છે ત્યારથી તે રાતના

બાર વાગતા સુધીનો બધો વખત તે 'છેલ્લી ઘડી'-કે ? જાણે કાંઇ ચાહનું -બીજો જ કાંઈ શબ્દ મ્હોડે આવતો હતો પરંતુ હું તે બોલી બતાવતી નથી-કોહોલું જ ચાલ્યું રહે છે. તો પછી આ બિચારાં વાસણો ટકે શી રીતે? અને ચોખ્ખાં પણ શી રીતે રહે? બિચારાં છોકરાંને માથે શા માટે ઢોળો છો ?"

પોતાની પત્નીનું આ બોલવું સાંભળી રાવસાહેબ બોલ્યા, "અમારૂં ચાહનું કોહોલું હોય અગર દારૂનું પીઠું હોય-તેં શબ્દ ઉચ્ચાર્યો નહીં તો તે હું ઉચ્ચારૂં છું-તેની પંચાત કાંઈ તને છે ? અમે અમારે કરીએ છીએ, લોકોને આપીએ છીએ, તને આપીએ છીએ, તારાં છોકરાંને આપીએ છીએ. કેમ રે બાબુ એને છે કાંઇ ચાહની પંચાત ? કેમરે મોર માસ્તર, બોલની બચ્ચા !"

બાબુ પોતાની માતુશ્રીની સામે જોઇ હી હી હસી પડયો. મોર માસ્તર રાવસાહેબની આપણા ઉપર કેટલી બધી મેહેરબાની થઇ છે એમ ફુલાઇ જઇ ખડખડ હસ્યો. 'બોલની બચ્ચા' એમ રાવસાહેબે કહ્યું તે સાંભળવા ત્યાં કોઇ માસ્તર નહોતો તેથી માત્ર તેને કંઇક ખેદ થયો. તે સાંભળનાર કોઇ માસ્તર ત્યાં હત તો તેનું કામ થાત; કારણ, તે આ બધી વાત બીજા માસ્તરો આગળ કરત, એમ તેના મનમાં આવ્યું.

ઉપરનો સંવાદ થયો એટલામાં પાણી ઉકળવા લાગ્યું. એટલે મોર માસ્તરની સામે રાવસાહેબે જોઇ કહ્યું, "મોર માસ્તર, જોઇ શું રહ્યો છે? પાણી ઉકળ્યું ને ? ચાહદાનીમાં થોડું પાણી નાંખી ચાહદાની પ્રથમ ગરમ કર. પછી ચાહદાની વીંછળી પાણી નાખી દે. પછી આમાં છ ચમચા ચાહ નાખ. તેના ઉપર થોડું ઉકળતું પાણી નાખ પછી દશ સેકંડ સુધી વાટ જોઈ ચાહદાનીમાં બાકીનું ઉકળતું પાણી નાખી દે. તને હું આજ કેટલા દિવસો થયાં ચાહ કરવાનું ' ઓબજેકટ લેસન ' ( પદાર્થ પાઠ ) આપું છું એ જ હાલ જે ' ઓબજેકટ લેસન ' ની ગાંડાઇ ચાલી છે તે છે, બીજું શું ? હં. ચાલ, જલદી કર. જો ફકત ચાહ કાફીની જ દુકાન કાઢું તો કેટલો બધો નફો કરૂં ? દર મહિને પાંચ સાતસેં રૂપીઆ-અને લોકો પાસે એમ કહેવાડવું કે ચાહ પીવી તો આ દુકાનની જ. "

આ સાંભળી મ્હોં મરડી ભાભી સાહેબ બોલ્યાં, " આ શું આવું બોલવું ? પેનશન લેવાનો વખત પાસે આવ્યો અને ચાહની દુકાન કાઢવાની વાતો કરવી ? "

" એમાં શું થયું મોર માસ્તર." રાવસાહેબ મ્હોટેથી હશીને બોલ્યા, " પેનશન લીધા પછી, આ ધંધો કરવો એ કાંઇ ખોટું નથી. મોર માસ્તર,

તને હું તે દુકાનનો મેનેજર બનાવીશ હો કે ! અરે ઉપાડ ઉપાડ આ પાણી. અને છટ્ છટ્ છટ્ આજે બગાડયો બધો ચાહનો તાલ. પૈસા પડતાની સાથે પાણી રેડવું જોઇએ. તમને કેટલી વાર કહેવું અને શીખવવું ? આજે કાંઇ મનગમતી ચાહ થવાની નથી. આજે હવે માત્ર ગરમ પાણી ગળામાં રેડવાનું. બીજું શું ? ”

એટલામાં બ્હારથી “ કેમ રાવસાહેબ ! આપની ચાહની પરબડી ઉપર બે બ્રાહ્મણોની દાદ લાગશે કે ? ” એવા શબ્દો આવ્યા. તે સાંભળતાં જ ભાભી સાહેબ અંદરના ખંડમાં ચાલ્યાં ગયાં, અને બે વ્યક્તિઓ બ્હારથી અંદર આવી. રાવસાહેબ ‘ આવો, બેસો ’ એમ કહે તેની આગમચ જ ત્યાં માંડી મુકેલા પાટલામાંના બે પાટલા ઉપર તે બેઠી. બ્હારથી જે વ્યક્તિના શબ્દો કાને પડ્યા હતા તે વ્યક્તિ પોતાની સાથે આવેલા બીજા ગૃહસ્થ તરફ વળી બોલી, “ આપણા જુના કાળનાં લોકો અન્નછત્ર, પાણીની પરબો સ્થાપતા. આપણા આ રાવસાહેબે ચાહની પરબ માંડી છે. કૃષ્ણાજીપંત, આપણે તો ચાહને અડકતા જ નથી. પણ મારો નિશ્ચય અહીં ટકતો નથી. એમની ચાહ એવી સરસ બને છે કે બસ. તેમાં વળી સ્હવારે એ જાતે ચાહ લે છે ત્યારે આવીએ તો જે ચાહ મળે છે તેની લેહેજ્જત કાંઇ ઓર જ હોય છે. રાવસાહેબ, હું આપને ખરૂં કહું છું કે મને ચાહનો ઘણો કંટાળો છે. એ આપણા દેશમાં ઘુસી અને આપણા લોકો એને સ્હવારે, બપોરે, સાંજરે પોતાના ગળામાં રેડે છે તે જોઈ મને ઘણો ખેદ થાય છે. હું ઘરમાં લાવતો તો નથી જ, પણ બ્હાર સુદ્ધાં પીતો નથી. માત્ર આપના ચાહે મને જીત્યો છે. કદી કદી લુલી સળકે છે. અને એમ થાય છે ત્યારે આ તક સાધવા ઉતાવળો થાઉં છું. બાકી આપને ત્યાંની રોજની સાંજની, અને શનિવાર રવિવારની ચાહ કાંઇ ઓછી સારી હોય છે એમ નથી. પણ આની લેહેજ્જત જુદી જ. ”

આ સાંભળી રાવસાહેબ બોલ્યા, “ દિગંબરપંત, તમે આગલે જન્મે કોઇ રાજાના દરબારમાં કોઈ ભાટ અથવા કોઇ કવિ હશો, એમ લાગે છે; નહીં તો આટલી કવિત્વશક્તિ તમારામાં હોય જ નહીં. તમારા જેવા બે ચાર ગૃહસ્થો આવે છે, જાય છે તેમને ઘડીક વાર સુધી ગમ્મત થાય એટલા માટે અમે આ ધેલાઇ ચાલુ રાખી છે. તમારા એકંદર મતોનો વિચાર કરીએ તો તમે ચાહ લ્યો છો એ વાતનું અમને ઘણું આશ્ચર્ય લાગે છે. ”

“ એ તો ખરૂં રાવસાહેબ.” એમ કહી પોતાના સોબતી તરફ જોઇ આંખો મચમચાવી તથા મ્હોં પોહોળું કરી હા હા હા કરી હસી દિગંબર પડયો.

રાવસાહેબ પ્યાલામાં બબ્બે ચમચા ખાંડ નાખી ચાહદાનીમાંથી ચાહ રેડવા લાગ્યા એટલે દિગંબર મોરમાસ્તર તરફ જોઇ બોલ્યો, "મોરમાસ્તર, અમારો નિયમ તમે જાણતા નથી કે શું ? અમે આ ઠીકરામાં ચાહ પીતા નથી. રૂપાનો પ્યાલો અગર વાડકી ભાભીસાહેબની પાસેથી માગી લાવો. આપણાં ખાસ્સાં જુનાં સોના રૂપાનાં વાસણો કોરાણે મુકી આ ભિખારી ઠીકરાં વાપરવાં ? લીસ્સાં અને ચળકતાં થયાં તેથી શું સર્યું ? આખરે ઠીકરાં તે ઠીકરાં. ત્યારે આપણા કુંભારોને ત્યાંથી કેમ નથી આણતા? આપણા કુંભારના ઘરનાં ઠીકરાંમાં ને આ ઠીકરાંમાં શો ફેર છે ? કહો. હું જ આમ કહું છું એમ ન સમજતા. પણ આ ઠીકરાં નહીં તો બીજું શું કહો."

રાવસાહેબે આનો કાંઇ ઉત્તર આપ્યો નહીં. તેમણે મોર માસ્તરને કહ્યું, "લાવ આમને સારૂ ઘરમાંથી એકાદ રૂપાની વાડકી અગર પ્યાલો. આવા લોકોની સાથે મિથ્યા વાદ કરવામાં કાંઇ હાંસલ નથી."

મોર માસ્તર ઝટ છલંગ મારી અંદર ગયો અને તેણે ભાભી સાહેબ પાસે જઇ રૂપાની વાડકી માગી. બાઈ બોલ્યાં, "આવા નવરા માણસોને માટે હું કાંઇ વાડકી બાડકી કાઢી આપતી નથી. આને ઠીકરાં કહે છે. અમારા ઘરના ઠીકરામાં ચાહ પીએ છે ત્યારે અહીં આવે છે શું કરવા ? માસ્તર, જોઈએ તો આ પિત્તળનું પવાલું લઇ જાઓ. ગમશે તો એમાં પીશે." એમ કહી તેમણે પિત્તળનું પવાલું આપ્યું. પિત્તળના પવાલામાં ચાહ ભરીને મુકનાર મોર માસ્તરની સામે દિગંબરે લાલચોળ આંખો કરી જોયું. પછી ચાહ પીતાં પીતાં તેણે રાવસાહેબને કહ્યું, "રાવસાહેબ, આજે હું કાંઇ ખાસ કામસર આવ્યો છું."

"ત્યારે બોલી નાખોને જે કહેવું હોય તે. ના કોણે કહી છે ? આજે કાંઇક કહેવા આવ્યા છો ત્યારે રોજ શું કરો છો? કેમ કૃષ્ણાજીપંત દાદા, આપ ચાહ તો નહીં જ લ્યો કે ? એક વખત તો લ્યો." એમ રાવસાહેબે ઉત્તર વાળ્યું.

કૃષ્ણાજીપંત જરા હસીને બોલ્યા, "શા માટે રાવસાહેબ. કદાચિત્ દિગંબરપંતની પેઠે મને પણ ચટકો થઇ આવે અને પછી એ બલા ઘરમાં પેસે અગર મને રોજ આપને ઘેર ખેંચી આણે. તેમાં વળી હાલમાં તો હું ઉપાધીમાં પડયો છું. ઘરમાં તબિયત ઘણી જ બગડી છે. છેક મરણોન્મુખ થઈ છે. પણ આ દિગંબરે મને આગ્રહ કરીને અહીં ખેંચી આણ્યો છે. એને આપની સાથે કાંઇક ખાસ વાત કરવી છે."

"ખાસ વાત ! કહેવા દ્યો ને જે કાંઈ વાત કરવી હોય તે ! અમારી આગળ જેને જે ગમે તે તે બોલે." રાવસાહેબે સોપારીનો ભૂકો કરી મ્હોમાં નાખતાં નાખતાં કહ્યું.

**મોર** માસ્તર અંદર વાસણો મુકવા ગયો તેને બાઇએ કહ્યું, “ આ આખા શેહેરનો નિંદાખોર શા માટે અહીં સ્હવારના પોહોરમાં આવ્યો છે ? આટલાં બધાં માણસો એમની પાસે આવે છે, પણ આ જોડું આવે છે કે મને પગથી માથા સુધી ઝાંઝ ચઢે છે. ”

આણીમેર રાવસાહેબના ઉત્તરમાં દિગંબર બોલ્યો, “ રાવસાહેબ, આપ જે મેહેતીઓ નીમો છો તે શું જોઇ નીમો છો ? ”

રાવસાહેબે કાંઇ જ જવાબ આપ્યો નહીં.

આથી દિગંબરને ઉત્તેજન મળ્યું અને તેથી તે આગળ બોલ્યો, “ અ-મારા ઘરમાં તમારી એક મેહેતી રહે છે. હાલમાં જ વરસ છ મહિના થયાં નોકરીએ રહી હશે. તેનું રૂપ જોઇને તેને નીમી છે કે શું ? ”

આટલું બોલી એ રાજેશ્રી હા હા હા હી હી હી કરી હસી પડ્યા. કૃષ્ણાજીપંત તેને હળવેથી ચુંટી ખણ્યા જેવું કરી બોલ્યો, “ ગમે તેવો તપસ્વી હોય પણ તેના ઉપર રૂપની અસર તો થાય જ.”

દિગંબર આગળ બોલ્યો, “ તે ગમે તેમ હોય. અમે લોકદૃષ્ટિથી જોઇએ છીએ, અને તેથી કરીને જ અમે આપને કહેવા આવ્યા છીએ. સાંજરે કદી કદી આવું છું ત્યારે એ કહેવાનું મનમાં આવે છે, પરંતુ તે વખતે માણસો ઘણાં હોય છે એટલે તે વખત સારો નહીં એમ જાણી આજ ખામુખા આ વખતે આવ્યો છું. મૂળે તો અમારે તમારૂં આવું છિછલ્લું શિક્ષણ નથી જોઇતું, તેમાં વળી આવી બાઇઓ શિક્ષણ આપવા સારૂ રાખો એટલે પછી શું પૂછવું ? મેં તો વર્તમાનપત્રોમાં એ સંબંધે લખવાનો દઢ નિશ્ચય કર્યો છે. પણ આપ તેના ઉપરી અધિકારી પડ્યા અને અમે આપને ઘેર રોજના આવનાર, તેથી આપની ઉપર દૂષણ આવે માટે લેખ લખવાની આગમચ આપને જણાવવા આવ્યો છું. કેમ કૃષ્ણાજીપંતદાદા, આપણે એવો નિશ્ચય કર્યો છે એમજ ને ? ”

કૃષ્ણાજીપંતે કહ્યું, “ તમે કીધો હશે, મેં તો નથી કર્યો. મારૂં તો કહેવું એમ છે કે આ બાબતમાં આપણે પડવું નહીં. એ તો એમજ ચાલ્યાં કરવાનું. સ્ત્રીશિક્ષણનો પ્રકાશ એવો જ પડવાનો. કોઈ મેહેતી એકાએક રજા માગે તો તે રજા શા માટે માગે છે, નવલ વિશેષ શું છે, એ વિશે તપાસ કરવાનું એમના મનમાં કાંઈ નથી આવતું ? આવતું જ હોવું જોઇએ. પણ તે તરફ ધ્યાન જ આપવું નહીં. આંખ આડા કાન કરવા એવો એમનો પાકો નિશ્ચય. અને હું કહું છું કે એક દૃષ્ટિએ એ વાજબી નથી શું ? એ જો એવી એવી તપાસ કરવા માંડે તો પછી એક પણ મેહેતી કામ ઉપર રહે નહીં. એવું કાંઈ

નહીં હોં રાવસાહેબ. આપ એનું આ બાબતમાં કાંઈ સાંભળશો નહીં. આપની તરફ જો આવતી કાલે આના ઘરમાં રહે છે તે મેહેતી રજા માગવા આવે તો તે શું કાંઇ કારણવિના આવવાની હતી? અને જો તે જાતે રાવસાહેબની પાસે રજા માગવા આવે તો રાવસાહેબ પોતે તેને 'ના'નો સાફ જવાબ આપી શકશે કે?"

આ છેવટનું વાક્ય તેણે દિગંબરની તરફ જોઇને હળવેથી આંખો મચકાવી ઉચ્ચાર્યું હતું. પછી તે જરા થોભ્યો અને પછી બોલ્યો, "રાવસાહેબ, હું તે મેહેતીને શી રીતે ઓળખું? પણ મારી સ્ત્રીને દાક્તર ભગવંતરાવનું ઓસડ ચાલે છે તેથી તેમને સ્હવારમાં જ ત્યાંથી બોલાવી લાવવા પડ્યા તેથી તે મારી નજરે પડી. બિચારી છેક કાદવમાં કળી ગયલી ગાય છે હોં! તમારા સુધારકોમાંથી કોઈ એ બિચારીનો ઉદ્ધાર કરશે તો મ્હોટો ઉપકાર થશે."

આ સાંભળી દિગંબર વચમાં જ બોલી ઉઠયો, "અરે, એવો ઉપકાર કરનાર કાંઈ થોડા છે? દાક્તર ભગવંતરાવે તેને આશ્રય આપવાનું કબૂલ કર્યું જ છે. આ તમારા મોરમાસ્તર કેવા હસે છે તે જુઓ."

રાવસાહેબે શાન્ત ચિત્તથી આટલીવાર સુધી તેમનું બોલવું સાંભળી લીધું. પછી મોરમાસ્તર તરફ વળી તેને પૂછ્યું, "કઈ રે આ મેહેતી મોરમાસ્તર?"

આ પ્રશ્નથી મોરમાસ્તર ફુલાઈ ગયો. તે એકદમ બોલ્યો, "રાવ સાહેબ, પેલા કોઈની સિફારસથી આપે નોકરીએ રાખી તે પેલી મથુરા."

દિગંબર વચમાં જ બોલી ઉઠયો, "ઘણું કરીને દાક્તર ભગવંતરાવની જ શિફારસ આવી હશે."

આ બધું બોલવું ભાભી સાહેબ ઘણા લક્ષપૂર્વક સાંભળ્યાં કરતાં હતાં. તેમને આનો અતિશય કંટાળો આવ્યો, અને તેમનાથી વધારે સંભળાયું નહીં તેથી તે અંદરથી જ મ્હોટેથી બોલ્યાં, "મોરમાસ્તર, કહો કે હવે ન્હાવાની વખત થઈ છે."

બાઇએ અંદરથી આટલું બોલીને જ બસ કર્યું નહીં. દિગંબર અને કૃષ્ણાજીપંત બેઠા હતા તે સિવાયના બધા પાટલાઓ એક પછી એક ઉંચકી ભીંતને ટેકવી મુક્યા. તેમને આ બે જણને માટે કેટલો આદર હતો તે તેમની મુખમુદ્રા સ્પષ્ટ કહી આપતી હતી.

બંને જણ તેમની મુખમુદ્રા તથા આવી ઉદ્ધતાઈ જોઈ આશ્ચર્યચકિત થઈ ગુસ્સે થયા, અને તેવી જ મુદ્રાથી તેમની તરફ જોઈ રહ્યા. રાવસાહેબ પણ પોતાના પાટલા ઉપરથી ઉઠયા અને "ખરેખર, ન્હાવાની વખત થઈ ગઈ. હવે તમારે વધારે કાંઈ કહેવું તો નથી ને?" એમ દિગંબર તરફ વળીને પૂછ્યું.

દિગંબરને તથા કૃષ્ણાજીપંતને આ પ્રશ્નથી જરા ગુસ્સો આવ્યો. પરંતુ દિગંબર ચૂપ રહ્યો. કૃષ્ણાજીપંત આંખો મચમચાવી મ્હોટેથી બોલ્યો, "આપના જેવા સુજ્ઞને વધારે શું કહેવું? આ દિગંબર ગાંડો કે મનમાં ગમે તેવું આણે છે. અને કયાં જવું, કોની પાસે જવું, વગેરે કાંઈ પણ વિચાર ન કરતાં બેલાશક મનમાં આવે છે તે બબડતો જ્યાં ત્યાં ફરે છે. એને આ ઉદ્યોગ કરવાનું કોણે કહ્યું હતું? આપનું કામ આપ કાંઈ સમજતા નથી? હવે અમે જઇએ છિયે. ઘરમાં તબિયત ઘણી જ બિમાર છે. આમના ઘરની મેહેતીને ત્યાં દાક્તર ભગવંતરાવ છે કે નહીં તે જોઈ તે ત્યાં હશે તો તેડી જઈશ. તેના વિચાર ગમે તેવા હોય, વર્તણુંક પણ ગમે તેવી હોય, અમારે તો તેના જ્ઞાનનો ઉપયોગ કરી લેવાનો છે. આપનું પણ તેમજ છે. બાઈ ગમે તેવી હોય ને? મેહેતીનું કામ તો બિચારી કરે છે ને? બાકીનું જોવાની આપણે શી જરૂર?"

આમ બોલી પોતાના દુષ્ટતાભર્યા બોલ ઉપર હાસ્યનું જાણે આચ્છાદન ઓરાઢી દિગંબરને લઇને એ ઘરની બ્હાર પડ્યો. ઘરની બ્હાર પડતાંની વાર દિગંબરે કૃષ્ણાજીપંતને કહ્યું, "આ આપણને જેટલો ખુલ્લા દિલનો લાગતો હતો તેટલો નથી હોં. સાળો મીંઢો દેખાય છે. આપણે વિવિધ પ્રકારે બોલ્યા પણ તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો કે?" કૃષ્ણાજીપંતે આંખો મીચકાવી કહ્યું, "અરે, ઓ દિગંબર, એ બધા સરખા જ. પણ જો! તેં તારા ભાષણથી બી વાવી મુક્યું છે. તેને અંકુર ફૂટયા વિના રહેશે નહીં."

દિગંબરે ઉત્તર આપ્યું, "આપે પણ ખાતર સારૂં નાંખ્યું છે. જોઇએ હવે. પણ આટલેથી જ નિરાંતે બેસવાનો નથી. રાવસાહેબની પત્ની આપણા ઉપર કાંઇક ગુસ્સે થઈ છે કેમ? કેટલી ઉદ્ધત બૈરી છે. જાણે કોઈ પઠાણ. આ બૈરીને કાંઈ લાજ શરમ જ ન મળે. નહીં તો આપની વહુ પાંચમી વારની છતાં કેવી મર્યાદાશીલ છે."

એ સાંભળી કૃષ્ણાજીપંત એક ઉંડો નિસાસો મુકી બોલ્યો, "અરે એ સુધારાવાળાની બાયડીઓ એવી જ! મારી હવે શું કરે છે કોણ જાણે. જે કાંઈ થવાનું હોય તે એક વખત જલદી થઈ જાય તોય ઠીક."

દિગંબરે તાબડતોબ ઉત્તર વાળ્યો, "લગનસરા ચાલે છે જ. તે દરમ્યાન થવાનું હોય તે થઈ જાય, એટલું જ આપનું ઇશ્વર પાસે માગવું છે, કેમ?"

## પ્રકરણ ૧૩ મું.

### મસલત.



મું બઈ શેહેર અતિશય વિસ્તીર્ણ, અતિશય ગર્દીવાળું અને આત બકાલી. પરંતુ હજુ પણ તેમાં કેટલાક ભાગ એવા છે કે તેમાં વસ્તી ઘણી જુજ છે. અધાપિ એક બાજુ પર વસ્તીથી છેટે બંગલાઓ છે. કેટલીક વાડીઓ પણ એવી છે કે તે માંહેના બંગલામાં કાંઈ પણ થતું હોય તો તે બ્હારના માણુસને સહસા માલમ પડી આવે નહીં. આવી વાડીઓ મુંબઇના ગર્ભમાં ન હોય એ ઉઘાડું છે. પરંતુ જેને મુંબઇનાં સબર્બ્સ (પરાં) કહેવામાં આવે છે તેમાં ઉપર કહ્યા તેવા પ્રકારના ભાગો છે. આવી વાડીઓમાં ન્હાના સરખા બાગ અને રોનકદાર બંગલાઓ હોય છે. આ બંગલાઓમાં કોઈ કાયમનું રહેઠાણુ કરી રહેતું નથી. બંગલાના માલિકો વેપાર અગર વ્યવહારના કામસર ખુદ્દ મુંબઈમાં રહે છે; પરંતુ તે જાતે મોજીલા સ્વભાવના હોય છે તો શનિવારે રાતરે પોતાના કેટલાક સ્નેહી દોસ્તોને લઇને આવા બંગલાઓમાં મઝા મારવા, મિજલસ કરવા અગર એવી બીજી જ કાંઈ ગમ્મત કરી પોતાના રાતદિવસના શ્રમનો પરિહાર કરવા આવે છે, અગર પોતાના દોસ્તદારોને આવા જ કોઈ પ્રકારની મોજ મારવા સારૂ તે બંગલાનો ઉપયોગ કરવા દે છે. આવા બંગલા તથા વાડીઓ આવા પ્રકારના જ કામસર ખાસુખા રાખી મુકેલાં હોવાથી તેમાં શનિવારે રાતરે, નાટકશાળામાં થાય છે, તેવી રોશનાઈ કરેલી હોય છે. અને તેમાંનું દિવાન-ખાનું બલ્કે આખો બગીચો પણ અંદરના મંડળની હસાહસથી, ગાનતાનથી અગર ઘોંઘાટથી ગાજી રહેલો હોય છે. આ 'ગોલ્ડન નાઇટ' ( શનિવારની રાત ) પૂરી થયા પછી રવિવારે સ્હવારે એ લોકો લોકલ ટ્રેનોમાં બેશી મુંબઈ જવા માંડે છે, ત્યારે એ સ્થળ ખાલી થતી નાટકશાળાની કળા પ્રાપ્ત કરે છે. ઘોંઘાટ શમી જાય છે; માણુસો ચાલવા માંડે છે; કરમાયલાં ફુલો જ્યાં ત્યાં રખડતાં પડ્યાં હોય છે; અને લેંપો પણ નિસ્તેજ પ્રકાશ વિનાના, માત્ર લટકાવી રાખેલા એવા જ દેખાય છે. ફુટી ગયલી બાટલીઓ અને ખાધેલા પદાર્થોના અવશેષ આમતેમ પડેલા હોય છે, અને બંગલાનો માળી અગર વાડીમાંનો ભંડારી તેમાં કાંઈ જડી આવે છે કે કેમ તે શોધવા મંડી પડેલા દેખાય છે. આ સ્થિતિ શનિવારની રાત તથા રવિવારની સ્હવાર સુધીની થઈ. બાકીના પાંચ છ દિવસ સુધી એ બંગલાઓ છેક બંધ રહે છે. અંદર કોઈ ડોકીયું પણ કરીને જોતું નથી. રખેવાળની સાવરણી અંદર ફરતી હશે તો તે માત્ર શુકરવારે સાંજરે અગર શનિવારે બપોરે જ.

સર્વ સાધારણ સ્થિતિ આવી ખરી. પરંતુ કાંઇક બંગલાઓની સ્થિતિ આથી ઘણી ન્યારી જ હોય છે. કેટલાકમાં દિવસે કાંઈ પણ હોતું નથી, ત્યારે રાતરે–દર રોજ રાતરે દીવા સળગેલા હોઈ અંદર પાંચ દશ, વખતે વીશપચીશ પણ માણસો હોય છે. માત્ર એટલું જ કે એમનો ઝાઝો ઘોંઘાટ થતો નથી; કદી એકાદ જણ કોક વખતે કરે તો બાકીનાં માણસો તેને દાબે છે. આવી વખતે આ બંગલામાં અંદર પેસવાના દરવાજા આગળ તથા ચારે બાજુના દરેક ખુણા ઉપર પણ પુરભૈયાઓ ટેહેલ નાખતા ફરતા રહે છે. કોઈ સેહેજ પેસવાનું મનમાં આણે તો તેમ તેનાથી સહસા બની શકતું નથી. છેક વીણી કાઢેલું, ટોળીમાંનું જ માણસ નીમેલે વખતે અંદર આવતું અને પછી તેમનો જે કાંઈ ગુપ્ત ઉદ્યોગ ચાલવાનો હોય તે ચાલતો. પરંતુ આ અથવા શનિવારે આવનાર મંડળની સાથે આપણે હાલ કાંઇ સંબંધ નથી. માત્ર ઉપર વર્ણવેલા પહેલા પ્રકારના એક બગીચા માંહેના બંગલામાં ઉપર કહેલો પહેલો અગર બીજો પ્રકાર ચાલતો નહોતો. એવે સમયે કાંઇ મસલત કરતા અગર સેહેજ વાતચિત કરતા મંડળની સાથે આપણું કાંઇક કામ છે, તેટલા સારૂ તે તરફ આપણે દૃષ્ટિ કરવાની છે. આ બગીચો મુંબઇથી આઠ માઇલ દૂર માહિમમાં હતો. એનું વધારે વર્ણન અમે કરીશું નહીં. કારણ, એવું વર્ણન કરીએ તો કદાચ કોઈ એમ કહે કે આ ફલાણી વાડીમાંનો ફલાણો બંગલો છે; માટે આવી કેટલીક વાતો મોઘમ રાખવી તે જ ઠીક. બીજાં ઘણાં ખરાં (સબર્બ્સ) પરાંમાં ઘણી વાડીઓ છે; પરંતુ તેમના જેવી જ બલ્કે તેથી વધારે સુંદર વાડીઓ માહિમમાં છે. આખું માહિમગામ તાડના ઝાડની ગીચ ઝાડીમાં આવેલું છે. પરંતુ તેમાં પણ અમે વર્ણન કરીએ છીએ તે બંગલો વિશેષ ગીચ ઝાડીમાં છે. પુષ્કળ લીલાં પાંદડાંમાં ખોસી મુકેલું ગુલાબનું ન્હાનકડું ફુલ જેમ તે પાંદડાંમાંથી ઝળકી નીકળે છે તેમજ આ બંગલાનું પણ હતું. આ ગીચ ઝાડીમાં એ બેઠા ઘાટનો બંગલો આઘેથી દેખાતો નહોતો; તેમ પાસેથી પણ બંગલો જોઇને મન ઉપર કાંઈ વિશેષ અસર થતી હતી એમ પણ નહોતું. પરંતુ બંગલો ઘણો રોનકદાર અને એકાંતવાસપ્રિય વ્યક્તિને ગમે તેવો હતો. આવા બંગલાઓ એક જ પ્રકારના એકાંતવાસપ્રિય માણસને પ્રિય લાગે છે એમ નથી. નાના પ્રકારના એકાંતવાસપ્રિયજનોને તેનો ઉપયોગ કરી લેવાની ઇચ્છા થાય છે. યોગાભ્યાસી, ઇશ્વિરભક્તિનિરતજનોને પોતાના સત્કાર્યમાં બીજા લોકોથી અડચણ ન પહોંચે એટલા સારૂ તે આવા બંગલાનો ઉપયોગ કરી લે છે. જે વિદ્યાભ્યાસંગનિરત હોય છે તેમને પણ પોતાનો વ્યાસંગ બીજા કશાથી પણ વ્યત્યય ન આવતાં સુંદરપણે એકાગ્રતાથી

તથા તલ્લીનતાથી થાય એવી ઇચ્છા હોવાને લીધે આવા બંગલામાં નિવાસ કરવાની લાલસા થાય છે. એ જ રીતે બીજા પણ કેટલાક સત્કાર્યનિરત સજ્જનો પોતાના કાર્યની નિર્વિઘ્ન સિદ્ધિને માટે આવા સ્થળની અપેક્ષા રાખે છે. પરંતુ આવા સ્થાનની અપેક્ષા રાખનારા આટલા જ હોય છે એમ હોતું નથી. બીજા પણ કેટલાક એવા હોય છે કે જેમને પોતાનાં સત્ (?) કાર્યો નિર્વિઘ્નપણે પાર પાડવા સારૂ આવાં સ્થળો ઉપયોગી લાગે છે, તેથી તેઓ પણ આવા સ્થળની અપેક્ષા રાખે છે. અને દુર્દૈવની ગતિ એવી છે કે પ્રથમ પ્રકારના માણસોને આવાં સ્થળોનો ઉપયોગ ક્વચિત્ જ થાય છે; ત્યારે બીજા પ્રકારનાં માણસોને જ આવાં સ્થળોનો યથેચ્છ ઉપયોગ કરી લેવાનું બની આવે છે.

ઉપર વર્ણવેલા બંગલામાં આજે દીવાનો પ્રકાશ ઝાઝો નહોતો. આજે ગુરૂવાર હતો તેથી બંગલામાં ગાયન વગેરેની બેઠક થવાનો કાંઇ સંભવ નહોતો. પરંતુ બે ચાર વ્યક્તિઓ અંદર હતી. એ માણસો અહીં શા માટે આવ્યા હતા તે હવે જોઇએ.

દિવાનખાનામાં વચમાં એક ગોળ ટેબલ હતું. તેની પાસે ખુરસી ઉપર ત્રણ માણસો બેઠા હતા, અને એક જણ પેલીમેર એક કોચ ઉપર પડયો હતો. ટેબલ ઉપર એક બાટલી તથા ચાર ગ્લાસ પડયાં હતાં. એક દીવાસળીની પેટી તથા એક ચિરૂટની પેટી પણ ત્યાં હતા. ટેબલની પાસે બેઠેલા એક ગૃહસ્થે યુરોપીઅન ફેશનનો પોશાક પહેર્યો હતો, અને દાઢી વધારેલી હતી. એ ચિરૂટ પીતો હતો અને ખુરસીની પીઠ ઉપર પોતાની ડોક નાખી દઇ ધુમાડો કાઢતો કાઢતો બગાસાં ખાતો હતો. પછી એકદમ બેઠો થઇ ટટાર બેઠો અને પોતાની પાસે બેઠેલા ઇસમને ઉદ્દેશીને કોચ ઉપર પડેલા માણસ તરફ આંગળી કરી તે બોલ્યો, “આની તો ઘોરણ બોલવા માંડી છે. પેલા એની કાલની ધમાલ સાંભરી આવે છે એટલે રહી રહીને હસવું જ આવે છે. તમણે પોતાની દષ્ટિએ તો ઘણી હોંશીઆરી વાપરી હોં. પેલીને સાથે તેડી ન લાવતાં પેલા ગંગુને સાથે તેડી લાવ્યો. જાણે મને કાંઇ અક્કલ જ ન હોય! મેં તો તેવું અનુમાન કર્યું જ હતું. અને એવું કાંઈ થાય તો શું કરવું તેની બરાબર બધી ગોઠવણ પણ કરી મુકી હતી. અને આ શંભુની તથા પેલીની મુલાકાત કરાવી જે કાર્ય સાધવું હતું તે સાધી લીધું. હવે તે પાછી જશે એટલે આપણે જે કાર્યસિદ્ધિ કરવાની છે તે સિદ્ધ થશે. ગમ્મત તો એવી કરી છે કે તેની પાસે આ સંબંધી એક અક્ષર પણ પેલા વસંતની અગર ગંગુની આગળ કાહાડીશ નહીં એવા સોગંદ ખાવાનું કહ્યું અને તે ભોળીએ

તે પ્રમાણે સોગંદ પણ ખાધા. અને એણે જે માગ્યું તે પણ આખરે તેણે આપ્યું. મને લાગે છે કે આપણને આ એક સારૂં ઘરાક મળ્યું છે. એની વ્યવસ્થા ઠીકઠાક કરીશું. વળી, એ છોકરી ઘણી પ્રેમાળ, ભોળી અને સાદી છે. તેથી આપણે એને જે કહીશું તે બધું તેને અક્ષરશઃ ખરૂં લાગશે એમાં જરા પણ સંદેહ નથી."

"પણ તેના સોગંદ ઘણા કાળ સુધી ટકશે એમ મને તો નથી લાગતું ભાઇ." એમ તેના જે સોબતીને ઉદ્દેશીને તેણે આ ભાષણ કર્યું હતું તે બોલી ઉઠયો, "પેલા વસંતીઆએ અને ગંગુએ ક્યારનું એ બધું તેની પાસે ઓકાવી કાઢયું હશે, અગર એક બે દિવસમાં કઢાવશે. મને કાંઇ એનો ભરૂંસો પડતો નથી. અરે, એ બે જણા કાંઇ ઓછા છે? અને તારો આમાં સંબંધ છે એમ તેમને સમજાયું છે એટલે શું થશે? શું તું એમ ધારે છે કે તને એમણે ઓળખ્યો નથી?"

"અરે ભાઈ, તું મારી ફિકર કરીશ મા. તે મને સારી પેઠે ઓળખે છે. આખું જગત્ મને ઓળખે છે. પણ હું બધાના માથાનો છું. આ છોકરાને હાથમાં લીધો છે. એની મારફત જો મારૂં કામ હું પાર પાડી ન લઉં તો મારૂં નામ બદલી નાખું."

"આમ જો, નામ બામ બદલવાનાં ગપ્પાં મારી આગળ મારીશ મા. અત્યાર સુધી તેં કેટલાં નામો બદલ્યાં અને મેં પણ બદલ્યાં. અને આગળ ઉપર વખતો વખત કેટલાં બદલીશું તે કાંઇ કહી શકાય નહીં. આ છોકરાને હાથમાં લઈ તું ભવિષ્યમાં શું કરવા ધારે છે તે મને કહે તો ખરો. મને કોરે રાખીને તું કાંઈ કરવા ઇચ્છીશ તો હું કાંઈ ચુપ બેશી રહેવાનો નથી."

પોતાના સાથીદારનું આ બોલવું સાંભળી એક વખત ચિરૂટનો એક દમ ખેંચી પેલો દાઢીવાળો ગૃહસ્થ પોતાનું માથું ખંજવાળવા લાગ્યો. અને પછી ભમ્મરો ચઢાવી મ્હોં તથા દાઢી ઉપર હાથ ફેરવી ડોકું હલાવી બોલ્યો, "ભાઇસાહેબ, આપના વિના મારૂં ચાલે જ શી રીતે? આપને હવે હું આ જીંદગીમાં છોડવા ઇચ્છનાર નથી, છોડી શકનાર નથી, અર્થાત્ છોડીશ પણ નહીં. વખત આવશે તો આપની ઇચ્છા હશે અગર નહીં હોય તોપણ આપને આગળ કરીશ એવું આપને આ વખતે અભિવચન જોઇતું હશે તો આપું છું. પછી તો થયું. આમ જુઓ. આપે એ સંબંધે જરા પણ શંકા અગર ફિકર રાખવી નહીં. તમે અને અમે હવે છેક જીવજાન દોસ્તો થયા છીએ. કહેવત છે કે 'મડાગાંઠ બંધાઈ છે' તેવી આપણી ગાંઠ બંધાઇ છે,

સમજ્યા ? અને હજુ પણ એવી ગાંઠ બાંધવાનો આગળ પ્રસંગ આવશે તો આપને જ આગળ કરી પેહેલું માન આપને આપીશ. ”

“ સાંભળો. એ માન આપ મને પ્રથમ આપશો એ વિશે મને જરા પણ શંકા નથી; બલ્કે આપ એટલા સ્વાર્થત્યાગી છો કે એવા માનને આપ લાયક નથી એમ પણ, સિદ્ધ કરી આપશો. પણ અમે તમને આવો સ્વાર્થ-ત્યાગ કરવા દઇશું નહીં. એ માન બધું આપને એકલાને જ મળશે. એ લાભમાં આપનો ભાગીદાર થવા કોઈ આગળ આવે જ નહીં એવી અમે તજવીજ રાખીશું. એ બધું થઇ શકશે. એ વિશે મને જરાપણ શંકા નથી. આવા મુર્ખાઓને પકડી તમે જે લાભો કરી લ્યો છો તેમાંથી અમારી યોગ્યતા પ્રમાણે અમને લાભ મળે એટલું જ અમારે જોઇએ છીએ, બીજું કાંઇ અમને જોઇતું નથી. મ્હોટાં મ્હોટાં બધાં માન આપને, ક્યાંથી કાંઈ જરૂરનું આમંત્રણ આવે તો તે આપને. સર્વ કાંઇ આપનું જ. અમે પગથીઆ ઉપર પગ પણ મુકવા ઇચ્છતા નથી. હવે હાલ આપણે જે વિષય ઉપર બોલતા હતા તે વિષય તરફ વળો. ”

આટલા વખત સુધી ટેબલ આગળ બેઠેલા શખ્સોમાનો ત્રીજો શખ્સ કાંઈજ બોલ્યો નહોતો. જડભરતની પેઠે તે ચુપ બેશી રહ્યો હતો. તે હવે ધુનમાંથી જાગી ઉઠયો હોય તેમ બોલ્યો, “ હાં, ચાલો પેલું કાઢો.”

“ અરે લુચ્ચા, તું પણ આને મળી ગયો કે ? ” પેલા દાઢીવાળાએ હશીને એને પૂછ્યું. પરંતુ આ હાસ્યને પેલાએ પ્રતિહાસ્ય આપ્યું નહીં. એટલું જ નહીં પરંતુ સ્મિત સુદ્ધાં કર્યું નહીં; કેવળ પાષાણની મૂર્તિની પેઠે સસ્મિત ચેહેરો કરી ફરીને અગાઉના જ સ્વરમાં “ હાં, ચાલો, પેલું કાઢો.” એટલું જ વાક્ય તેણે ઉચ્ચાર્યું.

તે ઉપર પેલો દાઢીવાળો બોલ્યો, “ શું તે કાઢયા સિવાય તારી આગળ મુક્યું છે ? અને તે તું ઠાંસે છે. તારા હમેશના ધીમાપણાની સ્થિતિમાં તું હવે આવ્યો છે તે કાંઈ અમસ્થો આવ્યો છે ? મને જે એક એક ગાંડાઓ મળે છે તે કાંઈ વિચિત્ર જ છે. ‘ હાં, ચાલો પેલું કાઢો, ’ ‘ હાં ચાલો પેલું કાઢો. ’ શું કાઢે તારૂં કપાળ?’ પેલો ગૃહસ્થ હાલ્યો નહીં, ચાલ્યો નહીં, હસ્યો નહીં, આંખો પણ ફેરવી નહીં; ડોકી પણ ફેરવી નહીં. પરંતુ તેણે ઉપલું વાક્ય દર મિનિટે એક સરખા અવાજમાં તથા એક સરખા ઠેકામાં બોલવાનું શરૂ રાખ્યું. જે પ્રમાણે કોઈ સંચાને ચાવી આપીએ એટલે તે નિયમિત વખત સુધી તાલસર નિયમિત હાલચાલ અગર શબ્દોચ્ચાર કર્યા

કરે છે તેવી જ આની અવસ્થા થઈ હતી. 'હાં, ચાલો, પેલું કાઢો' એ શબ્દોનો અર્થ સમજીને તે એ બોલે છે કે કેમ એવી એ વાક્ય સાંભળનારા એકાદા ત્રાહિત માણસને શંકા આવત. આ જોઇ તેના સોબતીઓ હસીને એક બીજા તરફ જોઈ રહ્યા. પછી પેલો બીજો બોલ્યો, "હવે એનું ચક્કર ફરવા માંડયું રે માંડયું! હવે એ આ મહા મંત્ર જપ્યાં જ કરવાનો. આપણે અહીં આવ્યા શામાટે અને આ થાય છે શું? હવે આપણી સલાહ મસલતના કામમાં એ થયો નિરૂપયોગી; જે કાંઈ વિચાર કરવો હોય તે આપણો આપણે જ કરવો જોઇએ. કેમ રે, અમે શું બોલીએ છીએ તેમાંનું કાંઈ તને સમજાય છે કે?"

"હાં, ચાલો, પેલું કાઢો." એટલો જ તેણે આ પ્રશ્નનો જવાબ આપ્યો.

"ઠીક છે. કાઢું છું. વાટ જોઇ બેસજે." પેલા દાઢીવાળાએ કહ્યું.

બીજો ગૃહસ્થ બોલ્યો, "થયું. હવે એ ભાઈ ચઢ્યા ચકડોળે. હવે એ થોભવાના નથી. જે કાંઇ કરવું કારવવું હોય તે આપણું આપણે જ કરવું. આટલા સારૂ હું હમેશ મારી હદમાં રહું છું. જરા વધારે ઓછું થાય તો આની પેઠે તો નહીં પણ પણે પેલો ઘોરણ બોલાવતો પડયો છે તેના જેવું થાય. પણ કેમ શંભુરાવ, આને પકડી આપણે આ ઉદ્યોગ આરંભ્યો છે તેમાં પ્રાપ્તિ બરાબર થશે ને? એમાં કાંઈ સાર છે એમ આપણને અમસ્તું જ લાગે છે કે? નહીં તો એકાદું ધરખમ ઘરાક શોધી કાઢ."

"બાળા, એવું ઘરાક શોધી કાઢવાનું તારે મને સૂચવવું પડે એમ છે કે? ખોળી કાઢીશ એટલે તને જણાશે જ. પણ લાડવા ને જલેબી ખાવાને ન મળે ત્યાં સુધી આવા ભાખરા ઉપર જ હાથ મારવામાં કાંઈ હરકત નથી. પેલા પ્રાણજીવનદાસ જીવણજીના છોકરાનો શિકાર હાથ લાગે ત્યાં સુધી આ કાંઈ નકામા નથી. જે માર્ગે આપણે કાલે ગયા તે જ માર્ગનું અવલંબન કર્યાથી આપણને કાંઇક પણ પ્રાપ્તિ થયાં કરશે. એ વિશે કાંઈ શંકા છે જ નહીં. પછી તે વસંતીઓ અને ગંગુ ગમે તે યુક્તિઓ કરે તોપણ તેની કાંઈ ફિકર નહીં. ચાલો હવે બસ કરો. એ વાતની વધારે વાટાઘાટ કરવાની કાંઇ આવશ્યકતા નથી. હવે કરવો આગળનો વિચાર. આપણે પેલીને મળી આવ્યા પછી, નહીં આને મેળવી આણ્યા પછી, હવે શી વ્યવસ્થા થાય છે તે ઉપર નજર કોણ રાખશે? તું કે હું? આ અગડબંબ ઠીક હશે તો એ કામ લાગશે, નહીં તો એને હાથે શું થવાનું હતું?"

પરંતુ આ અગડબંબ તેના પૂર્વના મહામંત્ર સિવાય બીજું કાંઈ જ બોલ્યો નહીં. ફરીને એક ગ્લાસ ભરીને તે ઢાંસી ગયો.

પેલો દાઢીવાળો આગળ બોલ્યો, “ વારૂ, શનિવારે શી વ્યવસ્થા કરવી છે ? મારે તો પુને જવું છે. હું તો સ્પેશીઅલમાં જવાનો. પ્રાણજીવનદાસનો છોકરો જવાનો છે તેની પાસે મેં કબુલ કર્યું છે. અને મારી મનોદેવતા તો એમ કહે છે કે આ ફેરે પાછલો બધો ખંગ વળી જવાનો. એકસ્ટ્રા મીટિંગ છે. પ્રાણજીવનદાસના છોકરાને ટર્ફ કલબના મેંબર થવાની ઘણી હોંસ છે. હું તારૂં કામ કરી આપીશ એવી મેં તેને થાપ આપી છે. ત્યારે હવે આગળ શું કરવું તેના વિચારમાં છું. ”

“ તારો આ છંદ ઘણો ભારે છે. આટલી આટલી કમાઈ થાય છે, પણ તારી પાસે એક રૂપીઓ પણ શિલ્લક રહેતો નથી, તેનું કારણ તારો આ છંદ. એ વાત કેમ તારા ધ્યાનમાં આવતી નથી ? અમારા ભાગમાં જે આવે છે તે પણ તું તેમાં નાંખી ડુબાવે છે. ”

“ અને અમે ઘોડાની શરતમાં ન જઈએ તોપણ શું થવાનું હતું ? જુગારમાં તારા પૈસા કેટલા જાય છે ? આપણે જેમ આ જુગાર રમીએ છીએ તેવો જ શરત પણ એક જાતનો જુગાર છે; ફરક એટલો જ કે શબ્દોચ્ચારથી એને કોઈ જુગાર કહેતું નથી. કારણ, મ્હોટાં મ્હોટાં માણસો એમાં હોય છે. પણ અલ્યા, એકદમ ગાંસડો મળશે એટલે પછી તું આવશે કે નહીં પોતાનો ભાગ માગવા ? ”

“ શંભુ, આપણો જુગાર જુદો અને આ જુદો. આપણામાં આપણી અક્કલ ચલાવી શકાય છે; હાથ–ચાલાકી કરી શકાય છે. બનતાં સુધી આપણે ફસાતા નથી. તારી શરીઆતમાં આપણા હાથમાં કાંઈ જ હોતું નથી. ઘોડો કોનો ને દોડાવનાર કોણ ? અને પૈસા લગાડનાર કોણ ? અને તેથી દસગણું વીસગણું આપનાર કોણ ? બધો જ આંધળાનો જ મેળો.”

“ અરે ! તું એમાંની ખુબી ક્યાંથી જાણે ? એક બે વખત મારી સાથે ચાલ એટલે તને બધી માહિતી કરી આપું. પછી તું આવા ઉદ્ગાર કાઢીશ નહીં. પ્રત્યેક શરતમાં તું દોડતો જઈશ. એક વખત પાંચ રૂપીઆ ખરચી મારી સાથે ચાલ; અને જો તો ખરો ત્યાંની મઝા ! ભાઈ, એ કાંઈ જેવું તેવું કામ નથી.”

“ ઠીક ચાલ.” એમ પેલા બોલનારા સોબતીએ કહ્યું, “ એ તો બધું ઠીક થયું. પણ હવે અહીં ક્યાં સુધી બેસવું છે ? આની ઘોરણ બોલે છે તેનું શું કરવું ? મને લાગે છે કે એને અહીં જ રહેવા દેવો. પુરભૈયાને કહેજે કે એ સ્હવારે જાગે ત્યારે બ્હાર કાઢી મુકજે. નહીં તો હમણાં જ

એને બ્હાર વરંડામાં મુકી આવીએ. શુદ્ધિ પર આવશે એટલે એની મેળે અંદર આવશે. એને ઠીક આપણા સાંડસામાં સપડાવ્યો છે. સમય આવ્યે એ મારફત કામ કરાવી લઈશું. ના કહેશે તો પોલીસની બ્હીક છે જ. આના જેવા અજાગળો મળે છે તેથી તો આપણું નીભ્યું જાય છે."

"બસ બસ, ફરી ફરીને તેનું તે જ બોલવામાં શો ફાયદો ? કોઈ પણ કામ જુઓ. તેમાં સબળાનો નબળા ઉપર જોરો છે જ. અમારા કરતાં જે જોરાવર છે તે શું અમારા ઉપર શિરજોરી નથી કરતા ? એવો જ પ્રકાર આપણો. તું કહે છે તેમ આને મુકવો એ ઠીક નથી. એ આપણા હાથમાંથી છટકી જાય તે સારૂં નહીં. એ છટકી જાય તો આપણે શું કરી શકવાના હતા ! એને કોઈ ગુરૂ મળી જાય તો આપણો ધંધો બેશી જ જવાનો. ફરીને તે હાથમાં આવશે નહીં. નવો સારો શિકાર મળતાં સુધી આપણે એને ફાંસામાં રાખી મુકવો જ જોઇએ. હવે આપણને બીજે ઠેકાણે જઇ કરવાનું પણ શું રહ્યું છે ? રાતની રાત અહીં જ પડી રહીશું. હવે પછી અહીંથી જઈ આપણી જગાએ—ના ના, તે કાંઈ ઠીક નહીં. સ્હવાર સુધીનો વખત અહીં જ ગાળીશું. પેલી ભોળી છોકરીને આની મારફત કહેવડાવ્યું છે, ને તે વેષ પૂરો ભજવવા સારૂ મારા મનમાં એમ આવ્યું છે કે આને હાથે એક કાગળ તેના ઉપર લખાવવો. તે પત્રનો હું ખરડો તૈયાર કરૂં છું. એ બાબત-નો પેલા બેને કાંઈ પણ પત્તો લાગવા દેવો નહીં. એટલા સારૂ આને હમેશ ફેરાફાંટા ઉપર રાખવો જોઇએ."

"તે ગમે તેમ હોય. હવે સ્હવારે એ ઉઠે ત્યાં સુધી આંપણે અહીં જ રહેવું છે ને ? ત્યારે તો મને આવે છે ઉંઘ. હું કોચ ઉપર પડું છું. તું આ ખુણામાંના ટેબલ ઉપર લખવા બેસ અથવા તને ગમે તે કર. આ અગડ-બંબ તો તેની આગળની બાટલી ખાલી થતાં સુધી અહીંથી ઉઠશે જ નહીં."

એમ કહીને ઉઠી તે બીજા એક કોચ ઉપર પડયો. 'અગડબંબ' એ શબ્દથી એ બે જણ જેને સંબોધતા હતા તેણે ચું કે ચાં કાંઈ કર્યું નહીં.
"શંભુરાવ, પત્ર કોઈ નવલકથામાંના પત્રના જેવો ફાંકડો થવો જોઇએ હો!"
"જો તો ખરો" એમ કહી તે ખુણામાંના ટેબલ આગળ જઇ બેઠો.

# પ્રકરણ ૧૪ મું.

## જમાઈરાજનું સ્વાગત.



તે જ ગુરુવારની રાતરે પદ્માવતી વગેરેએ જે બંગલામાં મુકામ કર્યો હતો ત્યાં ધમાલ મચી રહી હતી. રાતરે જ શું પણ આખો દિવસ ત્યાં ધમાલ સિવાય બીજું કાંઈ જ નહોતું. વસંતરાવના તથા વિલાયતથી પાછા ફરનાર જમાઈરાજના મિત્રોની આવ જા અવિરત ચાલી રહી હતી. પોતાનો મિત્ર ફતેહમંદ થઈ પાછો આવે છે તેનું સ્વાગત કેવા ઠાઠમાઠથી કરવું તે બાબત મસલત ચાલી રહી હતી. આશરે પચીશ ત્રીશ માણસો હતા. તેમાં કેટલાક ગંભીર વિચારના, કેટલાક વિનોદી, કેટલાક ઉત્સવપ્રિય તથા કેટલાક ઉત્સાહી એવા હતા. એક બે જણ કવિ પણ હતા.

જે ગંભીર તથા મધ્યમ વિચારના હતા તેમણે સૂચવ્યું કે, "બંદર ઉપર આપણે કાંઈ ઝાઝું કરવું નહીં. અહીં આવ્યા પછી જે કાંઈ કરવું હોય તે કરવું." ઉત્સવપ્રિય તથા ઉત્સાહી હતા તેમણે "એમ નહીં. બંદર ઉપર ઉતરતાંવાર દસ વીશ હાર તેમના ગળામાં પડવા જ જોઈએ. નહીં તો ખરૂં સ્વાગત શેનું?" એમ આગ્રહપૂર્વક જણાવ્યું.

વિનોદી હતા તેમણે "તમારે જે કાંઈ કરવું હોય તે કરજો. પણ તે બંદર ઉપર પગ મુકે કે તરત ખાસ્સી હસાહસ થાય એવી અમે કાંઈ કલૃપ્તિ કાહાડીશું." એવો ધાક બતાવ્યો. તેથી પરસ્પર જોઈ એ મંડળ તે વિશે તર્ક કરવા લાગ્યું.

કવિ હતા તેમણે સ્વાગતપર કવિતા રચી. તેમાં પણ એક ગંભીર સ્વભાવનો હતો તેણે ઝાઝી 'હા' 'ના,' ન કરતાં પોતાની કવિતા પોતે જ ઘણા ઉત્સાહપૂર્વક વાંચી સંભળાવી. તરત જ તે કવિતાની સો નકલો છપાવવાનું નક્કી થઈ તે છપાવવા સારૂ એક બે જણ છાપખાનામાં દોડી પણ ગયા.

બીજો કવિ હતો તે વિનોદી હતો. તેણે પોતાની કવિતા બતાવી નહી. "મેં કવિતા કરી છે; પરંતુ તે છેક છેલ્લી ઘડીએ આગળ આવશે. હમણાંથી તેને ઉઘાડી મુકી તેની વરાળ ઉડી જવા દેવી જોઈતી નથી. પૂરા ચોવીશ કલાક સુધી છેક ગરમાગરમ રહે એટલા માટે 'થર્મોસ' બાટલીમાં ભરી રાખી છે. આટલે દૂરથી પ્રવાસ કરી આવનારા આપણા મિત્રને ચાહના પ્યાલાની

સાથે બિસ્કિટને બદલે તે આપવી છે. અગાઉથી જ તે વહેંચી દીધાથી તેમાંનું કરકરપણું, નરમપણું અને લહેજ્જત એ ત્રણે ગુણો ઉડી જશે." એમ તેણે પોતાના વિશ્વાસુ એક મિત્રની તરફ આંખોની ઇશારત કરતાં કહ્યું.

અર્થાત્ જ બધા મિત્રોની જીજ્ઞાસા અધિક તીવ્ર થઈ. તે એને પોતાની કવિતા અગાઉ બતાવવા સારૂ આગ્રહ કરવા લાગ્યા. તેણે કહ્યું, "હું જુની રીતભાતનો અભિમાની છું. જે નૈવેદ્ય દેવને સારૂ તૈયાર કરી રાખ્યું છે તે તેમને ધરાવ્યા સિવાય ઉચ્છિષ્ઠ કરવાનો નથી. વળી અમારા સંગીત સ્વાગતની રંગી અગર બેરંગી ગમે તેવી તાલીમ અમે કોઇને બતાવવા ઇચ્છતા નથી. જેમને તે જોવાની લાલસા હોય તેમણે નાટકશાળામાં આગલી જગા બહાનું આપીને રોકી રાખવી."

આવા આવા અનેક બનાવો બની તે ગુરૂવારનો આખો દિવસ તે ઘરમાં અનેક પ્રકારે વિનોદવાર્તા ચાલી રહી હતી. સાંજરે માત્ર આમની હસાહસ અને ગમ્મતને જરા અવરોધ આવ્યો. કારણ, તે વખતે માલતીના પિતા તથા તેમની સાથે પદ્માવતીના પિતા પણ ત્યાં આવ્યા. તેથી વસંતરાવે પોતાની બેઠક છેક નીચેના; વચલા દિવાનખાનામાં આણી. ઉપર બેઠક રાખવાથી આ તરૂણ મંડળનું ગાડું નિભે એમ નહોતું. એમના વિનોદી ભાષણ ઉપર તથા હસાહસ ઉપર આવે સમયે કોઈ પણ પ્રકારનો દાબ જોઇતો નહોતો. ઉપર મંડળ ભરાયું હતું તે એવા પ્રકારનું હતું કે તેમના દેખતાં એમનાથી મનમાન્યું બોલવા ચાલવાની છૂટ લેવાતી નહોતી. હેઠળ આવ્યાથી તેમને એવો કાંઈ સંકોચ રહ્યો નહીં. ગંગાધર તથા વસંતરાવના તેના જેવા જ—ઘરના જેવા—મિત્રો ત્યાં બેઠા હતા ત્યાં સુધી માલતી તથા પદ્માવતી તેમનામાં બેશી ગપ્પાંસપ્પાંમાં સામિલ થતી. પરંતુ પુષ્કળ નવા મિત્રો આવવા લાગ્યા ત્યારે તે શરમાવા લાગી. વસંતરાવે તે બંનેની મશ્કરી કરતાં કહ્યું કે, "તમારા બંનેના વર હવે સાહેબ થઇને આવવાના છે એટલે તમારે બંનેએ હવે મડમો પ્રમાણે વર્તવું જોઇએ, ત્યારે આમ શરમાઓ છો શા માટે? તમને બંનેને મડમોની પેઠે ઇંગ્રેજી આવડે છે જ, ત્યારે બોલતાં ચાલતાં શી હરકત છે? તમારા સાહેબો આવશે ત્યારે તો તમારે ખરેખરા સાહેબ મડમોમાં ફરવું હરવું, બેસવું ઉઠવું પડશે જ ને? ત્યારે અમારા જેવા ગામડીઆ આગળ શરમાઓ છો શા સારૂ?"

આ ઉપર વર્ણવી તેવા પ્રકારની ધમાચકડી ગુરૂવારે આખો દિવસ તથા રાતરે પણ ચાલી રહી હતી ખરી. પરંતુ પદ્માવતીનું ચિત્ત કાંઈ તેમાં નહોતું. કોઈ હસવા સરખું બોલતું તો તે હસતી. માલતીનો વર આવે ત્યારે અમુક

વાત કરવી એમ કોઈ સૂચના કરે અને તેની યોગ્યતા અયોગ્યતા વિશે કોઇ એનું મત પૂછતું તો એ પોતાને જે લાગતું તે કહેતી. સ્ત્રીઓએ બીજે દિવસે સ્હવારમાં બંદર ઉપર જવું કે નહીં એવો પ્રશ્ન નીકળતાં માલતી તથા તેની માએ ઠરાવ્યું કે "જવું નહીં." પરંતુ પદ્માવતીએ કહ્યું, "ના, તેમ કાંઇ નહીં. આપણે જ્યારે મુંબઈ સુધી આવ્યાં છીએ ત્યારે બંદર ઉપર તો જવું જ જોઇએ. એટલું જ નહીં પરંતુ શક્ય હોય તો આગબોટ ઉપર પણ જવું જોઇએ. નહીં તો મુંબઈ સુધી આવ્યાનો ફાયદો શો ?" આખરે એનો જ અભિપ્રાય અમલમાં આણવાનું ઠર્યું. સ્ત્રીઓએ બંદર ઉપર જવું, અને માલતીએ જ પ્રથમ પોતાના વરનું સ્વાગત કરવું એવો ઠરાવ થયો. તરત જ વસંતરાવે માલતીને કહ્યું, "માલુ બ્હેન, પદ્માબ્હેનને આટલો આગ્રહ કરીને અહીં સુધી તેડી લાવ્યા તેનું સાર્થક થયું. એ જો અહીં આવી ન હત તો તારો પક્ષ આટલા જોરથી કોઈ ખેંચત નહીં. અમે બધા એકમતે એવો ઠરાવ પાસ કરત કે બૈરાંએ બંદર ઉપર આવવાની કાંઈ જરૂર નથી. વાસ્તવિક રીતે મુંબઈ સુધી આવવાનું પણ કાંઈ પ્રયોજન નહોતું. પણ હું આવીશ એમ કહી તું અમારી પાછળ જ લાગી તેથી અમે તને તેડી આણી. પરંતુ હવે પદ્માબ્હેન આગળ અમારૂં કાંઈ ચાલતું નથી, તેથી અમે ચૂપ રહીએ છીએ. વાસ્તવિક રીતે તો અમે આગળ જઇ સાહેબનો ઠાઠ કેવો છે કે વોનહીં, ત્યાંથી એકાદી મડમ સાથે આણી છે કે કેમ ? ઘેર આવવાનો વિચાર છે કે પરભાર્યા કોઇ હોટેલમાં ઉતરવાના છે; એ વાતોનો ખુલાસો કરનાર હતા. અને ઠાઠમાઠ ઠીકઠાક હોય તો આગળ જવું, નહીં તો તે જ પગલે બ્હેનને લઈ પાછા ફરવું. હશે ઠીક પદ્માબ્હેને ઠરાવ્યું છે એટલે જો કાંઈ ઢંગરંગ ઠીક નહીં હોય તો બધી જવાબદારી તેમને શીર."

વસંતરાવ ઉપર પ્રમાણે બોલ્યો તો ખરો પણ પછી એકદમ ચમક્યો. પોતાની બ્હેનની મશ્કરી કરવાના આવેશમાં ને આવેશમાં પોતે શું બોલતો હતો તેનું એને ભાન રહ્યું નહીં, અને તે એવું બોલ્યો કે જે સહજગત્યા પદ્માવતીને લાગુ પડે, અને કાંઈ તેવો હેતુ ન છતાં તેનું મન દુભાય. આ પાછળથી તેના ધ્યાનમાં આવ્યું. પોતાના બોલવાનું આવું પરિણામ ન થાય એવા હેતુથી તે તાબડતોબ વિષયાંતર કરવાના હેતુથી બોલ્યો:—

"ઠીક ચાલો. આવી ઠઠ્ઠા મશ્કરીથી શો લાભ ? તારા મનમાં આવવાનું જ છે તો અમે અમારે ગાડી વગેરેની તૈયારી રાખીશું. પદ્માબ્હેન, તું અમારી સાથે આવી તેથી ખરેખર અમને બધાને ઘણો આનંદ થયો છે.

તું આવી ન હત તો છેક સુનું સુનું લાગત. માલુબ્હેનને તો બિલકુલ ગમત જ નહીં. પણ તે વિલાયતથી સાહેબના આવતાં લગણુ જ હો! તે સાહેબ આવ્યા ને એક વખત તેમની દષ્ટોદષ્ટ મળી અને મેળાપ થયો કે પછી બાકીનાં બધાં માણસોનું સ્મરણ પણ નહીં રહે. જોની મારી તરફ કેવી તાકીને જુએ છે તે? પણ હું કાંઈ એની આંખમાં માઉં એવો છું કે?"

વસંતરાવે પોતાના બોલવાનું વલણ જાણી જોઈને બદલ્યું છે એ સમજી જઇ, અને પ્રથમના બોલવા વિશે તેના મનમાં કાંઈ રહે નહીં એવા હેતુથી પદ્માએ તેને કહ્યું, "વસંતરાવ, તને મશ્કરી સિવાય બીજું કાંઈ સૂઝતું જ નથી કે? એ શું તારી તરફ તાકીને જોયાં કરે છે? એ બિચારી એક અક્ષર પણ બોલતી નથી, તું જ બોલ બોલ કરે છે; અને તેને ચ્હીડવવાનું કરે છે. પણ એ એક અક્ષર સુદ્ધાં બોલવાની નથી."

"પદ્માબ્હેન, બોલવાનું સૂઝે તો બોલે ને? અને બોલવા જેટલું તેનું ચિત્ત સ્થિર હોય તો કાંઇ સૂઝે ને? એનું ચિત્ત ગયું છે સમુદ્રમાં પેલી આગબોટ ઉપર. આપણા જતાં પેહેલાં એણે ક્યારનુંએ પોતાનું ચિત્ત મોકલી દીધું છે! એમ કરવા માટે કોઇની પરવાનગી પણ લેવી પડતી નથી, તેમ કાંઇ ભાડું પણ ખરચવું પડતું નથી. ખરૂં પૂછો તો એ તો એડન જઇ બેસવાની હતી, પણ છેક અધીરાઇ દેખાઇ આવે તેથી ગઇ નહીં. એક વખત એણે મને પૂછ્યું હતું કે 'એડન સુધીનું શું ભાડું પડે છે ને ક્યારે નીકળવું પડે છે?' હું ધારૂં છું કે થોમસકુકને એણે એક પત્ર પણ લખ્યો હતો! ઉત્તર શું આવ્યું તે કાંઇ સમજાયું નથી."

"બસ રે ભાઈ બસ, તારી કલ્પનાની તથા બોલવાની હવે હદ થઈ. હા કાગળ લખ્યો હતો. પચાસ કાગળો લખ્યા હતા." માલતી (કાંઇક ગુસ્સાથી અને કાંઇક પ્રેમથી) સપ્રેમ કોપથી બોલી, "તારી મશ્કરી તું કદી કદીયે હદબ્હાર જાય છે. એડનનું ભાડું પૂછ્યું હતું તેમાં શું થયું? મારો ભાઇ તેથી તને ન પૂછું તો કોને પૂછું?"

આ સાંભળી સર્વે હસી પડયા.

આ પ્રમાણે તેમનો વિનોદાલાપ તથા પ્રેમસંવાદ ચાલ્યો હતો. રાત એક ચુટકીમાં નીકળી ગઈ. સ્હવારના પોહોરમાં ગાડીઓ આવી. રાતરે જાગરણ થયું હતું છતાં સર્વે જલદી ઉઠી તૈયાર થઇ ગયાં. આગબોટ બંદરમાં આવ્યાની બલ્કે દૂર જ્યાં લંગર નાખે છે ત્યાં આવ્યાની નીશાની થયાની આગમચ જ કેટલાક લોકો ધક્કા ઉપર આવીને ઉભા હતા. આપણા મંડળે એક સ્ટીમ લોંચ ભાડે કરી અંદર સમુદ્રમાં જવાની વ્યવસ્થા કરી મુકી હતી. તે મુજબ

તે બે વૃદ્ધ ગૃહસ્થો, પદ્માવતી, માલતી, વસંતરાવ, ગંગાધર તથા કવિવર્ય મિત્ર એટલા જણુ લોંચમાં બેશી આગબોટ તરફ જવા નીકળ્યા. આગબોટની આગળ જાય છે તો જમાઇરાજ ડેક ઉપર જ ઉભેલા હતા. તેમની તથા આ મંડળની નજરેનજર મળી. જમાઇરાજે નમસ્કાર કર્યા. સસરાએ તથા તેમના સ્નેહીઓએ તે સ્વીકાર્યા અને મુખમુદ્રાવડે પોતાનો સંતોષ દર્શાવ્યો. વસંતરાવ તથા કવિવર્ય મિત્રે અનુક્રમે રૂમાલ તથા કવિતાનો કાગળ ઉંચે ધરી ઉરાડી તેમનું સ્વાગત કર્યું. માલતી તથા પદ્માવતીએ અનુક્રમે પૂર્ણાનંદ તથા સખેદાનંદથી યુક્ત પોતાનાં વદન ઉંચાં કરી કેવળ દૃષ્ટિમીલન વડે જ તેમને વધાવી લીધા.

થોડા જ વખતમાં જમાઇરાજ આગબોટમાંથી ઉતરી આ મંડળની બોટમાં આવ્યા. સસરા તથા તેમના સ્નેહીઓએ હસ્તાંદોલન ( શેકહેન્ડ ) કરી તેમનું સ્વાગત કર્યું. માલતી તથા પદ્માવતી ઉભાં હતાં તે તરફ જમાઇરાજે એક વખત જોઇ સ્મિત કર્યું. મંડળની સાથે વાતચિત શરૂ થઇ. આણી તરફ વસંતરાવે પોતાની બ્હેન પાસે જઇ કહ્યું, "તું પહેલો હાર પહેરાવવાને અહીં આવી છું ને ? તું હાર પહેરાવીશ નહીં ત્યાં સુધી કોઇ પણ નહીં પહેરાવે. માટે જે કામસર તું આવી છું તે કામ કરી નાખ. લગન વખતે હું ગરબડમાં હતો તેથી તેં હાર પહેરાવેલો તે મારાથી દેખાયું નહોતું. પણ હવે તો અમને જોવાનું મળે એમ કર. કવીશ્વરે પણ પોતાની કવિતા તથા હાર ત્હારા હારની અગાઉ સમર્પણ કરવાં નહીં એ હેતુથી બાજુ પર રાખ્યાં છે. અને મેં તો તેને સ્પષ્ટ કહી મૂક્યું છે કે આપણું સઘળું મંડળ એકત્ર થયા પછી સ્વાગતપર ભાષણો થાય તે વખતે એ બ્હાર કાઢવું. માટે આપે આગળ આવી હાર સમર્પણ કરવો. શરમાવું નહીં. મડમો પોતાના પતિનું સ્વાગત કરવાના કામમાં શરમાતી નથી. કેમ પદ્માબ્હેન, આપ તો છેક મુગાં થઇ ગયાં છો ? આને આપણે અહીં લાવ્યાં તે હાર–પહેલો હાર પહેરાવવાને માટે ને ? ચાલો ત્યારે તમારી જવાબદારીમાંથી મુક્ત થાઓ."

આટલું બોલી તેણે પદ્માવતી તરફ જોયું તો તેની મુદ્રા તેને ખેદયુક્ત દેખાઇ. મનમાં થતો ખેદ બ્હાર ન બતાવતાં આનંદયુક્ત મુદ્રા રાખવાનું કામ કેટલું કઠણ છે ? તે સાધવા સારૂ પ્રયત્નનો આરંભ થાય છે ત્યારે કેટલો ત્રાસ પડે છે ? જેને એનો અનુભવ થયો હોય છે તેને જ પદ્માવતીની તે સમયની સ્થિતિની કલ્પના આવશે. તે આવો પ્રયત્ન કરે છે એવું વસંતરાવને સ્પષ્ટ તેના ચહેરા ઉપરથી દેખાયું. તેથી તેણે પોતાનું બોલવું તેટલેથી જ અટકાવ્યું. પદ્માવતી પોતાની સખીની તરફ જોઇ હસીને બોલી, "વસંતરાવ કહે છે તે ખરૂં છે. પહેરાવવા આણેલો હાર આગળ તો ઘર એટલે તે જ પોતાનું ડોકું તેમાં નાખશે એટલે થયું."

આ સાંભળી માલતી હસી. પદ્માવતીનું બોલવું જમાઈરાજને કાને ગયું. તે પણ સાંભળીને હસ્યા, અને તે બંને તરફ આનંદયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યા. વસંતરાવે માલતીના હાથમાં હાર આપી "ચાલ, હવે લાજ શરમ કાંઇ કામની નહીં હો. 'आलीया भोगासी, असावें सादर। पति कंठी हार घालावया ॥' એવું તુકારામ બુવાનું વચન છે. કહેવત છે કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા ન જવું. એમ કહી તેણે જમાઇ-નો હાથ પકડી તેમને માલતીની આગળ ઉભા કર્યા. પોતે કયાં છે ને શું કરે છે, તેનો ખ્યાલ પણ વસંતરાવને રહ્યો નહીં. વિનોદના પ્રવાહમાં તે વહ્યો ગયો. આખરે હવે હાર પહેરાવ્યા વિના છૂટકો જ નથી એમ જાણી માલતી-એ હાર પોતાના પતિની આગળ ધર્યો; અને તેની લજ્જિત તથા આનંદિત મુદ્રા જોઇ તેણે પણ તે હારમાં પોતાનું મસ્તક ઘાલ્યું. સર્વેએ તાળીઓ પાડી. બંને વૃદ્ધ ગૃહસ્થોને ઘણો આનંદ થયો. પરંતુ પદ્માવતીના નેત્રમાંથી આંસુનાં ટીપાં અને તેના પિતાના મુખમાંથી એક નિસાસો બ્હાર પડયાં. આ મંડળની બોટ જલદી ધક્કા ઉપર આવી પહોંચી. સર્વે તેમાંથી ઉતર્યા એટલે ત્યાં એકત્ર થયલાઓએ તાળીઓ પાડી; બધાએ હસ્તાંદોલન કર્યું, અને ગાડીમાં બેશી સર્વે બંગલે જવા નિકળ્યા. કવીશ્વરે છપાવેલી કવિતાનું પડીકું હજુ બંધ જ રહ્યું હતું. બંગલા ઉપર જઈ સર્વ મંડળ બેસે ત્યાર પછી માનપત્ર તરીકે તે કવિતા વાંચી બતાવવી એમ ઠર્યું હતું.

એક ગાડીમાં માલતી, પદ્માવતી, વસંતરાવ તથા જમાઇરાજ એટલાં બેઠાં. બીજીમાં પેલા બે વૃદ્ધ ગૃહસ્થો હતા. બીજી બે ત્રણ ગાડીઓમાં બીજા તરુણ સ્નેહીઓ હતા; તથા કેટલાક ટ્રામમાં બેશી આવીએ છીએ એમ કહી ટ્રામમાં બેસવા ગયા. વૃદ્ધો બેઠા હતા તે ગાડી સૌથી આગળ ચાલતી હતી. તેની પાછળ પદ્માવતી વગેરે બેઠાં હતાં તે ગાડી હતી. પદ્માવતી તથા માલતીને મુખ્ય બેઠક ઉપર બેસાડયાં હતાં. વસંતરાવ તથા જમાઇરાજ તેમની સામેની બેઠક ઉપર બેઠાં હતાં.

પદ્માવતીનું ચિત્ત આ વખતે કોઇ પણ અન્ય સ્થળે ગુંથાયું હતું. પરંતુ તેની દૃષ્ટિ આગળની ગાડી જેમાં તેના પિતા બેઠા હતા તે ગાડી તરફ હતી. તે તેણી તરફ શામાટે જોતી હતી? તેના પિતા સંબંધી તેના મનમાં કાંઈ વિચાર ઉદ્ભવ પામ્યાથી કે કોણ જાણે; પણ તે અતિ સૂક્ષ્મ દૃષ્ટિથી તે તરફ જોતી હતી એ વાત તો ખરી. તે છેક ચૂપ બેઠી હતી. માલતી લજ્જાથી અધોવદના થઈ વચ્ચે વચ્ચે ચોર દૃષ્ટિથી તેના પતિની તરફ નજર ફેંકતી હતી. પોતે શું બોલવું તે તેને ન સુઝવાથી તેનો પતિ પોતાની સાથે જ હસી વચમાં વચમાં તેની પત્નીની તરફ જોતો હતો. વસંતરાવના હોઠ

પર વિનોદના પુષ્કળ શબ્દો ઉભરાઇ આવતા હતા, પરંતુ પદ્માવતીની આવી બાહ્યતઃ શૂન્ય તથા ખિન્ન સ્થિતિ જોઇ તે અતિ કષ્ટથી અત્યંત આત્મસંયમન કરતો હતો. એટલામાં કાંઇક ચમત્કારિક બનાવ પદ્માવતીની દૃષ્ટિએ પડયો. કોઇ માણસે કાંઇ વસ્તુ–કાગળ જેવી વસ્તુ–પોતાની આગળની ગાડીમાં ઘુસાડી દીધી એમ તેણે જોયું. આ માણસ કોણ અને તેણે તે ગાડીમાં શું ફેંકયું એ બાબતનો તે વિચાર કરે છે એટલામાં તો તે માણસ તેની ગાડી પાસે આવતાં જ, બલ્કે તે માણસ જ્યાં ઉભો હતો તે જગાએ તેની ગાડી જતાં જ, તેણે એક લીફાફો–લાખની સીલ કરેલો લિફાફો–તાકીને તેના ખોળામાં જ નાખ્યો. ગાડીમાં શું નાંખ્યું તે અને તે કોણે નાખ્યું તે જોવા સારૂ વસંતરાવે બ્હાર ડોકીયું કરી જોયું એટલામાં તો તે માણસ ત્યાંથી છેક અદૃશ્ય થઇ ગયો હતો. કદાચ, તે શખ્સ તેટલામાં જ કોઇ ઠેકાણે હત તો તે ફલાણો જ માણસ હોવો જોઇએ એવો સંશય લેવાને કોઇને પણ કાંઇ કારણ સરખું દેખાયું નહીં. પછી, તે માણસે અંદર શું નાંખ્યું છે તે જોવા સારૂ તેણે અંદર જોયું તો પદ્માવતીને તેના ખોળામાંનો લિફાફો હાથમાં લઈ તેના ઉપરનું શરનામું લક્ષપૂર્વક નિહાળતી દીઠી. અક્ષર ઓળખતાંવાર તેણે એક ઉંડો નીસાસો નાખ્યો. ગુપચુપ તે લિફાફો ફોડી, ઉઘાડી, અંદરના કાગળ ઉપર નજર ફેરવી ફરીને કાગળ પાકીટમાં ઘાલીને પાકીટ પોતાના પોલકાના અંદરના ગજવામાં મુકવા લાગી. જમાઇ છેક અજાણપણાથી બધા તરફ જોવા લાગ્યા. માલતીને કાંઇક શંકા આવી અને તેને લીધે તેને ભીતિ ઉત્પન્ન થઇ. પરંતુ શું બોલવું તે તેને સૂઝયું નહીં. બુધવારની રાત્રિના પ્રસંગ તથા શખ્સ સાથે આ મનુષ્યનો કાંઇ સંબંધ હશે એમ વસંતરાવને ખાતરી પૂર્વક લાગ્યું અને એ પત્ર કોનો છે, શી ભાંજગડ છે, મને જોવા દે એમ પદ્માવતીને કહેવાનું તેના મનમાં આવ્યું. પરંતુ તેનાથી તે પ્રમાણે બોલાયું નહીં. તે પોતે જ મને કાગળ બતાવશે; હમણાં નહીં તો પછી. એમ પોતાનું મન વાળી બેશી રહ્યો. ચાલતી ગાડીમાં કોઇ અજાણ્યા માણસે પદ્માવતીના શરીર ઉપર કાંઇ કાગળ ફેંકયો અને તે પદ્માવતીએ ફોડી ઉપર ટપકેથી વાંચી જોઈ ગુપચુપ પોતાના ગજવામાં મુકી દીધો. તે જોઇ જમાઇરાજના મનમાં કાંઈ શંકા આવ્યા વિના રહેવાની નથી, અને તેથી તે પોતાને વિશે કાંઈ તરેહવાર વિચાર બાંધશેઃ એવા એવા વિચારે પદ્માવતીના મનને સ્પર્શ કર્યો નહોતો એમ નહોતું. પરંતુ તેના મનમાં જે કાંઈ ઉદ્ભવશે તે પોતાની સખીની દ્વારા દૂર કરી શકાશે એમ મનમાં સમજી તેને તે વખતે ચૂપ બેશી રહેવું પડયું.

આ બનાવ બન્યા પછી બંગલે પોહોંચતાં સુધી કોઇ કાંઇ પણ બોલ્યું નહીં.

# પ્રકરણ ૧૫ મું.

## કવિવર્યની કવિતા.



રસ્તે જતાં ગાડીમાં પોતાની ઉપર અજાણ્યા માણસે જે પત્ર ફેંક્યો હતો તેમાં કાંઈ જ માલ નહોતો, એમ જ પદ્માવતીએ બાહ્યતઃ દર્શાવ્યું. આપણે ગાડીમાં બેશી રસ્તેથી જતાં હોઇએ અને નાટક, જાદુના ખેલ, મેજીકલેન્ટર્ન, સિનામેટોગ્રાફ વગેરેની જાહેરાત વેહેંચનારા ગાડીમાં ઝટપટ જાહેરાતની પાંચ દશ નકલો નાખી દે છે; તે જાહેરાત આપણે હાથમાં લઇ વાંચી જઇએ છીએ. પરંતુ તરત જ તેમાં કાંઇ માલ નથી એમ ધારી તે નીચે નાખી દઇએ છીએ અગર ત્યાં જ આમતેમ પડી રહેવા દઇએ છીએ, તેના જેવો જ આ પત્રનો બનાવ બન્યો છે, તેમાં વિશેષ વિચાર કરવા જેવું કાંઈ જ નથી એમ ત્યાં બેઠેલાં બીજાંઓને ભાસ થાય તે માટે પદ્માવતીએ પોતાથી બનતી કોશીશ કરી. તે પત્ર પ્રથમ વાંચી ગજવામાં મુકતાં સુધી તેની મુખચર્યા ઘણી વિલક્ષણ થઇ હતી. પરંતુ આશરે પાંચેક મિનિટ વીતી ગયા પછી પોતાના વિચારોની અસર પોતાની મુદ્રા ઉપર જણાવા ન દેવાનો તેણે પ્રયત્ન આરંભ્યો અને તે પ્રયત્નમાં તેને ઘણે અંશે યશ પણ પ્રાપ્ત થયું.

એ પત્રને સંબંધે પદ્માવતીને કાંઇ પણ પૂછવું એવો વસંતરાવને પ્રથમના ઝટકા સરસું લાગ્યું. પરંતુ પદ્માવતીએ એ પત્ર ઉપરટપકેથી વાંચી જોઈ છેક શાંતપણે પોતાના પોલકાના ગજવામાં મુક્યો અને તે સંબંધે કાંઇ પણ ઉદ્દગાર કાઢ્યો નહીં તેથી આપણે આપણી જીજ્ઞાસા દાબી રાખવી જોઇએ એવું એને લાગ્યું. અને એણે એમ કર્યું પણ ખરૂં. આ વચમાં જ બની ગયલા બનાવથી તે સર્વેની અવસ્થા ચમત્કારિક બની. બધા જ છેક સ્તબ્ધ બેશી રહ્યા છે એ કાંઈ ઠીક થતું નથી એમ લાગવાથી જાણે કાંઈ વિશેષ બન્યું જ નથી એમ દર્શાવતાં તે એકદમ બોલ્યો, " પદ્માબ્હેન, ઘેર દરેક જણ કેવી કેવી બડબડાટ કરી રહ્યું હતું. હું આમ કરીશ ને તેમ કરીશ, ફલાણું પૂછીશ ને ઢીકણું પૂછીશ. પતિ પત્નીએ ભરી સભામાં એક બીજા સાથે બોલવામાં શી હરકત છે ? અને અમે તો કોઇની પણ દરકાર ન રાખતાં બોલીશું. એવાં એવાં આજ કેટલાક દિવસ થયાં ગપ્પાં ચાલતાં હતાં

તે હવે ક્યાં લપાઈ ગયાં ! એવું એકદમ શું થઇ ગયું? વિલાયતી પોશાકના તેજમાં તે માણુસ છેક અંજાઈ ગયું હોય એમ લાગે છે."

વસંતરાવનું આ બોલવું પદ્માવતીને ઘણું લાભકર્તા થયું. જે બનાવ બન્યો હતો તેમાંથી મુક્ત થવા સારૂ કાંઇક બીજી વાતચીતની શરૂઆત થવાની જરૂર હતી. તે પ્રમાણે આરંભ થયો, તેથી તેના ઉત્તર દાખલ એણે વસંતરાવને કહ્યું, " વસંતભાઇ, તમને મૂળમાં તો મશ્કરી કાંઇ ઓછી પસંદ નથી. તેમાં વળી આવો પ્રસંગ એટલે બાકી શું ? તમારૂં તો ઠીક છે. અમે બાયડીઓ અમારી મેળે કાંઇ બોલવા માંડીએ તો તમે અમારી મશ્કરી કરો તેમાં તમને કાંઈ હરકત જણાય નહીં. વારૂ, ન બોલીએ તોપણ મશ્કરી તો છે જ. બોલીએ તો અમે સ્વચ્છંદી ગણાઇએ, ન બોલીએ તોપણ તેવાં જ. પ્રથમનું કરીએ તો અમને શરમ નથી એમ કહેવા તમે તૈયાર, ને બીજી રીતનું અવલંબન કરીએ તો અમે હદથી જ્યાદે શરમાળ છીએ એમ કહેવાને પણ તમે તૈયાર ! ત્યારે અમારે વર્તવું શી રીતે તે અમને કહો એટલે અમે તેવી રીતનું વર્તન રાખીએ."

આ ઉપરથી વસંતરાવ એકદમ બોલી ઉઠ્યો, " હવે અમારે શા માટે કહેવું પડે ? અને અમે કહીએ પણ શું ? અમે પડયા ગામડીઆ. સાહેબ લોકની રીતભાત, અને તે વળી સાહેબની સમક્ષ, અમે કહેવા બેસીએ એટલે પછી શી પૂછવાની વાત ? હમણાં જ તેં છિછલાં કહ્યું તેમાં જ અમારી ગણના થાય." આટલું બોલીને તે પોતાના બનેવી તરફ વળ્યો અને હસીને બોલ્યો, " કેમ, ઓ સાહેબ ! તમે મારી બ્હેનને માટે એકાદી માર્ગોપદેશિકા તૈયાર કરશો કે ? નહીં તો મારી બ્હેન છે અજાણ, તેને કાંઈ સૂઝશે નહીં. હજારો ભૂલો કરશે. માટે આપ જો એકાદી માર્ગોપદેશિકા તૈયાર કરશો તો ઠીક પડશે. મારી બ્હેને સંસ્કૃત માર્ગોપદેશિકાનો સારો અભ્યાસ કર્યો છે. 'મંદિરાન્તઃ પ્રવેશિકા' પણ તેણે પૂરી કરી છે, તેથી એવાં પુસ્તકો વાંચી અભ્યાસ કરવામાં એને અડચણ પડશે નહીં. મારી બ્હેનની છેક ફજેતી થાય નહીં માટે મારી આપને આટલી વિનંતિ છે."

માલતીને તેના ભાઈનું આ બોલવું બિલકુલ પસંદ પડયું નહીં. એની મશ્કરીમાં મર્યાદાતિક્રમ ઘણો થાય છે; મશ્કરી કોની કરવી, ક્યારે કરવી, ક્યાં કરવી ,અને કેટલી કરવી વગેરેનું એને કાંઇ ભાન રહેતું નથી એમ તેના મનમાં વારંવાર આવતું હતું.

જમાઇરાજ વસંતરાવનું બોલવું માત્ર સાંભળ્યાં જ કરતો હતો. અતિ સુંદર સ્મિત તેના વદન ઉપર દૃશ્યમાન થયું. વચ્ચે વચ્ચે તે પોતાની લજ્જિત

અતઃએવ અધોવદના પત્નીની તરફ દૃષ્ટિ માત્ર ફેંકતો હતો. પરંતુ એક અક્ષર પણ તે બોલ્યો નહીં.

આવી સ્થિતિમાં તે સર્વ બંગલે જઈ પહોંચ્યાં. પોતાને કાંઈપણ અંકુશ નડે નહીં એટલા માટે વસંતરાવે બેઠક નીચલા ભાગ ઉપર રાખી હતી. વૃદ્ધોને માટે ઉપર વ્યવસ્થા રાખી હતી, એ આપણે ઉપર કહી ગયા છીએ. મંડળ બંગલામાં આવ્યું કે તરત વસંતરાવ જમાઇને ઉપર લઇ ગયો. અને તેને માટે ખાસ તૈયાર રાખેલા દીવાનખાનામાં લઈ જઈ તેમને તેણે કહ્યું, "મિત્રમંડળ આવે અને ચાહ તૈયાર થાય એટલીવારમાં તમે આ તમારો મુસાફરીનો પોશાક ઉતારો અને ચાહ પાનનાં કપડાં પેહેરો. આપનાં કપડાં ઉતારવા કોઇ માણસની જરૂર હશે તો તેને હું મોકલી દઇશ. 'માણસ' એ શબ્દ ઉચ્ચારતી વખતે તેણે હસી જમાઇ તરફ આંખો મચમચાવી જોયું. ત્યારે તેમણે વસંતરાવને કહ્યું, "તમારી વૃત્તિ ત્રણ વર્ષ અગાઉ જેવી હતી તેવી ને તેવી કાયમ જ છે. તેમાં કાંઈ ફેરક પડયો નથી. વિનોદ સિવાય આ જગતમાં બીજું કાંઇ જ નથી ને?"

'જોઇશું હવે.' વસંતરાવે ઉત્તર આપ્યું, "વિનોદ સિવાય આપે હાલ શું આણ્યું છે તે જોઇશું. આપની જરૂરીઆત ઉપરાંત બીજાને આપવા જેટલું અધિક હશે તો આપની પાસે માગી લઇશ, એટલે તો થયું કે નહીં? આપે જેટલા જથામાં તે આણ્યું હશે તે ઉપર બધું અવલંબીને રહેશે. વિલાયતી સિરિઅસનેસ (ગાંભીર્ય) એ પદાર્થ કેવો હોય છે તે હવે જોઇશું. હાલ તો આપની ગરમ ગ્રેવિટિ (ગૌરવ) અમને મળે ત્યાં સુધી અમારો નિકૃષ્ટ વિનોદ આપે ગ્રહણ કરવો. આપનો ડ્રેસ હવે જલદીથી બદલજો. આપણું મિત્ર મંડળ આવતાં સુધી હું નીચેની વ્યવસ્થા કરૂં છું. આપની સર્વ વ્યવસ્થા અહીં રાખી છે."

આટલું બોલી વસંતરાવ ત્યાંથી ચાલ્યો ગયો. એટલામાં તો સર્વ મંડળ ત્યાં એકઠું થઇ ગયું. પછી જમાઇરાજ પધારે તેટલામાં શી શી વ્યવસ્થા કરવી, તે આવે એટલે મંડળે તેમનું સ્વાગત કેવા પ્રકારે કરવું, જે હસાહસ બંદર ઉપર મચી રહે એવી સર્વેની ઇચ્છા હતી પરંતુ ત્યાંની એકંદર ધમાલને લીધે ત્યાં તેમ કરવું શકય થયું નહીં; તે હવે અહીં શી રીતે બનાવી આણવી એ વિશેનો વિચાર કાયમ થયો. પોતે ઉપરથી નીચે આવે એટલે તાળીઓ પાડી ફલાણાએ હાથ પકડી તેમને મધ્યસ્થાને આણી બેસાડવા, અમુકે ઉઠી ભાષણ કરવા માંડવું, પછી અમુકે પોતાની કવિતા વાંચી સંભળાવવી એવી

એવી યોજના થઈ. વસંતરાવ ચાહ તૈયાર કરવાની ગરબડમાં હતો. પદ્માવતી, માલતી તથા તેની મા ઉપર જઇ પોતપોતાના કામમાં ગુંથાયાં હતાં.

થોડા જ સમયમાં સર્વ વ્યવસ્થા પૂરી થઈ. ચાહ તૈયાર થઇ એટલે વસંતરાવે જમાઇને બુમો પાડવા માંડી. જમાઇ પણ ઉતાવળથી પોતાનાં કપડાં બદલી ધોતીઉં તથા શર્ટ પહેરી નીચે આવ્યા. તેમણે બારણામાં પગ મુકયો કે તરત મંડળે તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા. ગંગાધરે આગળ જઇ તેમનો હાથ પકડી અગ્રસ્થાને તેમને બેસાડવાની ખેંચતાણ કરવા માંડી. તે કાંઈ ત્યાં બેસે નહીં; તોપણ મંડળે તેમને આગ્રહ કરી ખેંચી જઈ જબરીથી ત્યાં બેસાડયા. એટલે તે બોલ્યા, " તમે આખું મંડળ મારી વાજબી કરતાં વધારે મશ્કરી કરો છો. તમે આ શું માંડયું છે વારૂ ? " એમના આ ઉદ્‌ગાર કાને પડતાં જ કવિરાજ ઉઠયા અને એકદમ આગળ આવી બોલ્યાઃ—

" મિત્રો ! હું એક મહાકવિ છું એવી જ મારી આજ સુધી ભાવના હતી. પરંતુ એક અભિમાન માનવા જેવી વાત છે કે હું મહાકવિ છું તેમ એક મહા ભવિષ્યવાદી પણ છું. આપણા મિત્રે—આપણા ઈંગ્લંડથી પાછા આવેલા મિત્રે—હમણાં જ આપની સમક્ષ ઉદ્‌ગાર કાઢયો કે હું ભવિષ્યવાદી છું તે કારણથી મનમાં આણીને જ મેં તેનો ઉત્તર આપ્યો છે. એ ઉત્તર તે મારૂં પતિતપરાવર્તન ઉર્ફે " બહિષ્કૃતિ સ્વીકૃતિ " નામનું મારા મિત્રના સ્વાગતાર્થે સ્ફુર્તિ થંઇ આવતાં રચેલું કાવ્ય છે. માટે તે વાંચવાની આપ સર્વેની પરવાનગી માગી લઉં છું. "

કાવ્યનું નામ સાંભળતાં વાર જ જે હસાહસ થઇ તેનો ધ્વનિ બંગલાના સર્વે માળો ભેદી છેક બ્હાર ગયો.

હાં હાં આવીઓ કેવો પ્રસંગ,
નિઃસંગ થકી થાય સંગ;
સુણો સર્જ્જન શ્રોતા અવ્યંગ;
નિજ કાન દઇ શુભ ઢંગ. ૧

શ્રોતાજન કેરા મ્હોટા કાન
મ્હારાં પંગુ છે પામર વચન
ગમે તેમ કરી દઇ મન
સંભળાવીશ મ્હારૂં કથન. ૨

કોઈ એક કુલીન સુનર
વિદ્યાનગરીનો કિન્નર
શ્વેત દ્વીપમાંહી સંચાર
કરવા ચાલ્યો કરીને વિચાર. ૩

ત્યાં તો દ્વિજવર એક થયા છે,
ફેર ફેર થયો આજ કહે છે;
ઉદધિતીર ઉલ્લંઘીઓ છે
કહો ક્યાં ન પતિત થયો એ. ૪

તેણે ત્યાં જઇ શું શું આચરીયું
આહીં કોઇથી જાય ન કળીયું;
વિદ્યાનલ થકી તન તપ્ત થયું
હેવું વચન કહેવડાવીયું. ૫

અહીં બહિષ્કાર લોક કરે છે,
પતિત મહીં તેને ધરે છે;
પણ મિત્ર હતા અપરંપાર
તેણે તેનો કીધો સ્વીકાર. ૬

મહિમા કામ તણો હો અપાર
ઉત્તમ પતિતને શણગાર;
કહે પ્હેરાવીએ લાવ હારો
પરાવર્તનનાં ફુલ કેરો. ૭

હશે લોકે બહિષ્કાર કીધો
તેમાં આપણે શું છેહ દીધો;
જોઇએ આપણે સ્વીકારી લેવો
પારખીને કુળનો દીવો. ૮

એની પારખ વખતે એ ભાઇ
કર્ણ યુગલ તણી લંબાઇ
નહીં જાય છોડીને મન
એવું રાખવું જોઇએ ધ્યાન. ૯

કારણ એજ છે 'સ્વત્વ'ની છાપ
સહસા ભૂલી જશો મા આપ;

ધરી આપની આગળ એ હું
ધાંટા પાડી પાડીને કહું છું. ૧૦

સજ્જન શ્રોતા હો આપણને
કરૂં કાવ્યના સમર્પણને;
પતિત પરાવર્તન કેરી
આપે પોતે ધરી છે ધૂરી. ૧૧

તમ કૃપાનો દાવાનલ
કરે પાપને આળપંપાળ;
પતિત પરાવર્તન સારૂ
નિત્ય ચિત્ત દ્રવે છે તમારૂં. ૧૨

વિદ્યાવાટિકા આ અલિએ
શ્વેત દ્વીપ ઉપવનમાં જઇને
એકઠું કરી સારી રીતે
મધુ લૂંટી આણ્યું છે પ્રીતે. ૧૩

જેથી આ મિત્ર મંડળીએ
પ્રમુદિત વસંતે જોઇએ
માલતી માળા મોંઘી લીજે
પદ્માવતી સંનિધ અર્પી દીજે. ૧૪

કવિવર્યની આ કવિતાની કિંમત શી આંકવી તેના વિચારે તે મંડળમાંના એકના પણ મનને સ્પર્શ કર્યો નહીં. વચમાં વચમાં હાસ્યરસનું પૂર આવ્યું જતું હતું, અને છેલ્લે તાળીઓનો ગડગડાટ અને હસવાનો હસહસાટ રેલી રહ્યો.



# પ્રકરણ ૧૬ મું.

—:o:—

## પદ્માવતીનો તેના પિતાને પ્રશ્ન.



સર્વે મંડળ બંગલે આવ્યા પછી ઉપર વર્ણવ્યા ઉપરાંત બીજા અનેક પ્રકારે વિનોદ, સ્વાગત તથા અભિનંદન વગેરે થયું. બપોરે પેલા બે વૃદ્ધ ગૃહસ્થો જ જુદા બેશીને જમ્યા, બાકીનું સર્વ મંડળ એકત્ર બેશી મઝા કરતું કરતું જમ્યું. પદ્માવતીએ પોતાના મુખારવિંદ ઉપર પોતાના દુઃખદ વિચારોની છાયા સુદ્ધાં જણાવા દીધી નહીં. બીજાઓની પેઠે તે પણ સર્વ વિનોદ અને હાસ્યમાં ગુલતાન થયા જેવી દેખાઈ. એ જોઈ માલતીને ઘણો હર્ષ થયો. પોતે પોતાની સખીને આગ્રહ કરીને તેડી આણી તે પ્રમાણે તેને પોતાનું દુઃખ વિસારે પડેલું જોઈ તેને કેમ સંતોષ ન થાય?

પરંતુ પદ્માવતીની અંતઃસ્થિતિ તદન જુદી જ હતી. એ બહારથી જેટલી નિશ્ચિંત દેખાતી હતી, તેટલી જ અંતરમાં સચિંત હતી. જેટલો આનંદ તેની મુખમુદ્રા ઉપર જણાતો હતો તેનાથી હજાર ગણું દુઃખ તેના અંતઃકરણમાં સાલતું હતું. તેને તેની બ્હેનપણીનું સુખ જોઈ સુખ થયું ખરૂં, પરંતુ હું આટલી દુર્ભાગી કેમ, એ વિચારથી તેને દુઃખ થયા વિના રહ્યું નહીં. તેમાં વળી તેણે એક વખત વચમાં જ સર્વ મંડળની નજર ચુકવી રસ્તે ચાલતાં ગાડીમાં પેલા અજાણ્યા માણસે તેના ખોળામાં સીલબંધ જે પત્ર નાખ્યો હતો તે એક બાજુએ જઈ વાંચી જોયો. તે વાંચતાં વાંચતાં તેના મનને જે ધક્કો લાગ્યો હતો તે તથા તેને લીધે તેની ચર્યા ભયંકર થઈ હતી તે જો માલતીની દૃષ્ટિએ પડત તો પદ્માવતીના વર્તન ઉપરથી તેનું દુઃખ વિસારે પડયું છે એમ તેને કદી પણ લાગત નહીં, મનમાં સંતોષ પણ તે માની લેત નહીં. એ પત્રથી એનું મન વિહ્વળ તથા ભયભીત થયલું છતાં એણે પોતાની મુદ્રા ઉપર એ વ્યગ્રતા તથા ભીતિ બિલકુલ જણાવા દીધી નહીં. વખતે વખતે તેને એક ઇચ્છા ઉત્પન્ન થતી હતી ખરી, અને તે ઇચ્છા એ જ કે જેવી રીતે પોતાની ગાડીમાં પેલા અજાણ્યા માણસે પત્ર નાખ્યો હતો તેવી જ રીતે તેની આગલી ગાડીમાં પણ નાખ્યો હતો તેમાં શું લખ્યું હતું તે જાણવું. પરંતુ તેના પિતા એ વાત પોતાની મેળે છેડે તો એ ઇચ્છા તૃપ્ત થાય એમ હતું, નહીં તો નહીં. પોતે થઇને તેમને પૂછવાની એનામાં

હિંમત નહોતી. એ કારણથી એણે એ ઇચ્છા પણ દાબી રાખી. પોતાના ઉપર આવેલા પત્રનું શું કરવું? તેમાંના લખાણ વિશે પિતા આગળ વાત કાઢવી કે કેમ? તે વિશે તેને ચિંતા ઉત્પન્ન થઈ. આ સઘળા વિચારો તેના મનમાં ઘોળાયાં કરતા હતા, તથાપિ તેણે પોતાની અંતઃસ્થિતિનું માલતીને અનુમાન સુદ્ધાં થવા દીધું નહીં. કાળક્રમે સંધ્યાકાળ થઈ. તે સુમારમાં તેના મનમાં કાંઇક નિશ્ચય થયો; અને તેણે માલતીને એકાંતમાં મળીને કહ્યું, "માલુબ્હેન, પિતાજી ઘણું કરીને આજે રાતની ગાડીમાં પાછા જશે તેમની સાથે હું પણ જઇશ. જે કામસર તું મને અહીં તેડી લાવી હતી તે કામ થઇ ગયું. આજે મધુકરરાવ આવ્યા, તેમનું સ્વાગત થયું, સર્વ કાંઈ કાર્ય થઈ ચુકયું. હવે પિતાજી જવા નિકળે ત્યારે તું મને રહેવાનો આગ્રહ કરીશ તો તે સારૂં દેખાશે નહીં. હું આવી માટે તે મારી પાછળ અહીં આવ્યા; નહીં તો તે આવત નહીં. હું ઘરમાં હોતી નથી ત્યારે તેમની સાથે બોલવા ચાલવા કોઇ હોતું નથી, એટલે તેમને ઘરમાં બિલકુલ ચેહેન પડતું નથી, એ સર્વ તું જાણે જ છે. માટે હવે નકામો આગ્રહ કરતી નહીં, અને હવે મારે રહેવાની અહીં જરૂર પણ રહી નથી."

માલતી આ સાંભળી સ્થિર થઇ ગઈ. પછી ધીમે રહી તેણે કહ્યું, "પદ્માબ્હેન, સ્હવારથી તને પૂછું પૂછું એમ મને થયાં કરે છે. પરંતુ હિંમત ચાલતી નથી. પેલા અજાણ્યા માણસે આપણી ગાડીમાં સ્હવારે પત્ર નાખ્યો હતો અને તેં તે વાંચી ગજવામાં મુકયો તે કોનો? ને તેમાં શો મજકુર છે? તેમાં કાંઇ........"

"માલુબ્હેન, તું પાછી ઘેર આવે ત્યાર પછી મને તે વિશે પૂછજે; હમણાં પૂછીશ નહીં. પછી હું તને બધું કહીશ. કોઈ પણ બાબતમાં સલાહ લેવા જેવું મારે તારા સિવાય બીજું કોણ છે? અત્યાર સુધી મેં લીધેલા સોગંદ પાળ્યા છે. પરંતુ કાંઇ પણ વાત કરવી હોય તો તે કરવા અગાઉ બીજા કોઇની સલાહ તો લેવી જોઇએ. તેમ ન કરીએ તો કેમ ચાલે? પણ હાલ તું મને કાંઈ પૂછીશ મા. હું તને બધું કહીશ, પણ અહીં નહીં. મારા ઉપર સંકટો આવે છે તે કાંઈ એક તરેહનાં આવે છે કે? તેમાં પિતાજી શું કરશે તે કોણ જાણે! તેમનું મન આવી બાબતમાં ઘણું નિષ્ઠુર છે. તે જરા-પણ કોઇનું સાંભળવાના નથી............"

આ છેલ્લા શબ્દોથી માલતીનું મન ફરી સંશયમાં પડયું. અને તે ઉપરથી એ એને કાંઈ વધારે પૂછવા જતી હતી. પરંતુ એટલામાં નીચેથી વસંતરાવ-ની બુમો સંભળાઇ તેથી તેને એ વાત પડતી મુકી નીચે જવું પડ્યું.

પદ્માવતીના ધાર્યા પ્રમાણે ખરેખર જ તેના પિતાએ રાતની જ ગાડીમાં પાછા જવાનો પોતાનો વિચાર દર્શાવ્યો. આબાસાહેબને આગ્રહ કરી રાખી લેવા નહીં, તેમ પોતે પણ વધારે વખત સુધી અહીં હવે રહેવું નહીં; છોકરાંને એક બે દિવસ પોતાની મરજી માફક કરવા દેવું એવો વિચાર મનમાં કરી દાદાસાહેબે તેમને કહ્યું, " આપણે બંને સાથે આવ્યા છીએ તે સાથે જ પાછા જઈશું. મારે પણ અહીં રહેવાની હવે જરૂર નથી. આ તરૂણ મંડળને બે ચાર દિવસ યથેચ્છ મઝા મારવા છૂટ આપવી. તેમની મઝામાં ઓછપ આણવાનું આપણે કારણ થઇ પડીએ છીએ. કારણ, તેમને આપણને લીધે સંકોચ લાગે છે. જમાઇરાજ આવ્યા, તેમનું આપણે સ્વાગત કરવાનું હતું તે કામ થયું. હવે એક બે દિવસ તેમને ધમાચકડી કરવી હોય તો ભલે તેમ કરે."

આબાસાહેબને આથી એક પ્રકારે સંતોષ જ થયો. કારણ, જેવા બંને સાથે આવ્યા હતા તેવા બંને સાથે જ પાછા જઇશું એવો દાદાસાહેબે પોતાનો વિચાર દર્શાવ્યો અને એ તેમના પોતાના માટેની પૂજ્યબુદ્ધિનો દર્શક છે એમ તેમણે માન્યું. અને તેથી તે બોલ્યા, " નહીં, નહીં, આપ શામાટે અમસ્થા જલદી પાછા ફરો છો? આપ રહો. મને અહીં મુંબઇમાં ચેહેન પડતું નથી. મારૂં માથું દુ:ખવા માંડે છે, માટે હું ઉતાવળ કરૂં છું. આપ શામાટે ઉતાવળ કરો છો? આપ રહો. માત્ર પદ્માને હું તેડી જાઉં છું. ઘરમાં અડચણ પડે છે. આવ્યા સમાન બે ચાર દિવસ ગયા. હવે રહેવાનું કાંઈ પ્રયોજન રહ્યું નથી. "

આબાસાહેબનો સ્વભાવ દાદાસાહેબ પૂર્ણપણે જાણતા હતા તેથી પદ્માવતીને તેમણે અગાડી મોકલી હતી તે બાબત તેમને આશ્ચર્ય લાગ્યું હતું. અને હવે તેને વધારે વખત સુધી રાખવાનો આગ્રહ કરવો નહીં એમ તેમને લાગ્યું અને માલતીને સમજાવીશ એવો તેણે નિશ્ચય કર્યો. પરંતુ, માલતી તથા પદ્માવતીને એ સંબંધે અગાઉ વાત થઈ હતી તેથી માલતીએ બિલકુલ આગ્રહ કર્યો નહીં. વસંતરાવે માત્ર આબાસાહેબને કહ્યું, " આપ પદ્માબ્હેનને તેડી જશો મા. " પરંતુ તેમણે તે વાતને તોડી પાડી તેડી જવાનું જ ઠરાવ્યું. તે જ રાતરે આબાસાહેબ, દાદાસાહેબ તથા પદ્મા એ ત્રણ જણ મુંબઇથી પોતાને ગામ પાછાં ગયાં.

આબાસાહેબ તથા પદ્માવતી પોતાને ઘેર ગયાં. પદ્માવતીની માતુશ્રી અદ્યાપિ પંઢરપુરથી આવી નહોતી, આથી પદ્માને ઘરમાં બધું જોવું પડતું. તેથી તે આવી તે આખો દિવસ તેનો ગૃહકૃત્યમાં ગયો. પરંતુ વચમાં વચમાં તે

તેના પિતાના ઓરડા તરફ જઇ આવતી. તેના મનમાં તેમને કાંઇક પૂછવાનું હોય એમ દેખાયું. તેના પિતાના ઓરડા તરફ તે જતી, અંદર ડોકીયું કરી જોતી અને તેમને પુસ્તક વાંચવામાં લીન થયલા જોઈ પાછી ફરતી. એમ દિવસમાં પાંચ છ વખત થયું. તેને તેમની સાથે વાત કરવાનો યોગ્ય સમય જ મળ્યો નહીં. પરંતુ કાંઈ પણ વાત કરવાને તે ઘણી ઉત્કંઠિત થયલી હોય એમ સ્પષ્ટ જણાયું. બપોરે જમી રહ્યા પછી પિતા થોડીકવાર નિરાંતે બેસશે તે વખતે આપણે તેમની પાસે જઇશું એવો વિચાર કરી તે જમી રહ્યા એટલે પોતે ઝટપટ જેમ તેમ જમી લઇ તેમના ઓરડામાં ગઈ. તેના પિતા ટેબલ આગળ બેશી કાંઈ લખતા હતા એમ તેને જણાવાથી તે પાછી ફરી. આમ બે ત્રણ વખત થયું. આખરે ત્રીજે પોહોરે ચાહની વખતે જાતે ચાહ લઇ જઇ તેમની પાસે બેશી તેને જે પૂછવાનું હતું તે પૂછવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો. તે નિશ્ચય પ્રમાણે પાછલે પોહોરે સાડાચાર વાગતાને સુમારે ચાહ તૈયાર કરી તે તેમની પાસે લઈ ગઈ ને એણે તેમને કહ્યું, “આપ ચાહ લ્યો છો એટલામાં મારે આપને કાંઇ પૂછવું છે, આપ જો ગુસ્સે ન થાવ તો પૂછું.”

“બ્હેન, તારા ઉપર, અને વળી હું, ગુસ્સે થાઉં? સ્વપ્નમાં પણ તેં કદી કાંઈ ભૂલ કરી હોય, કે મારી ઇચ્છા વિરુદ્ધ તેં કાંઈ કર્યું હોય એમ મને કદી પણ જણાયું નથી, તો પછી હું તારા ઉપર ગુસ્સો કરૂં એ કદી શક્ય પણ છે કે? તારે જે કાંઇ કહેવું હોય તે સુખેથી કહે, ને પૂછવું હોય તે પૂછ. આમ આંચકો શા માટે ખાય છે? તું મારી સાથે બોલવામાં આમ સંકોચ કેમ કરે છે? હું ગુસ્સે થઇશ એવું તને ભય લાગે છે? ઘેલી છોકરી, તું આ શું બોલે છે? હવે આ જગતમાં મને તું અને તને હું. તેથી હું તારા ઉપર ગુસ્સે શી રીતે થાઉં? અને મને ક્રોધ થવાનું કારણ પણ શું હોય? એવું તે તારે શું પૂછવું છે? ઉલટું, મારી તો એવી તકરાર છે કે તારે મારી સાથે જેટલા ખુલ્લા દિલથી વર્તવું જોઇએ તેટલા ખુલ્લા દિલથી તું વર્તતી નથી. બોલ. હવે હું તને શા પ્રકારે સમજાવું? જે પૂછવું હોય તે પૂછ. હું તારા ઉપર કોઈ કાળે ગુસ્સે થવાનો નથી.”

આબાસાહેબનું આ બોલવું સાંભળી પદ્મા ઘણો અચંબો પામી. આવી રીતે તે અગાઉ કદી પણ બોલ્યા હોય એમ તેને સાંભરતું નહોતું. તેમની પાસે જાય કોણ ને બોલે કોણ? એવો તેમનો જેને તેને ધાક લાગતો. પરંતુ આજનું તેમનું બોલવું ઘણા જુદા પ્રકારનું હતું. તેથી આવી તક ગુમાવવી નહીં એમ ધારી તે તાબડતોબ બોલી, “પિતાજી, કાલે આપણે ગાડીમાં બેશી

બંદર ઉપરથી બંગલે પાછાં આવતાં હતાં ત્યારે રસ્તામાં એક શખ્સે તમારી ગાડીમાં કાંઈ લિફાફા જેવું નાંખ્યું હતું તે શું હતું ?"

આ પ્રશ્ન સાંભળતાં જ તેમની મુદ્રા કઠોર થઈ ગઈ. અત્યાર સુધી તેમની મુદ્રા ઉપર જે એક પ્રકારનું માર્દવ જણાતું હતું તે તદ્દન અદૃશ્ય થઇ ગયું; અને કપાળે ત્રિશળ ચઢાવી કાંઇક કઠોર અવાજે તેમણે એને કહ્યું, "કેમ? તું શું જાણે કે મારી ગાડીમાં કોઇએ કાંઇ નાંખ્યું હતું? તારે તે જાણવાની કાંઈ જરૂર નથી."

"તે વખતે હું તમારી ગાડી તરફ જોતી હતી. તે ગૃહસ્થે લિફાફા સરખું કાંઈ તમારી ગાડીમાં નાખ્યું તે મારાથી સ્પષ્ટ દેખાયું." પદ્માવતીએ શાંતપણે જવાબ આપ્યો.

આબાસાહેબ સ્થિર થઇ ગયા. પછી બોલ્યા, "જે કાંઇ હતું તે મેં વાંચી તે વખતે જ ફાડી નાખ્યું. તારે તેની સાથે શી નિસબત છે?"

"પિતાજી, આવો પત્ર ફાડી નાખ્યાથી કામ કેમ સરશે? આપ તે માંહેના લખાણનો કાંઈ વિચાર નહીં કરો? આવે વખતે પણ આપ નિષ્ઠુરપણું ધારણ કરશો શું?"

પદ્માનો આ પ્રશ્ન સાંભળી આબાસાહેબ ઘણા ચ્હીડવાયા અને જરા કરડાકીમાં જ બોલ્યા, "તે કાગળમાં શું હતું ને શું નહીં તે તું શું જાણે? કાગળ તો સીલબંધ કરી ગાડીમાં નાખ્યો હતો. તે મારા નામનો છે એમ મેં જોયું કે તરત હું સમજ્યો. તે વાંચીને તેના કકડે કકડા કરી રસ્તામાં ફેંકી દીધા. એમ છે તો પછી તેમાં શું હતું તેની તને શી રીતે ખબર પડી, કહે. હવે મારાથી કાંઈ છુપું રાખીશ મા. તારો તેને ટેકો હશે, તારી સલાહથી તે એમ કરતા હશે એવી મને કલ્પના પણ નથી. બોલ, બોલ, છોકરી, તને શી ખબર છે? તે જ તને મળ્યો હશે. એમ ન હોય તો કાગળમાં શું લખાણ હતું તે તું જાણે શી રીતે? બોલ, હવે કેમ બોલતી નથી?"

આબાસાહેબનું આ વખતનું સ્વરૂપ જોઈ પદ્માવતી છેક ક્ષુબ્ધ થઇ ગઇ, પરંતુ જે વાતમાં આજ સુધી તે પડી નહોતી, તે વાતમાં આજ તે પડી. તો હવે પાછા હઠવું એ પણ ઠીક નહીં, હવે હિંમત રાખી આખર સુધી સ્પષ્ટપણે જે કાંઈ બોલવું કરવું હોય તે બોલવું એવો નિશ્ચય કરી તેણે તેમને કહ્યું, "આપની ગાડીમાં આપના નામનો લિફાફો તે માણસે જેમ નાખ્યો તે જ પ્રમાણે મારી ગાડીમાં પણ મારા નામનો એક લિફાફો તેણે નાખ્યો હતો. તે મેં ફાડીને વાંચ્યો. એ અગાઉ તે જ માણસે આપની ગાડીમાં પણ એવો

જ લિફાફો નાખ્યો હતો તેથી મેં તર્ક કર્યો કે તે માંહેનો મજકુર પણ એવો જ હશે, અને તે તમારા હાથમાં આવે એટલા માટે તમારી ગાડીમાં નાખ્યો હશે. આ વિશે મુંબઇમાં જ હું તમને પૂછવાની હતી; પણ બંધ રાખ્યું હતું."

આબાસાહેબે તેનું આ બોલવું સંપૂર્ણ સાંભળી લીધું અને તે કાંઇક વખત સુધી ચૂપ રહ્યા. પછી બોલ્યા, "ત્યારે એ ભામટાએ તારી મારફત પોતાનું કામ સાધવાનો પ્રયત્ન માંડયો છે હેં! છોકરી, તું અતિશય શુદ્ધ, નિષ્પાપ, નિષ્કલંક છે, અને તેથી જ તું મારો જીવ ને પ્રાણ છે. પણ હું તેમને તારો આવો ઉપયોગ કરવા દઇશ નહીં. તારે માટે હું મારો પ્રાણ પણ અર્પીશ. પણ તું એ પાજી છોકરાઓના પંઝામાં સપડાતી નહીં. તારૂં તે છેક નસંતાન વાળી મુકશે. મારો તેમની ઉપર ગુસ્સો છે તે કાંઈ અમસ્થો નથી. તું તેમની દયા ખાશે, પણ તે જ ઉલટું તારૂં સત્યાનાશ વાળશે. આખરે તેમણે તને પણ પત્ર લખી તને છેતરવાનો ઘાટ રચ્યો, હેં!"

"પિતાજી, આપ એમના તરફ આટલા બધા નિષ્ઠુર કેમ થાઓ છો? તે બંને કાંઈ એવા ખરાબ નથી. કદાપિ હોય તો પણ શું? તમારા નિષ્ઠુરપણાથી તે સુધરશે કે વધારે બગડશે? તમે તેમના ઉપર આટલા નિર્દય ન થાઓ. તેમને તમારી પાસે બોલાવો. તમે જો બે માયાળુ શબ્દો કહેશો, તેમને સારી પેઠે સમજાવશો, તો તે તમારી ઉપરવટ કદી થશે નહીં."

"છોકરી, આ જ તું ઠીક ખુલ્લું મન કરી બોલવા લાગી છે. પણ તું અશક્ય કામમાં બોલે છે એટલો જ ખેદ થાય છે. મારૂં નિષ્ઠુરપણું તું દેખે છે, પરંતુ તેમનાં દુષ્કૃત્ય તરફ તારી નજર નથી. તેને શું કહેવું? તું છેક ઘેલી છે. ફરીને ઘરમાં પગ મુકવા દેવાની લાયકીના તે નથી. તું તેમને બરાબર ઓળખતી નથી. ઘરમાંથી કાઢી મુકયા પછી તેમણે શાં શાં કૃત્યો કર્યાં છે તેની તને કલ્પના પણ છે કે?"

"પિતાજી તે ગમે તેમ હોય. પણ તમે તેમની સાથે આટલા નિષ્ઠુર ન રહેશો. તેમની સ્થિતિ ઘણી ભયંકર છે. તે મને મળ્યા હતા. તેમને તમે..."

"તે તને મળ્યા? તને મળવા જેટલું પાજીપણું પણ તેમણે આચર્યું ખરૂં કે? પરંતુ........"

ક્રોધને લીધે તેમનાથી વધારે બોલાયું નહીં. તેમનું શરીર થર થર કંપવા લાગ્યું, અને તે જોઈ પદ્માવતી પણ ઘણી ગભરાઈ ગઈ.

# પ્રકરણ ૧૭ મું.

## વસંતરાવનો નિશ્ચય.



લતીના પિતા પોતાના ઘરમાં નિરાંતે બેઠા હતા. તેમની પત્ની તેમની સામે એક આરામખુરસી ઉપર પડી હતી. તેમનું બંનેનું ચિત્ત આનંદમય તો હતું ખરૂં જ, પરંતુ તેમાં કાંઇક બેચેહેની લાગતી હતી. માલતીના પિતાએ કાંઇક કહેલું તેનો પત્ની તરફથી ઉત્તર મળવાની વાટ જોતા તેના મુખ સામું જોઈ રહ્યા હતા.તથાપિ ઘણો વખત વીતી ગયો છતાં કાંઇ ઉત્તર મળ્યું નહીં, તેમ તે મળવાનું કાંઈ ચિન્હ પણ દેખાયું નહીં તેથી તે ફરીને બોલ્યાઃ—

"કેમ ? ઉંઘ આવી ગઈ કે શું ? મારે તેમને જવાબ આપવો જોઇએ. તમે વસંતરાવને પૂછ્યું કે નહીં ? મારી સાથે તે ચોખ્ખે ચોખ્ખું બોલશે નહીં તેથી તો એ કામ મેં તમને સોંપ્યું હતું. મઝા તો જુઓ. છોકરાં ગમે તેટલાં મ્હોટાં થયાં હોય, અને પિતા તેમની સાથે ગમે તેટલા ખુલ્લા દિલથી વર્તતા હોય, તોપણ તે પિતાની સાથે તેટલા ખુલ્લા દિલથી વર્તતા નથી. ન્હાનપણમાં છોકરાનો માની સાથે સંબંધ વધારે હોય છે; પરંતુ મ્હોટપણમાં-નિદાન વસંત જેવડો મ્હોટો થયો છે તે વયમાં-તો છોકરાનો માના કરતાં બાપની સાથે જ સંબંધ અધિક હોય છે. પણ કાંઈ મહત્વની, ખુલ્લા દિલથી બોલવાની બાબત આવી કે પિતા આગળ છોકરાં દિગ્મુઢ જેવાં બેશી રહે છે. તેમના મનની વાત તેમની માની મારફત જ કાઢી લેવી પડે છે. હવે આ બાબતમાં શું છે ને શું નહીં તે વસંતને સ્પષ્ટપણે મારી આગળ કહેતાં શું થતું હતું ? વારૂ, હું જો જુના વખતના રોફથી, અતડાઇથી વર્તનારા બાપના જેવો હત તો વાત જુદી હતી."

"આ બાબતમાં સ્પષ્ટ રીતે બોલતાં તેને શરમ લાગતી હશે એમ જણાય છે. તે મારી આગળ પણ સ્પષ્ટ બોલતો નથી."

"સ્પષ્ટ બોલતો નથી એમ કહી બેશી રહ્યાથી કાંઈ કામ નભે એમ છે ? તેને ખુલ્લે ખુલ્લું કહેવાની ફરજ પાડવી જોઇએ. માલીને કહે તેને પૂછવાને."

"માલીને ! વાહ વાહ ! તેની સાથે ઠઠ્ઠા મશ્કરી શિવાય બીજી વાત જ એ કરતો નથી. હું જ ફરી એક વખત ચાંપીને પૂછીશ."

"એમ ચાંપીને પૂછવા મુહૂર્ત જોવા કોઇ જોશીને બોલાવું કે? મને તો તે ગૃહસ્થ મળે છે એટલે એવું થઈ જાય છે કે એમને જવાબ શો આપું!"

"આપને જેટલી ઉત્કંઠા છે તે કરતાં મને જરાએ અધિક ઉત્કંઠા નથી કે? પણ મને જરા બ્હીક લાગે છે."

"પણ તે બ્હીક શાની?"

"બ્હીક એટલી જ કે એ છોકરાનો જવાબ કાંઈ ચમત્કારિક જ આવશે."

"ચમત્કારિક તે કેવો? હા અગર ના. એ છોકરી એને પસંદ નહીં હોય તો એની મરજી ઉપરાંત તેને આપણે એને ગળે નહીં બાંધીએ એટલી શું એને ખાતરા નથી?"

"છોકરી પસંદ છે કે નથી એ પ્રશ્ન નથી. છોકરી પસંદ નથી એમ કહેવાને કાંઈ કારણ જ નથી. આવી છોકરીને 'નાપસંદ' કોણ કહે? પણ મને જે ભય લાગે છે તે જુદો જ છે."

"ત્યારે તે શું છે તે કહેવાને આમ ગાંગાંતલાં કેમ મારો છો?"

"એમાં ગાંગાંતલાં શાનાં? પણ મારા મનની ખાતરી થતી નથી, તેથી અમસ્તું શા માટે કહેવું એમ સમજી કહેતી નથી."

"વાહ વાહ! આ કોકડું તો વધારે ને વધારે ગુંચવાતું જાય છે!"

"એમાં ગુંચવાય છે શેનું? એમાં ગુંચ કાંઇ નથી."

"ગુંચ નથી, છોકરી નાપસંદ નથી, ત્યારે બ્હીક લાગે છે એટલે શું?"

"આપને ગુસ્સો તો નહીં આવે ને? આપના આખા આયુષ્યમાં આજ પર્યંત કોઇએ આપની મરજી વિરુદ્ધ કાંઈ વર્તન કર્યું નથી, તેથી મનમાં એમ થાય છે કે હવે મને જેવું લાગે છે તેવું જો આ કામમાં થાય તો આપને ગુસ્સો આવે અને પછી તેનું કોણ જાણે શું પરિણામ આવે."

પોતાની પત્નીનું આ બોલવું સાંભળી દાદાસાહેબ હસ્યા અને બોલ્યા, "મારા ગુસ્સાની પરવા કોઈએ રાખી હોય એમ હું મારા જન્મમાં આ પહેલી જ વાર જોઉં છું. વળી, મારો ગુસ્સો મેં કદી કોઇને પણ જાણવા દીધો હોય એમ મને તો સાંભરતું નથી. ત્યારે આ નવી વાત આજે ક્યાંથી નીકળી? આવી રીતે આમથી તેમ ને તેમથી આમ એવું ગોળ ગોળ બોલવામાં કાંઈ તાત્પર્ય નથી. તમને શો ભય લાગે છે અને સાચી વાત શી છે તે મારે સર્વ ઈત્થંભૂત જાણવું જોઇએ. તે ગૃહસ્થને હું કેટલા વાયદા કરૂં? તે પણ ક્યાં સુધી મારા જવાબની વાટ જોયાં કરે? બીજાઓને ત્યાં જેમ

થાય છે તેમ આપણે ત્યાં થવાનું નથી, તેથી તો તેમણે મને તેમનું શું કહેવું કારવવું છે તે એકદમ કહી નાંખ્યું છે; માટે તું આમ કાંઈ કરીશ મા. વસંતને એક વખત બોલાવી પાસે બેસાડી સ્પષ્ટપણે પૂછી લે."

"મેં પૂછ્યું છે."

"ત્યારે તેણે શું કહ્યું ?"

"તે જ તો કહેવું ઘણું કઠણ છે!"

"તે કોઈ વિચિત્ર ભાષામાં તો બોલ્યો ન હતો જ ને ? મરાઠીમાં જ બોલ્યો હતો કે નહીં ?"

"તેણે કહ્યું, 'આજન્મ મારે લગ્ન જ કરવું નથી.' તે સાંભળી હું આભી જ બની ગઈ. પહેલ પ્રથમ જ્યારે આપનો સંદેશો કહ્યો, છોકરી કોની છે એ કહ્યું, ત્યારે તે કાંઈ જ બોલ્યો નહીં. પણ જ્યારે ફરી ફરીને પૂછવા લાગી ત્યારે 'હમણાં જ શું છે ?' 'હાલ શી ઉતાવળ છે ?' એવો જવાબ આપવા લાગ્યો. આખરે જ્યારે 'તે કાંઈ નહીં, તાત્યા સાહેબને તાબડતોબ જવાબ આપવો જોઇએ' એમ જ્યારે મેં કહ્યું ત્યારે તે બોલ્યો, 'મારા મનમાં આજન્મ અવિવાહિત રહેવું એમ છે, માટે લગ્નની બાબતમાં મને કોઇએ ફરી ફરીને પૂછવું નહીં.' આ સાંભળી હું તો ઠરી જ ગઈ. વસંતના જેવો વિનોદી, ગમતી અને પ્રેમાળ છોકરો 'આજન્મ લગ્ન કરવાનો નથી' એવું મને ઉત્તર આપશે એમ મારા સ્વપ્નામાં પણ આવ્યું નહોતું. આજ ત્રણ દિવસ થયાં એ વાત આપને શી રીતે કહેવી એમ મારા મનમાં થયાં કરતું હતું. મને એમ લાગવા માંડ્યું છે કે આપણા સુખના દિવસ વીતી જઇ હવે બીજો જ સમય શરૂ થયો છે કે શું ?"

આ સાંભળી દાદાસાહેબ ઘણા સમય પર્યંત છેક ચૂપ બેશી રહ્યા. પછી ધીમે રહીને તેમણે પોતાની પત્નીને પૂછ્યું, "ત્યારે તાત્યાસાહેબને શો જવાબ આપવો ? અમારો છોકરો લગ્ન કરવા ઇચ્છતો નથી એમ કહેવું ?"

"હવે હું તે શું કહું ? જે કાંઇ થયું તે મેં આપને જણાવ્યું છે. મને એમ લાગે છે કે આપણે બંને જણે તેને એક વખત તેના મનમાં શું છે તે ખુલ્લેખુલ્લું જણાવવા કહેવું, અને આપણી ઇચ્છા શી છે તે પણ કહી બતાવવી. મારી આગળ તે ખુલ્લા દિલથી બોલ્યો ખરો, પણ તે આવું બોલ્યો એટલે મેં કાંઇ વાત વધારે છેડી નહીં. મનમાં એમ આવ્યું કે તાબડતોબ તડ ને ભડ કરી નાંખવું. એ ઠીક નહીં."

"હું બોલાવી પૂછીશ તો કાંઈ જુદો જવાબ આપશે એમ શું તારૂં માનવું છે ?"

"હા. મને એમ લાગે છે. મારૂં પૂછવું જુદું ને આપનું પૂછવું જુદું. આપ એક વખત તેને ચાંપીને પૂછી તો જુઓ."

"હું ધારૂં છું કે તેને હમણાં જ બોલાવી પૂછીએ. તું કહે છે તેવો જ તેનો વિચાર હોય તો તે એક વખત જાણી લેવો. સેંકડો લોકો સહેજે પડપુછ કરવા આવે છે, અને છોકરીના જન્માક્ષરો, છબીઓ મુકી જાય છે, એ બધી તસદી મટી જાય. તેને બોલાવવા કોઇને કહે તો ખરી."

"વેહેતા પૂરમાં શા માટે એકદમ ઝંપલાવવું ?"

"નહીં, નહીં. તું કહે છે તેવો જ જો તેનો પાકો જ નિશ્ચય થયેલો હશે તો વખત ગુમાવવામાં કાંઇ માલ નથી. આજન્મ અવિવાહિત રહીને એ કરશે શું તે તો એને પૂછીએ ?"

"પૂછો. પરંતુ મને તો એનો નિશ્ચય પાકો દેખાય છે. આવો નિશ્ચય તેણે શા કારણસર કર્યો હશે તે માત્ર સમજાતું નથી."

"તેના મનપસંદ સ્ત્રી મળતાં સુધી લગ્ન કરવું જ નહીં એવો તેનો નિશ્ચય છે કે......"

"નારે ના. તેણે મને સાફ કહ્યું કે, મારે લગ્ન જ કરવું નથી, હું આજન્મ લગ્ન કરવાનો જ નથી."

દાદાસાહેબ કેટલાક વખત સુધી પોતાના મન સાથે જ કાંઇક વિચાર કરતા બેઠા. પછી એક નિસાસો નાંખી તેમણે પોતાની પત્નીને કહ્યું, "તેને એક વખત અહીં બોલાવ જ. મારા મનનું મને સમાધાન કરી લેવા દે. એટલે હવે પછી જો કોઈ ગૃહસ્થ 'તમારા પુત્રનું લગ્ન થવાનું છે માટે અમારી કન્યા જોઈ જાઓ' એમ કહેવા આવે તો તેને 'અમારો છોકરો લગ્ન કરવાનો નથી' એમ ચોખ્ખું કહેવાનું ઠીક પડે. બોલાવ તેને."

"બોલાવું છું. પણ, તેના ઉપર ગુસ્સે થશો મા. સૌમ્યપણે તેને જે કાંઈ પૂછવું હોય તે પૂછી લેજો. તેના મનમાં કાંઈ વિશેષ છાની વાત હશે તો, તે હું આજ નહીં તો કાલે કાહાડી લઇશ."

"ક્રોધ કરવો કે ગુસ્સે થવું એ શું તે આજ સુધી મેં જાણ્યું જ નથી. અને મારા પુત્ર ઉપર હું શા સારૂ ગુસ્સે થાઉં ? તે શું એમ સમજે છે કે હું ઘણો જ મિજાજી અને ક્રોધી માણસ છું ?"

"ના—ના. તેમ કાંઈ નથી હોં. પણ છોકરો માને નહીં; આપની મરજી વિરુદ્ધ અણગમતું કાંઇ કરી બેસે, તો થોડોક મિજાજ જાય. તેમાં વળી આ છોકરો 'હું લગ્ન જ કરવાનો નથી' એવી હઠ લઇ બેસે તો પછી......"

"તો નહીં ને બો નહીં. બોલાવ તેને. હમણાં જ તેને બધું સ્પષ્ટપણે પૂછી લેવાનું કામ આપણું છે. બ્રહ્મચર્ય—આજન્મ બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કરવો તે કાંઈ ખોટું નથી. પણ તેની સાથે તેવું કાંઈ વિશેષ મહત્વનું કાર્ય કરવાનું મનમાં હોવું જોઇએ. માત્ર બ્રહ્મચર્ય પાળવાથી કાંઇ મોક્ષ મળતો નથી."

"એમાં હું કાંઈ સમજતી નથી. મને તો લાગે છે કે તેણે પરીક્ષાઓ પાસ કરી છે. વધારે કાંઈ શીખવું હોય તો શીખવું. દાક્તર અગર વકીલ જે કાંઈ થવું હોય તે થવું. પોતાને મનમાનતી કન્યા સાથે લગ્ન કરવું, અને આપણી હયાતીમાં સંસાર માંડવો. બે ચાર છોકરાં થાય અને આપણે જે પ્રમાણે એનું કર્યું તેવું એ તેમનું કરે એ આપણી નજરે જોઇએ એટલે બસ. આપણે બીજું શું જોઇએ? પણ 'લગ્ન જ કરવું નથી' એમ એ કહે એટલે અમે શું કરીએ? હું એને બોલાવી લાવું છું."

"બોલાવી લાવ. બોલાવી લાવ. મને લાગે છે કે આજે એ બાબતમાં તેની સાથે સ્પષ્ટ વાત કરી લેવી."

બાબીસાહેબે તરત જ બ્હાર નીકળી એક નોકરને બૂમ પાડી વસંતરાવને ઉપર મોકલવા કહ્યું. નોકરે સંદેશો કહ્યો કે તરત વસંતરાવ ઉઠીને તેની મા જ્યાં ઉભી હતી ત્યાં ગયો. એ આવ્યો એટલે તેના વાંસા ઉપર હાથ ફેરવતી તે બોલી, "ભાઇ, લગ્નની બાબતમાં તેમને તને કાંઇ પૂછવું છે માટે તને બોલાવવા મને કહ્યું છે. માટે ચાલ, અને જે પૂછે તેનો બરાબર જવાબ દેજે હોં. ગાંડાઘેલા જવાબ આપતો નહીં. નકામું માઠું લાગે, ગુસ્સો ચઢે એવું કાંઈ બોલીશ મા."

"બા, એવું હું શા માટે બોલું? પણ તેં મને પૂછ્યું હતું ત્યારે મેં તને જે કહ્યું તે તેં એમને કહ્યું કે નહીં?"

"કહ્યું રે ભાઈ, કહ્યું, પણ તે કોણે? તારૂં અમે ખરૂં શા માટે માનીએ? તું કહે છે કે 'લગ્ન જ કરવું નથી.' શા માટે નથી કરવું? અમે અમારી પુત્રી બીજાને આપી દીધી, ત્યારે અમારે બીજા કોઇની પુત્રી અમારા ઘરમાં લાવવી કે નહીં?"

પોતાની માનું આ છેલ્લું વાક્ય સાંભળી વસંતરાવની વિચારવ્યાપૃત મુદ્રા ઉપર સ્મિત દેખાયું. તે કાંઈ બોલ્યો માત્ર નહીં. માની સાથે જઈ પિતા-

ની સામે જઇ ઉભો રહ્યો. તેના પિતા તેની વાટ જ જોતા હતા. તે આવી તેમની સામે ઉભો છે એમ જાણતાં વાર પોતાની મુદ્રા ઉપર તથા સ્વરમાં સહેજ કઠોરપણું આણી તે બોલ્યા, " કેમ રે ભાઇ, પેલા તાત્યા સાહેબ આજે પણ મળ્યા હતા. તેમની કન્યા તને આપવી એવી તેમની ઘણી ઇચ્છા છે. છોકરી સુસ્વરૂપ છે; નિરોગી છે; પંદરમું વર્ષ બેઠું છે. મરાઠી અભ્યાસ પૂર્ણ કરી ઇંગ્રેજી પાંચમા ધોરણ સુધી શીખેલી છે. ઘરનાં માણસો ઘણાં સારાં છે. અમારી દૃષ્ટિએ બધું ઠીકઠાક છે. તેં છોકરી જોયલી છે જ. ફરીને જોવાની ઇચ્છા હોય તો જોજે. પણ તારૂં શું કહેવું છે તે અમને નક્કી કહે."

વસંતરાવે અત્યંત નમ્રપણે જવાબ દીધો, " મેં મારી બાને કહ્યું છે."

" તેં તારી બાને જે કહ્યું તે તેણે મને કહ્યું છે. પણ તેટલાથી તેનું સમાધાન થયું નથી અને મારૂં પણ થતું નથી. માટે મને જ કહે હવે તારે જે કાંઈ કહેવું હોય તે."

" મારે વિશેષ કાંઇ કહેવાનું નથી. માત્ર——"

" વિશેષ નહીં. સામાન્ય રીતે જે કહેવું હોય તે કહે. માત્ર શું ?"

" કહેવાનું એટલું જ કે મારા મનમાં મુદ્દલ લગ્ન કરવું જ નહીં એમ છે."

" મુદ્દલ લગ્ન કરવું નથી એટલે શું ? એવો નિશ્ચય થયો છે કે પ્રતિજ્ઞા કરી છે કે સોગંદ લીધા છે, કે હાલ તને એમ લાગે છે એટલું જ ?"

પિતાના આ પ્રશ્નો સાંભળી વસંતરાવ કાંઇ બોલ્યો નહીં તેથી તે આગળ બોલ્યાઃ–" આમ જો. છેક સ્પષ્ટપણે બોલતાં તું જરા પણ આચકો ખાતો નહીં. તારા મનમાં જે કાંઇ હોય તે છેક ખુલ્લેખુલ્લું કાંઇપણ આંતરો રાખ્યા વિના મને કહી દે. મને તે બાબતમાં કાંઇ પણ માઠું લાગવાનું નથી. હું તારો એક વૃદ્ધ મિત્ર છું, તારા કરતાં મને અનુભવ વધારે છે, અને વિચાર પણ છે, એમ સમજજે. જુના રિવાજ પ્રમાણે બાપની બ્હીક રાખવી જોઇએ તેવી બ્હીક રાખીશ મા. તદ્દન ખુલ્લા દિલથી તારૂં જે કહેવું હોય તે મને કહે. તેમાં કોઈ બાબતમાં તારો વિચાર પૂર્ણ રીતે થયો નહીં હશે અગર તેમાં કાંઈ ભૂલ હશે તો તે બાબતમાં મને શું લાગે છે તે હું તને કહીશ. હું ગુસ્સે થઇશ કે મને માઠું લાગશે એવો વિચાર મનમાં બિલકુલ આણીશ નહીં. ત્યારે હવે મેં તને જે પૂછ્યું છે તેનો જવાબ દે. જો હજુ કાંઇક કાળપર્યંત લગ્ન કરવું નહીં એમ જ તને લાગતું હોય તો તેમ કહે. એ વાતનો આપણે કાંઈ સમય વીત્યા પછી વિચાર કરીશું. પણ બિલકુલ લગ્ન કરવું જ નથી એમ લાગતું હોય તો, તેમ શા માટે લાગે છે તે તપાસવું જોઇએ. વારૂ,

પ્રતિજ્ઞા અગર સોગંદ લીધા હોય તો તેમાં કાંઈ શરત અગર તેની કાંઈ મર્યાદા છે કે તે આજન્મ ચાલવાના છે? આ બધી વાતો શું અમારે જાણવી ન જોઇએ? જેવી રીતે તમારા બચપણમાં તમારી કાળજી રાખી તમને અવસ્યની ચીજો અમે પૂરી પાડીએ છીયે તે જ પ્રમાણે તારૂણ્યમાં પણ સમજવું. તમને એમ લાગતું હશે કે જે પ્રમાણે તમારૂં શરીર મજબૂત થયું છે તેજ પ્રમાણે તમારૂં મન પણ બળવાન થયું છે. પણ તમારી એ સમજ ભૂલભરેલી છે. શરીર મજબૂત થવા માટે સર્વ અવયવોનો ન્હાનપણથી એક સરખો ઉપયોગ થતો આવે છે. તમે ભૂલ કરો ત્યાં અમારે તમને સંભાળી લેવા પડે છે. ન્હાનપણમાં છોકરૂં પોતાને ચાલતાં આવડે છે, બોલતાં આવડે છે, એમ સમજી પડે આખડે છે, ભૂલો કર્યે જાય છે; મ્હોટાં માણસો તેને સંભાળી લે છે, મદદ કરે છે. આવી રીતે પુષ્કળ આવૃત્તિઓ થાય છે ત્યારે જ છોકરાનું શરીર તેના તાબામાં આવે છે. પછી તેને કોઈની મદદની જરૂર લાગતી નથી; સાહાય્યની આવશ્યક્તા રહેતી નથી. તારૂણ્યમાં મનને સંબંધે પણ એમજ થાય છે. છેક બચપણમાં જેમ છોકરાનું શરીર તેના તાબામાં હોતું નથી, તેવી જ રીતે તારૂણ્યના પ્રારંભમાં તરૂણ પુરૂષનું મન તેના હાથમાં હોતું નથી. વૃદ્ધ માણસના અનુભવની મદદથી તેનું આકલન કરવું પડે છે. ઘરડાં માણસો ઘણી બડબડ કર્યા કરે છે તેમાંનો જ આ મારો એક બડબડાટ છે એમ ધારી મારા બોલવાનો તું કંટાળતાં કંટાળતાં પણ વિચાર કરીશ તો એમાંથી થોડો પણ લેવાજોગ સાર તને મળશે. માટે હું જે પૂછું છું તેનો જવાબ ખુલ્લા દીલથી કહેજે. મનમાં જરા પણ આંચકો ખાઇશ મા."

"આજન્મ લગ્ન કરવું જ નહીં એવો મારો દૃઢ નિશ્ચય થયો છે. પ્રતિજ્ઞા કરી નથી અગર સોગંદ પણ લીધા નથી."

"પણ એવો નિશ્ચય કરવાનું કાંઈ વિશેષ કારણ?"

"કારણ છે; પણ તે મારાથી કહેવાય એવું નથી."

"મારી આગળ સુદ્ધાં કહેવાય એવું નથી?"

"હા. આપની આગળ પણ મારાથી કહેવાય એમ નથી."

"આમ શું બોલે છે વસંત? અમારાથી છાનું રાખવા જેવું તે એવું શું છે? જે કાંઇ હોય તે ખુલ્લેખુલ્લું કહી દે એમ કહ્યા છતાં પણ 'કહેવાય નહીં' એવું છે એમ?"

આમ બોલતાં બોલતાં વસંતરાવની માએ તેની તરફ અત્યંત પ્રેમયુક્ત દૃષ્ટિથી જોયું અને તેની પાસે જઇ તેની પીઠ ઉપર હાથ ફેરવ્યો.

પરંતુ વસંતરાવે કાંઈ પણ ઉત્તર આપ્યું નહીં. તેથી દાદાસાહેબ ફરીથી બોલ્યા, "તું જો, અમને તારૂં કારણ જણાવીશ નહીં તો તેમાં ક્યાં ભૂલ છે તે અમે તને કેવી રીતે કહી શકીશું? માટે બોલ, તારા નિશ્ચયનું કારણ શું છે તે કહે."

"આપ મને તે વિશે આગ્રહ કરશો નહીં. કારણ મારાથી કહી શકાય એમ નથી. પણ મારો નિશ્ચય પાકો છે."

"એ નિશ્ચય આવો જ કેટલાં વર્ષ સુધી રહેશે તેની કાંઈ અવધિ છે કે?"

"તે મારાથી કહી શકાય એમ નથી."

"કહી શકાય એમ નથી, કહી શકાય એમ નથી એનો અર્થ શો?"

વસંતરાવે મૌન જ રાખ્યું. તેથી વસંતરાવના પિતા ફરી બોલ્યા, "કહી શકાય એમ નથી એટલે શું? તું જે કહીશ તેનું મહત્વ અમે સમજી શકીશું નહીં, તે કારણસર કહી શકાય એમ નથી કે તેમાં કોઈ ત્રીજા શખસનો કાંઈ સંબંધ આવે છે તેનું નામ દેવું પડે તેથી કહી શકાય એમ નથી એમ છે, કે તારે કાંઈ એવું મ્હોટું કાર્ય આરંભવું છે કે જેમાં લગ્ન કર્યાથી તે કાર્યમાં વિઘ્ન આવી પડવાનો તને સંભવ લાગે છે, તેથી તું લગ્ન કરવા ઇચ્છતો નથી? તારાથી કેમ કહી શકાય એમ નથી? અમને કાંઈ જ જણાય નહીં તો અમારે સમજવું શું? એવી તે કેવી ગુપ્ત વાત શી છે કે તે તારે તારા માબાપથી પણ છાની રાખવી એમ તને લાગે છે?"

"શું છે તે મારાથી કહી શકાતું નથી. પરંતુ આખા જન્મારા સુધી લગ્ન કરવું નહીં એવો મારો નિશ્ચય થયો છે ખરો; અને એ મારો નિશ્ચય તોડવા આપ મને કહેશો નહીં. હું તે કદી તોડીશ નહીં."

"હું તે કદી તોડીશ નહીં" એ શબ્દોથી તેના પિતાને થોડો ગુસ્સો આવ્યો. એ ગુસ્સાનાં ચિન્હ ચહેરા ઉપર દેખાવા લાગ્યાં તેથી તેની મા વચમાં જ બોલી ઉઠીઃ—

"વસંત, તારો નિશ્ચય તોડવા તને કોણ કહે છે? પણ તેં જે નિશ્ચય કર્યો છે તે નિશ્ચય સારો છે કે નરતો તે અમારે સમજવું જોઇએ કે નહીં? અમે જે કાંઈ કહીએ છીએ તે તારા ભલાને માટે જ ને? તમે તમારૂં ભલું બુરૂં ગમે તેટલું સમજતાં હશો, પરંતુ અમારે મને તો તમે હજુ બાળક જ છો ને? હમણાં જ તને એમણે કહ્યું ને કે છોકરાં સારી પેઠે ચાલતાં બોલતાં થાય છે તેમને કોઈ આંગળાં પકડી ચાલતાં શીખવતું નથી કે શબ્દ ગોખાવી

બોલતાં શીખવવું પડતું નથી. પરંતુ કેટલીક બાબતોમાં તમારી આ વયમાં તમે હજુ બાળક જ છો. એવી બાબતોમાં શું અમારે તમને કાંઈ શીખવવું કરવું નહીં કે ? કારણ, સંસાર વ્યવહારની તમને હજુ કાંઈ ખબર નથી."

દાદાસાહેબ વચમાં જ તેને ઉદ્દેશી બોલ્યા, "છેવટ અમારી સમજ એવી છે કે તમને તેનો અનુભવ નથી. એ અનુભવ તમને છે, તમે કાંઈ ફસાવાના નથી એવી અમારી એક વખત ખાતરી થશે એટલે પછી અમે કાંઈ તમને શીખવવા આવવાના નથી. પણ ચાર માણસ જે વાત કરે છે, અને જે વાત તમારે કરવી જોઇએ એમ અમને લાગે છે, તે વાત કરવી નથી એવો નિશ્ચય કરવાનું તમને શું કારણ છે તે અમારે જાણવું જોઇએ કે નહીં? તમારા વિશ્વાસને પૂર્ણ પાત્ર એવી આ જગતમાં કોઈ વ્યક્તિ હશે તો તે અમે બે–હું અને તારી બા. પણ તું અમને પણ જ્યારે કાંઇ કહેતો નથી ત્યારે શું સમજવું?"

વસંત છેક દિઙ્ગમૂઢની પેઠે ઉભો રહ્યો, કાંઈ પણ બોલ્યો નહીં. ફરીને દાદાસાહેબે તેને પૂછ્યું, "નિદાન હવે હું તને એક એક પ્રશ્ન પૂછતો જાઉં છું તેના સરળ ઉત્તર તો આપીશને ?"

વસંતરાવે મૌન જ કાયમ રાખ્યું. તથાપિ તેના મૌન તરફ દુર્લક્ષ કરી તેના પિતાએ પૂછ્યું, "તને છોકરી પસંદ નથી શું?"

વસંતરાવે ઝટ ઉત્તર આપ્યો, "તેમ નથી."

"છોકરીનાં ઘરનાં માણસો પસંદ નથી?"

"તેમ પણ નથી."

"લગ્ન કરવા સારૂ કાંઈ શરતો કરવાનું તારા મનમાં છે?"

"ના."

"લગ્ન થયા પછી તરત જ અમારાથી જુદાં રહેવાય તો જ તમને સુખ થશે, નહીં તો સુખ થશે નહીં એમ શું તને લાગે છે?"

"એમ કેમ પૂછો છો? તેમ બિલકુલ નથી."

"યદા કદાચિત્ એમ હશે તો તેમાં અમારે કશી અડચણ નથી. તમને તે માટે વ્યવસ્થા કરી આપીશું."

"તેવું મુદ્દલ નથી."

"ત્યારે કાંઈ મહત્કાર્ય ઉપાડવું છે અને તે કાર્યમાં લગ્ન કર્યાથી બૈરીની અડચણ આવશે એમ શું તને લાગે છે?"

"હા."

"એવું કીયું મહત્કાર્ય ઉપાડવું છે?"

"તે હાલ જે મારાથી આપને કહી શકાતું નથી."

તેની મા વચમાં બોલી ઉઠી, "આવ્યો કે પાછો કહેવાય એમ નથી એ મૂળ પદ ઉપર?"

વસંત કાંઇ જ બોલ્યો નહીં. દાદાસાહેબે શાન્તપણે આગળ પૂછ્યું, "હાલમાં તે તારાથી અમને કહેવાતું નથી તો ભલે; પરંતુ તે કામ જ્યારે તું તારે માથે ઉપાડે તે પહેલાં અમને તે કહી અમારો અભિપ્રાય પૂછીશ ને?"

"હા, પ્રથમ આપને કહીશ."

દાદાસાહેબ કાંઇક વખત સુધી તેની તરફ જોઈજ રહ્યા. વસંતરાવે માથું નીચું નમાવેલું રાખ્યું હતું, તેણે ઉંચું જોયું જ નહીં. પછી તેમણે તેને કહ્યું, "ઠીક, ત્યારે જા."

વસંતરાવ જાણે કેદખાનામાંથી છુટયો હોય તેમ ત્યાંથી ઝટપટ નીકળી નાઠો.



## પ્રકરણ ૧૮ મું.

### ત્યાર પછી.



સંતરાવે ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ઉત્તર આપવાથી દાદાસાહેબને તથા તેમની પત્ની બંનેને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને ખેદ પણ થયો. દાદાસાહેબ આજ પર્યંત એમ ધારતા હતા કે તેમનાં અપત્યો સાથે તેમનું જે વર્તન છે તેથી તેમનો એમના ઉપર પૂર્ણ પ્રેમ છે, એટલું જ નહીં પરંતુ પૂર્ણ વિશ્વાસ પણ છે. પોતાને જણાવ્યા વિના તે કોઈપણ કામ કરવાના નથી, તેમજ 'ફલાણી વાતનું શું છે?' એમ પૂછતાં ઉડાવનારા ઉત્તરો તે કદી પણ આપશે નહીં. પરંતુ આજ તેમને પ્રત્યક્ષ અનુભવ જુદો જ થયો. તેમની ઇચ્છાનુસાર તેમનો મ્હોટો છોકરો લગ્ન કરવા તૈયાર નથી તે તો નથી જ; પરંતુ તેનું કારણ પૂછ્યા છતાં, તેનું ખરૂં કારણ પણ તેમને તે જણાવતો નથી. તેના આ વર્તનનું શું કારણ હશે તે વિષે તે બંનેએ નાના પ્રકારે તર્કવિતર્ક કર્યા.

'જે છોકરી આપણે પસંદ કરી છે તે તેને પસંદ નહીં હોય; એણે કોઈ બીજી જ છોકરી પસંદ કરી છે કે શું? તેણે પસંદ કરેલી છોકરી આપણે કોઈ કારણસર પસંદ કરીશું નહીં એમ એને લાગે છે કે શું? અગર સુધારાના છંદમાં પડી કોઇ બીજી જ જાતની છોકરી એણે પસંદ કરી છે, પરંતુ તેવું વિજાતીય લગ્ન થવાનું તેને અશક્ય લાગવાથી, લગ્ન કરવું જ નહીં એવો તેણે નિશ્ચય કર્યો છે કે છે શું? આવા આવા વિચારો તેમના મનમાં આવ્યા. ધર્મ, કર્મ, અબોટ આભડછેટ વગેરે દાદાસાહેબ પોતે જાતે બિલકુલ માનતા નહોતા, અને તેમની પત્નીને પણ વખતો વખત અમુક ઘેલાઈ છે, અમુક નિરર્થક છે, એમ ઉપદેશ કરી તેમના આભડછેટના કડકપણા બદલ તેમની મશ્કરી કરતા. આથી તે જો કે યદ્યપિ તેમના જેટલી વયે વૃદ્ધ હતી તથાપિ તે પોતાની જાત પુરતું જ અબોટ સબોટ સાચવતી, અને બીજાના ઉપર તે વિશે સખ્તી કરતી નહીં. તેથી કરીને તેમના ઘરમાં આભડછેટને સંબંધે, જાતિ વગેરેને સંબંધે બહુ તીવ્ર ભેદ મનાતો નહોતો. દાદાસાહેબને પોતાને જ્ઞાતિ સંબંધનું કાંઇ અભિમાન નહોતું. પરભુ, શેણવી વગેરે જ્ઞાતિમાંના પણ તેમના મિત્ર હતા. તે એમને ઘેર આવતા ત્યારે ખાવા પીવાને સંબંધે કશો પંક્તિભેદ ગણાતો નહીં. માલતીની નિશાળમાંની તેની અન્ય જ્ઞાતિની બ્હેનપણીઓ રમવા

પાસે વારંવાર આવતી અને કેટલીક તો રહેવા પણ આવતી. પરંતુ તેમને પણ 'આને અડકશો મા,' 'ત્યાં જશો મા' એમ કદી કોઇ કહેતું પણ નહીં. આ સંબંધે કાંઇ પણ કડકપણું તેમના ઘરમાં નહોતું, એટલું જ નહીં પણ સઢળપણું આચરવામાં આવતું. આ કારણથી દાદાસાહેબના મનમાં એમ પણ આવ્યું કે કદાચિત તેમના છોકરાની ઇચ્છા મિશ્રવિવાહ કરવાની હશે; અને તેમ બનવું તેને અશક્ય લાગવાથી 'તેના કરતાં લગ્ન કરવું જ નહીં તે સારૂં' એવો નિશ્ચય તો તેણે નહીં કર્યો હોય? હવે આ વિશે શું કરવું તે સંબંધે તેમનો કાંઈ તર્ક ચાલ્યો નહીં. પેલા ગૃહસ્થની છોકરીની સાથે લગ્ન કરવું એમ ઠરાવી હવે ફક્ત છોકરાને પૂછી તેમને 'હા'નો જવાબ આપવો એટલું જ બાકી છે એમ એ સમજતા હતા, તેનું આ એકદમ '**इदम् तृतीयम्**' નીકળ્યું. હવે તે ગૃહસ્થને શું કહેવું? ગૃહસ્થ સારો છે, છોકરી ઘણી સ્વરૂપવાન ને ભણેલી છે, એટલે એમને હવે શું કહેવું કે પોતાના ઉપર કાંઇ દોષ ન આવતાં વાત પડતી રહે.

એમને સર્વમાં મુસ્કિલ કોયડો લાગ્યો તે એ હતો કે પોતાના પુત્રના મનમાં ખરેખરૂં શું છે તે શી રીતે કાઢી લેવું? પોતાની પત્નીને જરા ચ્હીડવવાના ઉદ્દેશથી તેમણે તેને કહ્યું, "અમારી વાત તો બાજુએ રહી, પરંતુ તમારો છોકરો તમારા ઉપર વિશ્વાસ ન રાખે એને શું કહેશો? અમને નહીં તો નહીં, પરંતુ તમને તો પોતાનું ખરૂં કારણ તેણે જણાવવું જોઈતું હતું કે નહીં? આપણને બંનેને તેણે 'મારાથી કાંઇ કહી શકાય એમ નથી' એમ કહી ચુપ કરી દીધાં."

તેમની પત્ની થોડીકવાર સુધી ચુપ જ રહ્યા પછી બોલી, "ગમે તે કહો, પણ એટલી વાત તો ખરી કે આપણે તેને પુછ્યું અને તેણે સાફ કહ્યું કે 'મારે લગ્ન કરવું નથી; હું તો આજન્મ અવિવાહિત રહેવાનો છું.' તેથી એ બાબતમાં એનો કાંઈ પણ પાકો ઠરાવ થયેલો હોવો જોઇએ. એવો ઠરાવ શાથી થયો તે મને ઘણું જ ચમત્કારિક લાગે છે. પણ માત્ર એટલું બોલીને જ બેશી રહ્યાથી કાંઈ કામ સરવાનું છે? તે કાંઈ નહીં. મારી એકલીના ઉપર બધું ધકેલી દેવાથી કાંઈ લાભ નથી. તેમ 'હશે, જવા દો' એમ ધારી નિશ્ચિંતપણે બેશી રહેવાથી પણ ચાલે એમ નથી. તેના મનમાં શું છે તેનો પાર કાઢવો જ જોઇએ, અને તે આપે કાંઇપણ યુક્તિપ્રયુક્તિથી કાઢવો જોઇએ. મને આમ માત્ર ચ્હીડવવાથી શો લાભ?"

પત્નીનું આ બોલવું ચાલતું હતું તે વખતે દાદાસાહેબનું ધ્યાન આ બાબતનો કાંઈ વિચાર કરવામાં ગુંથાયું હતું. તેમને એમ ભાસ્યું કે જ્યારે

છોકરાએ આમ ધણીને ચોખ્ખેચોખ્ખું ઉત્તર આપ્યું છે, ત્યારે તેણે એ ઉત્તર અમસ્થી જ કાંઈ લેહેર લાગવાથી આપ્યું હોય એ સંભવનીય નથી. છોકરો કાંઇ એવો તરંગી, લેહેરી નથી. આજ પર્યંત એવા તરંગને સ્વાધીન થઈ ગમે તેવા ઉત્તર આપ્યાનું, અગર કાંઈ પણ વાંકુંચુંકું કરી બેઠાનું દૃષ્ટાંત બન્યું નથી. ત્યારે આજે જ અને આવી બાબતમાં આમ કેમ બન્યું ? તેમણે તર્ક કરવાની હદ વાળી પરંતુ પુત્રે આવો નિશ્ચય કરી આવું ઉત્તર કેમ આપ્યું તે કેમે કર્યું તેમના ધ્યાનમાં આવ્યું નહીં. એને વિલાયત જવાની ઇચ્છા હશે તો તેમ કરવામાં આપણે અનુકૂળતા છે. એની એ ઇચ્છા આપણે પૂર્ણ કરી શકીશું. બીજું કાંઇ સયુક્તિક કારણ હશે તો તે પણ સાંભળી લઈ તેને યોગ્ય સલાહ મારા તરફથી મળશે એવી એની ખાતરી હોવી જોઇએ. પરંતુ તેવું તેને કાંઇ ખાતરી પૂર્વક લાગતું નહીં હોય તેથી અગર કાંઈ અન્ય કારણપરત્વે ઓછું વધતું એ બોલ્યો જ નહીં હોય. મારી આગળ ન કહી શકાય એવું તે એ કીયું કારણ હશે ?"

તથાપિ આમ માત્ર વિચારોમાં જ ગુંથાઈ રહ્યામાં શો લાભ ? તેમણે તેમની પત્નીને કહ્યું, "તું કહે છે તે જ ખરૂં. તેની પાછળ લાગી તેની પાસેથી કારણ કઢાવી લેવું જોઇએ. હું હવે તે જ ઉદ્યોગમાં મંડું છું. તું પણ થોડી જાગૃત રહેજે. કદી કાંઈ તક આવે તો પ્રેમથી પાસે બેસાડી જરા લાડ કરી તેને પૂછી લેજે. છેક સ્પષ્ટપણે કદાચ કહેશે નહીં તોપણ સહેજ એકાદા શબ્દથી પણ આપણાથી તર્ક કરી શકાશે."

તેમની પત્નીએ તેમને જવાબ દીધો, "હું તો તેને પૂછીશ જ; પણ આપ તેના મિત્ર તથા સોબતીઓને મળી તેમની મારફત કાંઇ નીકળી શકે તો જુઓ. આપણા આનંદમાં કાંઈ નહીં તો કાંઈ પણ ઉણાપણું હોવું જ જોઇએ છીએ. નહીં તો હાલમાં આપણા સુખને બીજી જોડ નહોતી. આપણે કેવાં આનંદમાં હતાં ! મુંબઇ ગયાં શું, આવ્યાં શું, બધુંએ સાંગોપાંગ પાર પડ્યું. જમાઇરાજ પાછા આવતાં સુધી આનું લગ્ન કરવું નહીં એવા વિચારથી તો આપણે એ વાત બંધ રાખી હતી. તે એ આવ્યા અને હવે એનો વિચાર પુછ્યો ત્યારે આ નવતરૂં જ નીકળ્યું. હજુ થોડાં વર્ષ પછી લગ્ન કરીશ એમ કહ્યું હત તો એક રીતે ચાલત. આપણે કાંઈ આગ્રહ કરત નહીં, પણ કુંવારા જ રહેવાનો નિશ્ચય કર્યો છે એનું કારણ શું હશે ?"

"જુઓ, તે શું છે. માત્ર એ શું, એમ કહી ચુપ બેશી રહ્યે શું સર્યું ?"

"જોવું એટલે શું ? તેના કોઇ પણ જીગરજાન દોસ્તને મળી તેમની મારફત નિકાલ કરી લેવો જોઇએ."

" મને નથી લાગતું કે એણે એ બાબતમાં પોતાના કોઇ પણ સ્નેહીની સાથે વાત કરી હોય. માટે તેની પાસેથી જ તે કઢાવવું જોઇએ; અને તે તો મને અશકય જેવું જણાય છે. ગંગાધરને મળી તેને પુછશું તો કદાચિત કાંઈ સણસણો મળશે. બાકી ગંગાધરને પણ તેણે 'કોઇને કાંઈ પણ કહેતો નહીં' એમ કહી નહીં મુકયું હોય શા ઉપરથી ?"

" યત્ન તો કરી જોઇએ. નહીં તો પછી વાત પડતી મુકીશું. છોકરો વંઠી ગયો હશે અને તેથી તેણે આવો નિશ્ચય કર્યો હશે એ તો કાંઈ સંભવતું નથી."

" વંઠેલ ! છટ્ છટ્, મારો વસંત કદી વંઠેલ થાય જ નહીં. અમસ્થા આવા કુતર્કો કરશો મા ! કાંઈ પણ એના મનમાં આવ્યું હશે અને કર્યો હશે વિચાર કે કુંવારા રહેવું. એમાં શી મ્હોટી વાત છે? થોડા દિવસમાં એના મગજમાંથી આ ઘેલાઇ જતી રહેશે."

" અં. પોતાના છોકરાનું આમ જ લાગે છે. બીજાના છોકરાની વાત હોય તો કહશો કે વંઠેલ છે! વંઠેલપણું અને ગાંડાઈ એમાં ફેર શો તે માત્ર સમજવું ઘણું મુશ્કિલ છે."

આટલું બોલી તે બંને જણુ પોત પોતાના મનમાં સાથે વિચાર કરતાં કરતાં ઉંઘી ગયાં. ચિત્ત આટલું બેચેહેન એટલે ગાઢ નિદ્રા શી રીતે આવે? પરંતુ વિચાર કરી કરી અસ્વસ્થ થયલું મગજ કેવળ થાકી કંટાળી જઇ સ્વસ્થ થઈ જાય છે. તે જ પ્રમાણે આ બંનેની અવસ્થા થઈ હતી.

બીજે દિવસે ઉઠયા પછી દાદાસાહેબની આગળ જે પહેલો વિચાર ઉભો રહ્યો તે એ હતો કે જે ગૃહસ્થની છોકરી વસંતરાવને માટે સામી આવી હતી અને જે ઘણે ભાગે ઠર્યા સરખું હતું તે ગૃહસ્થને કાગળ શી રીતે લખવો. શું લખવું તે મહા મુશ્કિલીથી ઠરાવી પત્ર લખી તૈયાર કર્યો અને તેમની પત્નીને બોલાવી તેમાંની મતલબ કહી સંભળાવી. તે સાંભળી તેને ઘણો ખેદ થયો; પરંતુ તેમ લખવા સિવાય છુટકો જ નહોતો; તેથી તે સંબંધે તેણે પણ કાંઇ આક્ષેપ લીધો નહીં. પુત્ર કહેશે કે લગ્ન કરૂં છું તો બીજી કન્યા શોધી લઇશું. પરંતુ આ ગૃહસ્થને લટકતો રાખવામાં કાંઈ તાત્પર્ય નથી એવા વિચારથી જ આ પત્ર લખાયો હતો. પત્રમાં લખ્યું હતું કે, " મારા પુત્રનો વિચાર હાલમાં લગ્ન કરવાનો નથી. અને તેની મરજી વિરુદ્ધ લગ્ન કરી નાખવામાં કાંઈ સાર નહીં માટે આપ બીજું સ્થળ જોવાના કાર્યમાં જોડાશો તો ઠીક."

આ પ્રમાણે પત્ર લખ્યો અને તે ટપાલમાં નાંખવા જતા હતા એટલામાં તેમના મનમાં કાંઇ વિચાર આવ્યો તેથી તેમણે વસંતરાવને એક વખત ફરી બોલાવ્યો અને તેને કહ્યું, "કાલે તેં અમને સ્પષ્ટ જવાબ આપ્યો છે જ. પરંતુ હવે અમારે તેને પત્ર લખી નન્નો વાસવાનો છે. તેથી તને તે સ્પષ્ટપણે બતાવીને વાસવો એમ મનમાં આવ્યાથી આ પત્ર વાંચી જોવા સારૂ તને બોલાવ્યો છે. વાંચ. તું વાંચી રહીશ પછી હું ટપાલમાં નખાવીશ. છેક આખર સુધી જે કરવું તે તારી આગળ ગાઇ વગાડીને કરવું જોઇએ. ધ્યાનથી વાંચજે." એમ કહી દાદાસાહેબે તે પત્ર તેને આપ્યો. પત્ર કાંઇ લાંબો નહોતો તેણે તે ઝટપટ વાંચી નાખ્યો, અને ચુપકીથી જ તે વાળી તેમને પાછો આપ્યો. આપતી વખતે તે કાંઇ બોલ્યો નહીં. જેમ એકાદી કળની પુતળી તેની કળ પ્રમાણે હાલચાલ કરે તેમ તેણે તે પત્ર હાથમાં લીધો, તે ઉપર નજર ફેરવી દીધી અને વાળી તે પાછો આપી દીધો. તેથી તેના પિતાએ તેને ફરીથી પુછ્યું, "આ કાગળ મોકલું કે?" વસંતરાવે અનુમતિદર્શક પોતાનું માથું ધુણાવ્યું, અને ત્યાંથી જતા રહેવા સારૂ તેણે સળવળવા માંડયું. એટલું જ નહીં પણ તે ત્યાંથી જવા નીકળ્યો. એટલે તેના પિતાએ તેને કહ્યું, "આ બાબતમાં તેં તારા મનમુખત્યારપણે વર્તવાનો વિચાર કર્યો છે તે ઠીક છે. પરંતુ તારા ઠરાવનાં કારણો અમને જણાવ્યાં હત તો ઠીક થાત. અમારો ભાર રહેત. પણ તેમ કરવું તારા મનમાં આવતું નથી તો ઠીક છે. તને પણ શા માટે અમારે વિના કારણ ત્રાસ આપવો? જા, હજુ પણ તારે કાંઇ વિચાર કરી કહેવું એમ લાગતું હોય તો તેમ કહે. કારણ, એક વખત આ પત્ર હાથમાંથી ગયો કે પછી ફરીને હવે અમારો વિચાર ફર્યો છે એમ કોઇને લખાવાનું નથી. તારી મરજી હોય તો વિચાર કરવા મુદત લે."

"નહીં. જે વિચાર દૃઢ થયો છે તે આપને સ્પષ્ટ કળવ્યો જ છે. વધારે વિચાર કરવા જેવું નથી."

દાદાસાહેબ હવે છેક નિરાશ થયા. તેમણે લખેલો પત્ર વાંચી, આવો પત્ર લખવાનો તેમના ઉપર પ્રસંગ આવ્યો તે વિશે પુત્રને ખેદ થયા વિના રહેશે નહી એમ તેમને લાગતું હતું; પરંતુ એ મોહ નષ્ટ થયો, અને તેમને ઘણું માઠું લાગ્યું. વસંત તેમની આગળથી જવા લાગ્યો તેને તેમણે હાથવડે ઇશારત કરી ઉભો રાખ્યો અને કહ્યું:—

"વસંત, હું તને કાલથી આ વિષયમાં પ્રશ્નો પુછું છું. તું પણ તારો વિચાર શો છે તે કહે છે. તેં જે નિશ્ચય કર્યો છે તે સારો નથી એમ લાગ-

વાથી મને કાંઇ એટલું માઠું લાગતું નથી. પરંતુ અમે તારા વિશ્વાસને પાત્ર નથી એવી તારી અમારે સંબંધે જે સમજ થઈ છે તે વિશે મને ઘણો ખેદ થાય છે. કાલે જે કહ્યું તે જ આજે ફરીને તને કહું છું. આથી તને કંટાળો આવતો હશે, ગુસ્સો પણ આવતો હશે; પરંતુ તારો અમારા ઉપર વિશ્વાસ નથી એ વિચાર અમારા મનને કેટલો દુઃખદ છે તે તું જાણે તો તેમાં કાંઈ ખોટું નહીં. ”

વસંતરાવે આ સાંભળી પોતાનું મ્હોં કસાણું કર્યું. તેના મનમાં અતિશય દુઃખ થતું હશે એમ જણાયું. પરંતુ તે કાંઇ બોલ્યો નહીં.

આખરે હવે છેક સ્પષ્ટપણે છોકરાને પુછવું અને પછી તેનો કેડો છોડવો એવો પાકો વિચાર કરી દાદાસાહેબે તેને કહ્યું, “ કેમ કાંઈ બોલતો નથી ? શું છે તે સ્પષ્ટ બોલ તો ખરો ! ”

“ મારાથી કાંઈ બોલી શકાતું નથી. મારે વધારે કાંઈ કહેવાનું નથી.” એટલું જ અતિ ગદ્‌ગદ કંઠે તે બોલ્યો, અને તેના પિતા તેનો શો ઉત્તર આપે છે તેની વાટ ન જોતાં તે ત્યાંથી જતો રહ્યો.

પુત્રનો નિશ્ચય ઘણો દઢ છે એવી દાદાસાહેબની પૂર્ણ ખાતરી થઈ. પરંતુ તે આટલો ગદ્‌ગદ કેમ થયો ? તેણે કરેલા નિશ્ચયને લીધે તેને આટલો ખેદ થાય છે કે શું ? ખેદ થતો હશે તો તે પોતાનો નિશ્ચય છોડતો શામાટે નથી ? આવા આવા નાના પ્રકારના વિચારો તેમના મનમાં આવ્યા. પછી તેમને ફરીને એમ લાગ્યું કે પોતાના મનની વિરુદ્ધ આવો નિશ્ચય કરવો તો પડયો, પણ હવે તે બદલી શકતો નથી એવી સ્થિતિ તો નહીં પ્રાપ્ત થઈ હોય ? જો એવી સ્થિતિ થઈ હશે તો તેનું શું કારણ હશે વારૂ ? તેની ઇચ્છા વિરુદ્ધ આવો નિશ્ચય કરવાની એને કોણે ફરજ પાડી હશે ? તે બોલતો જ નથી. ‘ કહેવા કરવાનું કાંઈ જ નથી ’ એમ શા સારૂ કહે છે ? અને આવું બોલવાનું રહસ્ય કોની પાસેથી કઢાવવું ? ”

દાદાસાહેબનો કાંઈ વિચાર કાયમ થાય નહીં, અને એ બાબતના વિચાર તો આવ્યા વિના રહે નહીં. દુઃખનું કાંઈ કારણ ન છતાં તેમના મનમાં અચાનક દુઃખ આવી ઉભું રહ્યું.

પરંતુ તે આવી સ્થિતિમાં નિરાંતે બેશી રહે એવા ગૃહસ્થ નહોતા. તેણે વસંતરાવના ઘણા જીવજાન દોસ્તોનાં નામો મેળવી લઈ તેમને મળી અંમાં ખરી બાબત શી છે તે જાણી લેવાનો નિશ્ચય કર્યો, અને તેણે ગંગાધરને પ્રથમ મળવાનું વિચાર્યું. તેમણે તેને મુંબઇ કાગળ લખી મુદ્દામ આવી પોતાને મળવા લખ્યું. અને તે આવ્યા પછી તેને બોલાવવાનું કારણ શું

તે કહ્યું. પરંતુ આશ્ચર્યનું આશ્ચર્ય એ કે આ બધી હકીકત જાણી ગંગાધરને પણ ઘણો અચંબો જ લાગ્યો. ઉલટું એણે તો 'લગ્ન કરવું જ નથી એવો વસંતરાવે નિશ્ચય કર્યો છે એમ તેણે તેને કદી પણ કહ્યું નથી અને તેનો આવો નિશ્ચય હશે એમ મને સ્વપ્નામાં પણ આવ્યું નથી' એમ કહ્યું. ગંગાધર ખરૂં કહે છે કે ખોટું તેનો દાદાસાહેબથી તર્ક થઈ શકયો નહીં. પરંતુ ગંગાધરની મુદ્રા ઉપર ખોટાપણાની રજ માત્ર પણ છાયા દેખાઇ નહીં તેથી તેમને એમ લાગ્યું કે તેને વસંતરાવના મનની આ સ્થિતિની ખબર નથી. આ પછી બીજો માર્ગ તેમને એ હતો કે વસંતરાવના છેક જીવજાન મિત્રો બીજા કોણ છે તે ગંગાધરને પુછી લેવું. પરંતુ એ તપાસ ઉપરથી તેમને એટલું જ જણાયું કે ગંગાધરના મત પ્રમાણે તેના પોતાના જેટલો જીવજાન તથા વિશ્વાસપાત્ર મિત્ર વસંતરાવને બીજો કોઈ નહીં હોય. ત્યારે હવે 'વસંતરાવની પાસેથી સર્વ વાતનો ખુલાસો સમજી લઇ અમને કહે' એવી ગંગાધરને વિનંતિ કરવી એ માર્ગ બાકી રહ્યો. પરંતુ ગંગાધર એ કામ માથે લેશે કે કેમ કોણ જાણે એ પણ વિચાર તેમના મનમાં આવ્યા વિની રહ્યો નહીં. પરંતુ બાપનું-પ્રેમાળ બાપનું અંતઃકરણ તે શું આવા વિચારથી થોભે? તેમણે તરત ગંગાધરને કહ્યું, "ગંગાધરપંત, વસંતે આવો નિશ્ચય શામાટે કર્યો છે તે જાણતાં સુધી અમારા બંનેના ચિત્તને ચેહેન પડવાનું નથી. આજ સુધી અમે દિવસ કેવળ સુખમાં અને સરળપણામાં નિર્ગમ્યા. પરંતુ આજ ચાર દિવસ થયાં અમને આ એક હૃદ્રોગ લાગ્યો છે. એ રોગ હઠાવવો તમારા જેવાના હાથમાં છે. જન્મ પર્યંત કુંવારા રહેવાનો વસંતનો નિશ્ચય સયુક્તિક હશે તો અમને કાંઇ ખેદ થવાનો નથી. તેણે પોતાનો નિશ્ચય તોડવો એવી અમે ખટપટ પણ કરીશું નહીં. પરંતુ તેણે આવો નિશ્ચય શા કારણથી કર્યો છે તે અમારે જાણવું જોઇએ. તુ જ કહે વારૂ, અમારૂં કહેવું વાજબી છે કે નહીં? વસંતને પુછયું. પણ તે કહે છે કે મારાથી કહી શકાય એમ નથી. અમારી આગળ કહી શકાતું નહીં હોય પણ તારા જેવા મિત્રની આગળ કહેવાને હરકત હોય નહીં. અને તારા જેવા સ્નેહીએ અમને કહેવું એ તારૂં કર્તવ્ય છે. તુ તેને પુછી, તેના પેટમાં પેશી ખરૂં શું છે તે અમને કહે. તેની મરજી ઉપરાંત થઈ હું તેને લગ્ન કરવાની ફરજ પાડીશ નહીં. પણ આવો નિશ્ચય કરવાનું કારણ શું તે અમારે જાણવું ન જોઇએ કે? જુના મતના લોકોની પેઠે પુત્રવધુને માટે વલખાં મારનારા માણસ અમને ધારશો નહીં. પણ એ કાંઇ પોતાનું સાહસ કરવાના વિચારમાં હોય, અગર કાંઈ દૂર જવાનો હોય, અગર બીજા કોઈ સાહસ કામમાં

સામેલ થવાનો હોય તો તે સંબંધે અમને કાંઈ પણ માહિતી થવી જોઇએ. બીજાં માબાપોની પેઠે અમે અમારાં છોકરાંની સાથે રોફથી વર્તતાં નથી, તેમ તેમનાથી કાંઇ છાનું પણ રાખતાં નથી. ત્યારે તેમણે શામાટે અમારાથી કાંઇ વાતો છાની રાખવી જોઇએ ?"

આ સાંભળી ગંગાધર ઘણો ગુંચવાડામાં પડી ગયો. દાદાસાહેબ મનની ઉંડી લાગણીથી બોલતા હતા તે સ્પષ્ટ દેખાતું હતું. એમની સાથે કોઇએ કાંઈ પણ છેતરપિંડી કરવી જોઇએ નહીં એવું તેને લાગ્યું, અને તે કાંઇક વખત સુધી મુંગો રહ્યો. પછી બોલ્યો, "આપની સાથે હું છેતરપિંડી કરતો નથી; પરંતુ તેના નિશ્ચયનું કારણ મને ખાતરીથી ખબર નથી, માટે હું બોલતો નથી. મને માત્ર સેહેજ શંકા છે, પણ માત્ર શંકા શા સારૂ આપની આગળ ઉચ્ચારી બતાવું ? હું વસંતરાવની આગળ વાત છેડીશ. મારા મનની ખાતરી કરી લઇશ અને પછી શું છે તે આપને કહીશ. આપ આમ ખેદ કરશો નહીં. વસંત આપની અવજ્ઞા કરશે નહીં. પણ મને જે શંકા આવી છે તે જો ખરી હશે તો એ કહેતો નથી એ રાસ્ત છે."

"ત્યારે તને કાંઈ પણ ખબર છે ખરી." દાદાસાહેબે ઘણી આતુરતાથી પૂછયું.

"નહીં, બિલકુલ ખબર નથી. મારો તર્ક માત્ર છે. મને શંકા છે." ગંગાધરે ઉત્તર આપ્યું.

"શો તર્ક છે, શી શંકા છે, તે તો મને કહે." દાદાસાહેબે ફરીથી આતુરતાથી પૂછયું.

"તર્ક ! મારો તર્ક આપને કહું એમ આપ કહો છો ? ના ના, એટલું માત્ર આપ મને કહેશો મા. મારો તર્ક, મારી શંકા ખરી નહીં ઠરે તો હું આપને કહીશ કે મને આવી શંકા હતી, પણ તે ખરી નથી. પણ તે ખરી છે એમ જો મને વસંત તરફથી જણાશે તો માત્ર હું આપને જણાવીશ નહીં. મારાથી કાંઈ કહેવાય એમ નથી એમ જ આપને કહીશ."

ગંગાધર આ વાક્ય ઘણા કષ્ટથી—અત્યંત કષ્ટથી બોલતો હતો એમ સ્પષ્ટ જણાતું હતું. અને દાદાસાહેબને તે સાંભળી ઘણું આશ્ચર્ય લાગ્યું, ને તે એકદમ બોલ્યાઃ—"તું તો મને વધારે ગુંચવણમાં નાખશે એમ જણાય છે. પણ જે વાત તે તને કહે તે મને તારી મારફત પણ શા માટે કહે નહીં ? મારી આગળ છુપાવી રાખવાની ઇચ્છા શા માટે રાખવી જોઇએ ?"

"કેટલીક વાતો એવી હોય છે કે જે આપણે આપણા મિત્રો આગળ ખુલ્લા દિલથી કહીએ છીએ, પરંતુ તે જ વાતો વડિલ માણસો આગળ આપણાથી કહી શકાતી નથી; બીજાની મારફત પણ કહેવી શક્ય અગર ઇષ્ટ પણ લાગતી નથી. તેમાંની જ જો આ વાત હશે તો પછી એ આપને શી રીતે કહે અને હું પણ આપને શી રીતે કહી શકું ?"

"મને તારા આ બોલવાથી ઘણી અજાયબી લાગે છે. અમને પણ ન્હાનપણ હતું, તારૂણ્ય પણ હતું. પરંતુ વડિલ માણસે પૂછ્યું–ઘણી લાગણીથી પૂછ્યું હોય તો તેમને ન કહેવા જેવી ગુપ્ત વાત તો અમને કદી સાંભરતી નથી. તમારી આ બધી તરાહ કાંઈ ન્યારી જ દેખાય છે."

ગંગાધર આ ઉપર કાંઇ બોલ્યો નહીં. દાદાસાહેબના કહેણનો તે પ્રત્યુત્તર પણ શું આપે ? પછી દાદાસાહેબ વળી બોલ્યા, "ઠીક ભાઈ, તું તારી બધી કરામત ખરચી તેના મનમાં શું છે તે જાણી લે. અને તું જાણે ત્યાર પછી તે કારણ અમને જણાવવા જેવું છે કે નહીં તેટલું તો અમને જણાવજે. આગળની વાત આગળ જોઇ લેવાશે. કેવી ચમત્કારિક સ્થિતિ થઇ છે તે જુઓ."

પછી ગંગાધર વસંતરાવની પાસે ગયો. તેણે ત્યાં બે ચાર દિવસ રહેવાનો નિશ્ચય કર્યો.

---

# પ્રકરણ ૧૯ મું.

## આબાસાહેબ અને પદ્માવતી.



આબાસાહેબ અને પદ્માવતીનું જે વ્યકિતવિષયક ભાષણ થયું હતુ તે દિવસથી આબાસાહેબની ચિત્તવૃત્તિ કાંઇક વિલક્ષણ થઇ હતી. તે દિવસ પછી તે પાંચ વરસે વધારે ઘરડા દેખાવા લાગ્યા, અને તે નિરંતર કાંઇ નહીં તો કાંઈ પણ અતિત્રાસદાયક વિચારમાં મુંઝાઇ ગયલા દેખાતા હતા. તેમની વર્તણુકમાં બીજો એક વિલક્ષણ ફેર પડયો. આજ સુધી પદ્માવતી ઘડી એ ઘડી કયાંય બ્હાર જતી તો એ તેને જવા દેતા. પણ હવે એ તેને પોતાની નજર બ્હાર એક ક્ષણવાર પણ જવા દેતા નહોતા. 'મને જગતમાં તારા સિવાય બીજું કોઈ નથી, તું મારા કહ્યા મુજબ વર્તશે, અને અહોરાત્ર મારી કાળજી રાખવા સારૂ મારી પાસે રહેશે તો જ મારૂં આયુષ્ય કાંઇક દિવસ લંબાશે' એમ એ તેને કહેતા. હવે એ બીજા કોઈ સાથે એક અક્ષર પણ બોલતા નહોતા, અને પોતે ઘરની બ્હાર ફક્ત એક વખત સ્હવારે અગર સાંજરે જતા અને તે વખતે પણ પદ્માને સાથે જ રાખતા. પદ્મા એક પળવાર પણ તેમની દૃષ્ટિથી દૂર થતી તો તેમનાથી તે ખમાતું નહીં. તેમણે બીજાને ઘેર જવાનું છોડી દીધું. બીજા તેમને ઘેર આવતા તો તેમની સાથે એવું વર્તન રાખતા કે તેમને એમને ઘેર ફરીને આવવાનું મન થતું નહીં. માલતીને ઘેર જવાનું પણ પદ્માવતીને હાલ શકય નહોતું. ગમે તે વખતે ને કોઈ પણ ઠેકાણે જવાની વાત નીકળતી તો પદ્માવતીને નકારમાં જવાબ મળતો.

સ્થિતિ આવી પ્રાપ્ત થયાને લીધે પદ્માવતીના મનની તેમજ શરીરની સ્થિતિ ઘણી ચમત્કારિક થઇ. તેનામાં એક પ્રકારની ફીકાશ આવી, ચહેરો છેક નિસ્તેજ દેખાવા લાગ્યો. નેત્રો પૂર્વવત્ તેજસ્વી હતાં, પરંતુ તે કોઇપણ બીજી તરફ અંતર્દૃષ્ટિથી જોતાં હોય એમ દેખાતું હતું. તેના ઉપર હાલમાં આબાસાહેબની એટલી બધી દેખરેખ હતી કે તેના ઉપર કાંઈ પત્ર આવ્યો હોય તો તે પોતાની સમક્ષ ફોડીને વાંચી સંભળાવવા બાબત આગ્રહ કરતા. તેનો તેના ઉપરનો વિશ્વાસ કાંઇક અંશે ઓછો થયો છે એમ કોઇ અજાણ્યા માણુસને લાગત. પરંતુ વસ્તુસ્થિતિ જાણનારને સ્પષ્ટપણે દીસત કે આ સર્વ પ્રકાર તેમનામાં તેની પ્રત્યે વસનારા વાત્સલ્યાતિશયને લીધે જ અને

છે. હું જો એના ઉપર નજર રાખીશ નહીં તો માલીકની ગ્રહણ કરવાની શક્તિની બ્હાર ગયલા પોપટ ઉપર ટાંપીને બેઠેલો બિલાડો તેના ઉપર તરાપ મારી તેને જેમ ગટ્ટ કરી જાય તેવી જ આની સ્થિતિ થશે, એવી તેમને અહોરાત્ર ધાસ્તી લાગ્યાં કરતી હતી. તેના ઉપર તેમનો પ્રેમ નિઃસીમ હતો, અને એ નિઃસીમ પ્રેમને લીધે જ તેમનું આવું વર્તન હતું.

પરંતુ પદ્માવતીને આ વર્તનથી જરાપણ સુખ થતું નહોતું. તે તેમનાથી વિરુદ્ધ ચાલતી નહોતી, તેમના કહેવા બ્હાર એક રતિપૂર પણ જતી નહીં; પરંતુ તેને ગોંધી રાખ્યા જેવું લાગતું. તે તેમને પુસ્તક વાંચી સંભળાવતી અને તે જે લખવાનું કહેતા તે લખી કાઢતી. પરંતુ બેચાર ઘડી એકલી બેશી વિચાર કરવાનું, કોઈ બ્હેનપણીને બોલાવી તેની સાથે વાતચીત કરવાનું અગર કોઇ સખસને ઘેર જઈ તેને મળી આવવાનું મનમાં આવે તો તે તેનાથી બની શકે એમ નહોતું. કોઈ તેને મળવા આવતું તો તેની સાથે વાતચીત તેને આબાસાહેબની સમક્ષ જ કરવી પડતી. પ્રેમથી થયલી, પરંતુ પદ્માવતીને હાલ નજરકેદની શિક્ષા થઈ હતી એમ કહેવામાં કાંઈ હરકત નથી. આ નજરકેદથી હું મારી પુત્રીને મહા ભયંકર સંકટમાંથી બચાવું છું એવી આબાસાહેબની ખાતરીપૂર્વક માન્યતા હતી ખરી; પરંતુ બીજી દૃષ્ટિએ એમણે જો વિચાર કર્યો હોત તો આ વર્તનથી પોતાની પુત્રીની કેવી સ્થિતિ થતી ચાલી છે તે તેમને જણાઈ આવત. પરંતુ તેવી દૃષ્ટિએ જોવું એ તેમને સંબંધે છેક અશક્ય થયું હતું.

આબાસાહેબે આવું વર્તન ચલાવ્યું હતું તે ખાસ કારણથી કે કોણજાણે શાથી, કોઇક બાબતો વિષેની પદ્માની આતુરતા વૃદ્ધિ પામતી જતી હતી. ગમે તે વખતે આબાસાહેબને ઘડી બે ઘડી ટાળી અગર બપોરે તે ઘડી બે ઘડી આરામ કરે તે વખતે પોતાને જે તપાસ કરવી હતી તે તપાસ કરવાનો પદ્માએ નિશ્ચય કર્યો હતો. અને આવી તકની તે ઘણી દક્ષતાથી વાટ જોતી હતી. પરંતુ આવી તક તેને જલદી મળી નહીં. હવે તેના પિતાનું અને માતુશ્રીનું બિલકુલ બનતું નહીં એમ થયું હતું. તે બંનેનું બોલવું પણ થતું નહીં. માના મનમાં જે વખતે જ્યાં જવાનું આવતું તે વખતે ત્યાં તે બેલાશક જતી. ઘરમાંની અડચણ વગેરેનો જરા પણ વિચાર મનમાં આણતી નહીં. પતિની પરવાનગીની અપેક્ષા સરખી તે રાખતી નહીં. આમ ચાલી રહ્યું હતું. આખરે પોતાના મનજોગી તક મળી. તપાસ કરવાની બાબતમાં પદ્માવતી નિરાશ થઈ હતી તેવામાં એક બનાવ બન્યો. "આબાસાહેબ અમુક વખતે અમુક મુદત સુધી આરામ લે છે માટે તે વખત દરમ્યાન તું મને

આવીને મળજે, મારે જરૂરનું કામ છે." એવો તેણે વસંતરાવને સંદેશો મોકલ્યો, અને નીમેલે વખતે તે તેની વાટ જોતી બેઠી. વસંતરાવ તે વખતે આવ્યો ત્યારે એ તેને મળી અને તેને કહ્યું, "મુંબઇની કાંઈ ખબર અંતર નથી. તે જાણવા સારૂ મેં તને બોલાવ્યો છે. માટે કાંઇ વિશેષ ખબર હોય તો મને કહે."

આ સાંભળી વસંતરાવ છેક આશ્ચર્યચકિત થઇ તેની તરફ જોઇ રહ્યો. તેના આવા પ્રકારના જોવાથી પદ્માવતીની સ્થિતિ અધિક ચમત્કારિક થઈ, અને તે પણ તેની તરફ પૃચ્છાદર્શક દૃષ્ટિથી જોઈ રહી.

એટલામાં વસંતરાવે તેને કહ્યું, "કયારથી તને બાતમી નથી?"

પદ્મા: "ક્યારથી એટલે મુંબઇથી આવ્યા પછીથી."

વસંતરાવ: "મુંબઇથી આવ્યા પછીથી જ?"

પદ્મા: "હા. મુંબઇથી આવ્યા પછી હું છેક નજરકેદ જેવી છું. વર્તમાનપત્ર પણ હું મારી મેળે એકલી બેશી વાંચીશ એમ ધારૂં તો તેમ બનવું અશક્ય છે. આજે કેટલાક દિવસ થયાં મારા મનમાં તને બોલાવવાનું હતું; પરંતુ આજે જ એ યોગ આવ્યો. હવે કૃપા કરી સારી નરતી જે કાંઈ બાતમી હોય તે કહે, અને તે જલદી કહે. પિતાજી ઉઠશે એટલે પછી તારાથી અહીં રહી શકાશે નહીં. તે ઉઠે તે અગાઉ જે કાંઈ કહેવાનું હોય તે કહી દે અને જા."

વસંતરાવ ઘણો સચિંત થઈ ગયો. તેને કાંઇ પણ સૂઝતું ન હોય એમ જણાયું. કોઈ એક વાત "કહું કે ન કહું" એવો એના મનમાં ઝઘડો ચાલતો હોય એમ જણાયું. આખરે તે ઘણી ધીરજ ધરી બોલ્યો, "પદ્મા બ્હેન, તું એ ઝગડામાં શા માટે પડે છે? તેમાં પડવાથી કાંઇ હિત થશે એમ મને તો લાગતું નથી. આબાસાહેબ જે કરે છે તે બરાબર છે એમ સમજી તું ચાલ."

"વસંતરાવ, તું આ શું કહે છે? અમે ખાસ્સાં સુખમાં રહીએ અને તેમણે માત્ર છેક નાગાભિખારીની પેઠે જ્યાં ત્યાં રખડતા ફરવું એ સારૂં, એમ તું શું કહે છે? છટ્, છટ્, મને નહોતું લાગતું કે તું પણ આમ કહીશ."

"પદ્માબ્હેન, આવી સ્થિતિ પ્રાપ્ત થવાનું કારણ કોણ? તે પોતે જ નહીં કે? તે કાંઇ ન્હાના છે? ત્યારે શું તું એમની કાળજી રાખીશ? અને તું એમની કાળજી રાખીશ તોપણ તેમને શું મળવાનું છે? તું જે કાંઇ આપશે તે તેમને એક દિવસ સુધી પણ ચાલશે કે નહીં કોણ જાણે! તેમની સ્થિતિ ઘણી જ ખરાબ છે."

"વસંત, તું એમ બોલીશ મા. મારૂં મન મને એમ કહેતું નથી. એટલું જ નહીં પણ તે કુલીન છે. તેમને હાથે અતિશય ખરાબ આચરણ થાય જ નહીં. પિતાજીએ જો તેમને તલવારની ધાર પર જેવા રાખ્યા ન હત તો તે બંને આ દશામાં આવી પડત નહીં. હજુ પણ તેમની સાથે માયાથી વર્તી, ઘરમાં રાખી તેમની વ્યવસ્થા રાખીશું તો તે સારા થશે, સુધરશે, એવી મારૂં મન મને સાક્ષી પુરે છે. પરંતુ જો કોઇને આપણે 'ઘણો ખરાબ, છેક ખરાબ' એમજ કહેતાં રહીએ તો તે મૂળે ખરાબ ન હોય તો પણ ખરાબ નીવડે છે. વસંત, વસંત, તેમને સુધારવાની ખટપટ તારે કરવી જોઇએ. ખરેખર તે એટલા બધા ખરાબ નથી."

"પદ્માબ્હેન, તે ખરાબ નથી—નહીં હોય, પરંતુ તે ઘણા જ ખરાબ માણસોના હાથમાં સપડાયા છે. તે લોકો એમને હાથે શું કરાવશે અને શું નહીં તેનું કાંઇપણ અનુમાન બાંધી શકાતું નથી. કુલીન શ્રીમંત લોકોનાં છોકરાંઓને ખરાબ રસ્તે લગાડી, પોતાના પંજામાં સપડાવી તેમની મારફત પૈસા કઢાવી પોતાનું પેટ ભરનારા લોકોની જાળમાં તેઓ સપડાયલા છે. એમને તેમના સપાટામાંથી છોડવવા એ ઘણું મુશ્કિલ છે, બલ્કે અશક્ય છે. વધારે તને હવે શું કહું?"

"એવા લોકોના હાથમાંથી તેમને છોડવી સારે માર્ગે આપણે ન લગાડીએ તો આપણે સારા હોવાનો શો ઉપયોગ? પિતાજી મને તેમની નજર આગળથી એક પળવાર પણ ખસવા દેતા નથી. મુંબઇમાં બનેલા એકંદર સર્વ બનાવથી તેમનું માથું ફરી ગયું છે અને તે મારી ફિકર રાખતા થયા છે. તેમને એમ લાગે છે કે હું એ લોકોના સકંજામાં સપડાઇશ અને તેઓ મને ફસાવશે."

"પદ્માબ્હેન, ખરૂં પુછે તો મને પણ છેક તેમજ લાગે છે. તેમના શરીરમાં શું શું........"

"વસંતરાવ, તારી આ કેવળ ભ્રાંતિ છે. મને તો એમ લાગે છે કે મારી મરજી મુજબ વર્તવાનું મને મળે તો હું તેમને ખચિત સુધારીશ. તમે ધારો છો તેટલા તે ખરેખર નાખી દેવા જેવા નથી. સંગતિથી તે બગડયા છે. પણ ઘરનાં માણસને—તારા જેવા મિત્રને—છોડી જતા રહેવાની તેમની બુદ્ધિ થવામાં કારણ કોણ? અમે જ ને? વસંતરાવ, તમે બધા અમને સ્ત્રીઓને છેક અજાણ સમજો છો. અને અમારામાંની ઘણીખરી જણીઓ અજાણ—કેવળ અજાણ ખરી જ. પણ હું તેમાંની નથી હોં. ન્હાનપણથી મને એવા એવા અનુભવ થતા આવ્યા છે કે અજાણ રહેવું અશક્ય જ હતું. તે બંને

જો ઘરમાં સુખી હત, અમારા ઘરમાં 'ત્રણુ તેખડ ને હળમેખળ' જેવી સ્થિતિ ન હત તો તે સારા નિવેડત. રતિભર પણ ખરાબ રસ્તે ઉતરત નહીં. પણ એ વાત શા સારૂ કરવી? ભાઈ, મને મારા ઘરમાંના અનુભવે તથા દુઃખે જ સજ્ઞાન બનાવી છે. બીજું કાંઈ કારણ નથી. તેનાથી હું ઠગાઇશ એમ જરા પણ તમારા મનમાં આણુશો નહીં. પિતાજી કાલ જો મને છુટ્ટી આપે તો મુંબઈ જઈ તે બંનેને મળી ખરાબ સંગતમાંથી તેમને છોડાવી લાવ્યા સિવાય હું રહું નહીં. વસંતરાવ, મેં તને બોલાવ્યો તે એટલા જ સારૂ કે તારે મને આ કામમાં મદદ કરવી. તું જે મન પર લઇશ તે કરી શકીશ. આટલું કર. મારી તરફની તને મદદ જોઇતી હશે તો તે મારાથી બનતી હું આપીશ. વધારે મારે તને કાંઈ કહેવાનું નથી. હું તને આટલા હકથી કેમ બોલાવું છું અને આવા હકથી તને કેમ આ કહું છું તે મારાથી કાંઈ કહી શકાતું નથી. પણ હું તને કાંઈ હકથી કહું તે હક તું માન્ય રાખીશ એમ મારા મનમાં પકકું લાગ્યાથી મેં તને બોલાવી મારા મનમાં જે હતું તે કહ્યું છે. કાંઈ પણ સંકોચ રાખતી નથી. તું મને મારા ભાઇઓ કરતાં પણ વધારે છે. માટે—"

પરંતુ તેનો કંઠ એટલો સદ્‌ગદિત થઇ ગયો કે તેનાથી આગળ એક અક્ષર પણ વધારે બોલાયું નહીં. તેનાં નેત્રો આંસુથી ભરાઇ ગયાં, અને તે આંસુનાં ટીપાં ત્યાં જ ન અટકતાં તેના ગાલ ઉપરથી તુટેલી મોતીની સેર માંહેના મોતીના દાણાની પેઠે અવિરત નીચે પડવા લાગ્યાં. આ હૃદયભેદક દેખાવ જોઇ વસંતરાવનું અંતઃકરણ ભેદાયું. તેની ચર્યા ચમત્કારિક થઈ ઓઠ ફડફડવા લાગ્યા; નેત્રો નિશ્ચલપણે તેની તરફ જોઈ રહ્યાં અને તે તટસ્થપણે તેની તરફ નજર માંડી જોઇ રહ્યો. પછી એકદમ કંપિતસ્વરે બોલ્યો, "બ્હેન, તું છેક નિશ્ચિંત રહેજે. તું મને જે જે કરવાનું કહેશે તે તે હું મારા શરીરમાં જે કાંઈ શક્તિ હશે તે તથા ડાહાપણુ હશે તે સઘળું ખરચી પાર પાડીશ. પણ હાલમાં મારાથી વધારે બોલી શકાતું નથી. હવે હું અડધી મિનિટ પણ વધારે વખત અહીં રહેવા ઇચ્છિતો નથી. હું ફરીથી આવીશ. પણ આવીશ તે આવો તેવો આવીશ નહીં. તેં સોંપેલી કામગિરીમાંનું કાંઈ પણ કર્યું છે એમ કહેવાજોગું કાંઇ પણ કરીશ ત્યારે જ આવીશ."

આટલું બોલી તે ત્યાંથી ઝપાટાબંધ ચાલ્યો ગયો. તે એટલો ઝપાટાબંધ ગયો કે એ ગયો છે એમ પદ્માવતીના ધ્યાનમાં આવતાં થોડો અવકાશ લાગ્યો. પરંતુ તેનું જવું અને બીજે દ્વારે આબાસાહેબનું તે સ્થળે આવવું એક સમયાવચ્છેદે બન્યું. તે ઓરડો એવો હતો કે તેને સામસામાં બે બારણાં

હતાં. એક બારણું આબાસાહેબની બેઠકના ઓરડામાં જવાનું હતું અને બીજું બ્હારના વરંડામાં જઈ નીચે ઉતરવાના દાદર તરફ જવાનું હતું. આબાસાહેબ જે ઠેકાણે સુતા હતા ત્યાંથી આ ઓરડો ઘણો આઘો હતો. કારણ, આ દિવાનખાનું ઘણું લાંબું હતું અને આ ઓરડીમાં ઉઘડતા બારણાથી ઘણે અંતરે—બીજા નાકાપર–આબાસાહેબ સુતા હતા તે ઓરડી હતી. આ ઓરડીમાં કાંઇ બોલવું– સાધારણ ધીમે અવાજે–થતું હોય તો તે દિવાનખાનામાં બેઠેલા માણસથી સંભળાય એમ નહોતું. પરંતુ પદ્માવતી અને વસંતરાવનું બોલવું જો કે પ્રથમ તો હળવે હળવે થતું હતું, તથાપિ તે ધીમાપણું આગળ વધતાં કાયમ રહ્યું નહીં, અને તેટલામાં આબાસાહેબ જાગ્યા તેથી તેમને કોઇ પણ વાત કરે છે એવો ભાસ થયો. જોયું તો પદ્મા પણ આસપાસ ક્યાંય નહોતી. તેથી સુતાં સુતાં જ 'પદ્મા, પદ્મા' કહી તેમણે હાક મારી. પરંતુ પદ્માવતી અને વસંતરાવની વાત પૂર જોસમાં ચાલતી હતી તેથી અને બંને જણા તેમાં છેક તલ્લીન થઇ ગયાં હતાં તેથી આબાસાહેબની બુમો તેમનાથી મુદ્દલ સંભળાઇ નહીં. આખરે આબાસાહેબ ઉઠયા અને જેમ જેમ બારણા તરફ આગળ આવતા ગયા તેમ તેમ અધિકાધિક સંભળાતું ગયું. પણ શબ્દ સ્પષ્ટપણે સંભળાતા નહોતા. તેમણે બારણું ઉઘાડયું એટલામાં તો વસંતરાવ તેનું ઉપર આપેલું ભાષણ મનઃપૂર્વક બોલી ઝટપટ ત્યાંથી ચાલ્યો ગયો. કોઇપણ પુરુષ ઝટપટ ત્યાંથી ચાલ્યો ગયો એટલું તેમને ભાસ્યું. તે કોણ હશે એ તેમની દૃષ્ટિમાંદ્યને લીધે તેમનાથી દેખાયું નહીં. પણ તેમને કાંઇ સંશય આવ્યો ખરો, અને તે ઝટકાની સાથે પોતાની પુત્રી તરફ વળીને બોલ્યાઃ " તું હમણાં કોની સાથે બોલતી હતી ? "

પદ્માએ કાંઈ જવાબ દીધો નહીં. એથી તેમને થોડો ગુસ્સો આવ્યા જેવું થયું, અને તેમણે તેને કહ્યું, " છોકરી, તું સ્વર્ગમાં રહેવાયોગ્ય એક દેવી છું. તને આ નષ્ટ દુષ્ટ જગતમાંનાં અત્યંત નષ્ટ દુષ્ટ માણસોનો પવન પણ લાગે નહીં એટલા માટે હું તારા જન્મથી કોશીશ કરતો રહ્યો છું. પણ મારૂં નશીબ એવું ખરાબ છે કે તેમાં મને યશ ન મળતાં અન્ય લોકોના કરતાં મને વધારે દુઃખ થાય એવા બનાવ જ બનતા આવ્યા છે. વારૂ, એ બનાવો બન્યા તે તો બન્યા. હવેથી તો તને એ સર્વ દુઃખોથી અને નષ્ટ દુષ્ટપણાથી અલગ રાખવી, તને તેનો વાયરો પણ લાગવા દેવો નહીં, એટલા માટે હું અતિશય શ્રમ ઉઠાવું છું તો તેમાં તુ મને યશ આવવા દેતી નથી. મારે તને શું કહેવું ? મારા આ આખરના દિવસો દુઃખમાં જ જાય એમ તને પણ લાગે છે કે શું ? મારૂં સઘળું સુખ મેં તારી એકલીમાં જ એકઠું કરી રાખ્યું છે.

અને તે પણ મને મળે નહીં, એવી તારી ઇચ્છા હોય તો......નહીં. તે કાંઈ નહીં. હમણાં કોણ ગયું તે કહે. આજપર્યંત તેં જે કદી પણ કર્યું નથી તે કરીશ મા. અને ખોટું–જુઠું કહી મને છેતરીશ મા.”

“ નહીં, પિતાજી. એવી વાત મારાથી કાલત્રયે સ્વપ્નામાં પણ થવાની નથી.”

“ત્યારે હમણાં ગયો તે કોણ હતો ?”

“ આપ એ વિષે મને ન પૂછો તો ?”

“ તેનું તે જ પાછું ? તારા આ પ્રશ્નમાં જ મને તેનો જવાબ મળ્યો. છોકરી, એ હરામખોરો વિના તારૂં શું અડી રહ્યું છે ? તે તને મુંબઈમાં મળ્યા હતા એમ મને ખબર થઈ ત્યારે જ મેં તને કહી મુકયું હતું કે ફરીને તારે તેમનું મ્હોં જોવું નહીં. પણ તે ન માનતાં તેમને ચોરીચુપકીથી આ ઘરમાં આણી તેમની સાથે તું વાતો કરવા બેસે છે. તેમણે શું તને એટલી બધી ભુરકી નાખી છે ? મેં તને ‘કરીશ મા’ એમ જે વાતને સંબંધે કહ્યું તે વાત મારા જીવતાં છતાં તેં આ ઘરમાં કરવા માંડી શું ? મારે નશીબે પૂર્ણ સુખ તો બાજુએ રહ્યું, પણ સુખના બારિક કણ મળે એવી ઇચ્છા હું રાખું તો તે પણ ન મળે શું ? બોલ, તે કાફરો પૈકી એક હમણા આવ્યો હતો કે નહીં ? પણ તે આવ્યો શી રીતે ?”

પદ્મા આ સાંભળી ઘણી ચકિત થઈ ગઈ. પિતાને આવો કાંઇ સંશય આવશે એવી તેને કલ્પના પણ થઈ નહોતી. અને તેથી તેણે એકદમ તેમને કહ્યું, “આવું ગમે તેવું મનમાં કાંઇ આણશો મા. તે બેમાંનું કોઈ નહોતું.”

“છોકરી હવે મારાથી તારો સુદ્ધાં ભરૂંસો થઈ શકતો નથી. મને તો ખચિત લાગે છે કે તે બેમાંથી કોઈ નહીં હશે તો તેમના સાથીદારમાંનો કોઇ પણ હોવો જોઇએ. નહીં તો મારાં પગલાં વાગ્યાની સાથ તે આમ ઝપાટાબંધ ચાલ્યો જાત નહીં. તેને ન્હાશી જવાનું કારણ શું હતું ? છોકરી, તું જુઠું બોલશે, મને છેતરશે એમ મારા સ્વપ્નામાં પણ આવ્યું નહોતું, પણ હાલ પ્રત્યક્ષ અનુભવ તેવો જ થાય છે.”

“ નહીં, પિતાજી, તેવું બિલકુલ નથી, અમસ્થું કાંઈ નવતરૂં મનમાં આણશો મા. હું તમને છેતરતી નથી. હું તમને ખોટું કહેતી નથી, હું કહું છું ને કે તેમાંનું કોઈ નહોતું.”

“ત્યારે કોણ હતું ? હું ઉંઘતો હતો એ તક સાધી તારી સાથે છાની વાત કરવા સારૂ આવ્યો હતો કોણ ?”

પદ્મા એકદમ બોલી, “વસંતરાવ.”

## પ્રકરણ ૨૦ મું.

—:૦:—

### પદ્મા ઉપર વળી એક બીજું દુઃખ.



પાછળથી આબાસાહેબને એમ લાગવા માંડયું કે તેમનામાં પૂર્ણ ભક્તિ તથા દૃઢ શ્રદ્ધા રાખનારૂં જગતમાં એક પણ પ્રાણી રહ્યું નથી. પદ્મા ઉપર તેમને સંપૂર્ણ વિશ્વાસ, સંપૂર્ણ ભક્તિ, તેનામાં જ તેમનો બધો જીવ પોરવાયલો હતો; છતાં પણ તે તેમનું કહેવું માન્ય રાખતી નથી; પોતાની ઇચ્છા વિરુદ્ધ તે કાંઇ પણ કરે છે. પેલા ચંડાળોથી એને દૂર રાખવા સારૂ હું આટલી બધી ફિકર રાખું છું, તેને મારાથી એક પળવાર સુધી પણ દૂર રાખતો નથી, તોપણ એ કાંઇ કાંઈ યુક્તિ પ્રયુક્તિઓ કરી, નજર ચુકવી તે ચંડાળોને મળવાની તક સાધે છે તેનું શું કરવું? મેં અત્યાર સુધી જે કાંઇ નિશ્ચય–દૃઢ સંકલ્પ કર્યો હતો તે બધો એને માટે, અને એની તો બધી ખટપટ મારી ઇચ્છા વિરુદ્ધ! આ બધા વિચાર તેમના મનમાં આવ્યાથી તેમને અતિશય દુઃખ થયું. તેમનું ચિત્ત અતિશય દુર્વિષણ્ણ થયું. તેમની આશાસર્વસ્વનો ઘાત થયો એવું એમના મનમાં ઠશી ગયું. તે દુષ્ટોની સાથે બિલકુલ સંબંધ રાખીશ મા એમ એને હું ગાઇ બજાવીને કહેતો આવ્યો છું, છતાં એ તેમની મુલાકાત લે છે, અને મારાથી બધું છાનું રાખે છે. ત્યારે મારા મરણ પછી એ સર્વસ્વી તેમનો આહાર થઇ પડશે. એના સરળ, વિશ્વાસુ તથા પ્રેમાળ સ્વભાવનો લાભ લઇ તેઓ એને પોતાની પેઠે ઘેર ઘેર ભીખ માગતી કર્યા વિના છોડવાના નથી. માટે તેમાંથી એને બચાવવાનો શો ઉપાય યોજવો? એ વિચાર તેમના મનમાં અવશ્ય ઘોળાવા લાગ્યો. એને બચાવવી જોઇએ એવો એમના મનનો દૃઢ સંકલ્પ થયો. હમણાં મારા દેખતાં જે શખ્સ ગયો તે મારા દુષ્ટ છોકરાઓમાંનો જ એક અગર તેમના સોબતીઓમાંનો કોઇ હોવો જોઇએ એ વિશે તેમના મનમાં અણુમાત્ર સંશય રહ્યો નહીં. આ ગ્રહે તેમના મનને પૂર્ણપણે ગ્રાસી લીધું. આ સંશયગ્રહથી ગ્રસાયલા, અંધકારમય બનેલા મનની સ્થિતિમાં જ તે ઝટ દઇને પોતાની લખવા વાંચવાની ઓરડીમાં ગયા, અને અંદર જઇ તેમણે બારણું સપાટાબંધ કરી દીધું.

પછી તે ધીમે રહી પોતાની ટેબલ આગળ જઇ ખુરશી ઉપર બેઠા. ડાબી બાજુ ઉપર એક લાકડાના સ્ટેંડ ઉપર તેમની એક મ્હોટી તીજોરી હતી.

એ તીજોરીની કૂંચી તેમણે જ્યાં મુકી હતી ત્યાંથી કાઢી. પછી શાંતપણે તીજોરી ઉઘાડી તેમાંથી એક લાંબું તથા જેના ઉપર લાખની સાત સીલો કરી હતી તેવું પાકીટ કાઢ્યું. તે પાકીટ પોતાની આગળ મુક્યું, અને તે તરફ જોતા જોતા કેટલીકવાર સુધી બેશી રહ્યા. બંને હાથે પોતાના લમણા તેમણે દાબી રાખ્યા; જાણે તેમાં આ વખતે જ વિલક્ષણ વિચારો ચાલતા હતા તેમને યેગે મસ્તકમાં ચૂંકો નાખી આવી તે ચુંકો મસ્તકને ભેદી નાખતી ન હોય! પછી કાંઇક વિચાર કાયમ થયો હોય એમ જણાઇ તેમણે તે સીલો તોડી ને પાકીટ ફોડયું. તેમાં પાંચ તાવ લખેલા હતા. તે વાંચવાની તેમણે શરૂઆત કરી. વચમાં વચમાં તે વાંચી ખુરશી ઉપર પાછળ ટેકીને બેસતા અને વિચારમાં છેક નિમગ્ન થઇ જતા. ફરી મસ્તક પકડી બેસતા અને સામેના કાગળો તરફ ટક લગાડીને જોયાં કરતા. પરંતુ દૃષ્ટિ કાગળો તરફ ન હોતાં અંતઃકરણ તરફ વળેલી હોઇ કાંઈ પણ વિચારમાં તે ગુંથાયલા હોય એમ જણાતું. આખરે કોઈ એક વિચાર કાયમ ઠર્યો. એટલે તેમણે સ્ટીલ પેન તથા કોરા કાગળો લઈ તે ઉપર લખવાની શરૂઆત કરી.

આણીમેર પદ્માવતી પોતાના મન સાથે જ કાંઈ વિચાર કરવામાં મશગૂલ થઇ ગઈ હતી. પિતાને ગુસ્સો આવે એવું મેં શું કર્યું, તેમને આટલો ક્રોધ શાથી ચઢયો, આજ પર્યંત તે મારા ઉપર કદી પણ ક્રોધે ભરાયા નથી. આજ તે અતિશય સંતાપને સ્વાધીન થયા હતા તે વિષે તેને શંકા બિલકુલ નહોતી. તે ત્યાંથી ગયા ત્યારે તેમની પાછળ પાછળ જવાનું તેના મનમાં આવ્યું હતું. તેના પગ તેમની પાછળ જવા સારૂ વળ્યા પણ ખરા; પરંતુ કાંઇક સમય વીતવા દેવો અને પછી જવું, એ દરમ્યાન તે જરા શાંત થશે એવો વિચાર તેણે કર્યો. અને તે શૂન્ય હૃદયથી આમ તેમ અમસ્થી જ ફરવા લાગી. આ પ્રમાણે કેટલોક કાળ વીતી ગયો. અને તેને એમ લાગ્યું કે જ્યારે આટલા બધા વખત સુધી પિતાએ તેના વગર જ વખત કાઢયો ત્યારે તે વિશેષ જ ગુસ્સે થયા હશે. આથી તે ચમકી અને હવે પોતાની મેળે તેમની પાસે જવું જોઇએ એમ વિચારી તે તે ઓરડીના બારણા આગળ ગઇ. જોયું તો બારણું અંદરથી બંધ કરેલું હતું. તેણે બારણું ઠોક્યું, પરંતુ કાંઈ જવાબ મળ્યો નહીં. આથી તે ઘણો વિસ્મય પામી અને બારણા આગળ જ છાનીમાની ઉભી રહી. પિતા ઘણા ગુસ્સે થયા છે અને જાણીજોઇને બારણું બંધ કરીને બેઠા હોવા જોઇએ, એમ તેને લાગ્યું. હમણાં જ બુમો પાડી તેમને ઉઠાડવા કે થોડીકવાર સુધી વાટ જોવી તેનો વિચાર કરતી તે બારણા આગળ ઉભી રહી. પિતા તેના ઉપર આટલા બધા કદી પણ ચ્હીડાયલાનું એને સાંભર્યું નહીં;

બલ્કે તે એના ઉપર કદી પણ ચ્હીડાતા નહોતા–ગુસ્સે થતા નહોતા અને આજે એકાએક કાંઇ પણ મનમાં શંકા આણી મને ખસતી કરી પોતે અંદર જઇ બારણાં બંધ કરી અંદર એકલા જ બેઠા છે. મારા ભાઇઓ ઉપર જેવો એમનો ક્રોધ છે તેવો મારા ઉપર પણ આજ પછી થવાનો કે શું? પરંતુ હું તેમને જલદી જ મનાવીશ, એવી તેને ઉમેદ આવી અને કાંઇક સમયપર્યંત તેમને એકલા નિરાંતે બેસવા દેવા. તેમનું મન શાંત થશે એટલે તેમને બરાબર સમજાવી બધુંએ કહેવાશે એવો વિચાર કરી તે ઘરકામ કરવા ગઇ. પરંતુ કામમાં તેનું ચિત્ત લાગે શેનું? હાલ સુધી પિતા ગુસ્સે થયાનો તેને અનુભવ થયો નહોતો. તે અનુભવ અકસ્માત્ આજ થયાથી તેને બધું સૂનું સૂનું લાગે તે સ્વાભાવિક જ છે. વળી થોડોક વખત ગયો. બ્હાર જવાનો–સાંજરે ફરવા જવાનો વખત થયો, ગાડી બારણા આગળ આવી ઉભી રહી, ત્યારે તેને એમ લાગ્યું કે હવે બારણા આગળ જઈ મ્હોટે મ્હોટેથી બુમો પાડયા સિવાય બીજો ઇલાજ નથી. ત્યારે તેણે તે ઓરડાના બારણા આગળ જઇ બુમો પાડવા માંડી. પરંતુ અંદરથી કેમે કર્યો કાંઇ જવાબ આવ્યો નહીં. આથી તે ચમકી. આટલો બધો વખત થયાં બારણું ઉઘડાવવા સારૂ મથું છું, બુમો પાડું છું, છતાં મને પ્રત્યુત્તર કાંઈ જ મળતું નથી, એનો અર્થ શો? આટલો બધો ક્રોધ એમણે મારા ઉપર શા માટે આણવો જોઇએ?

પદ્માવતીએ નાના પ્રકારે બુમો પાડી જોઇ. "હું ભૂલી, હવે આપની આજ્ઞા સિવાય હું કોઇની પણ સાથે બોલીશ નહીં," વગેરે વગેરે પણ તેણે કહી જોયું; પણ કાંઈ વળ્યું નહીં. તોપણ થોડો વધારે વખત જવા દેવો એવું તેના મનમાં આવ્યું. એમ થતાં થતાં છેક અંધારૂં થવાનો સમય આવ્યો. હવે દીવો તો માગશે જ એમ ધારી તે છેક બારણાની આગળ આવી ઉભી રહી. તોપણ કાંઈ જણાયું નહીં. હવે માત્ર તેના હોંસકોસ ઉડી ગયા. અત્યાર સુધી તેને જે શંકા બિલકુલ આવી નહોતી તે એકદમ તેના મનમાં જન્મ પામી અને તે ગભરાઇ ગઈ અને મ્હોટે મ્હોટેથી બુમો પાડવા મંડી પડી. દર બુમે કાંઈ પણ પ્રત્યુત્તર આવશે એમ ધારી તે અટકતી; પણ જવાબ આવતો નહીં એટલે તે ફરીને બુમો પાડતી. તેની મા કયાંક બ્હાર ગઇ હતી તે પણ પાછી આવી નહોતી. માત્ર રસોઇયણ તરતની આવેલી હોઈ ચુલો સળગાવતી હતી. નોકરોને બોલાવી તેણે બુમો પડાવી જોઇ, તોપણ કાંઇ ઉત્તર આવ્યું નહીં. તેથી હવે બારણું ઉઘાડયા શિવાય છૂટકો જ નથી એમ તેને લાગ્યું. તેથી એકદમ તેણે એક નોકરને કહ્યું, "હું ચિઠ્ઠી આપું છું તે લઇ તું દાદાસાહેબને ઘેર જા, અને તે વસંતરાવને આપજે." તરત જ તેણે એક

ચિઠ્ઠી લખી કાઢી અને તે પેલા ચાકરની સાથે મોકલી દીધી. "આ ચિઠ્ઠી દેખતાં વાર ગાડીમાં બેશી નીકળી આવજે. મારા ઉપર કાંઈ ભયંકર દુઃખ આવી પડયું છે. દાદાસાહેબને પણ આ વાત કહી તેમને પણ તેડતો આવજે." એમ તે ચિઠ્ઠીમાં લખ્યું હતું. નોકર દોડતો દોડતો ગયો. કાંઇ પણ આડું અવળું થયું છે એમ તે પણ સમજી ગયો હતો. તેણે જઇ વસંતરાવને ચિઠ્ઠી આપી. ચિઠ્ઠી વાંચતાં જ વસંતરાવ તેના પિતાની પાસે ગયો. તેમને તે ચિઠ્ઠી વાંચી બતાવી અને 'હું આગળ જાઉં છું' એમ કહી તીરની પેઠે તે ત્યાંથી નીકળ્યો.

વસંતરાવ પદ્માવતીને ઘેર આવ્યો ત્યારે એ અગાઉની પેઠે બારણા આગળ ઉભી રહી બુમો પાડતી હતી. વસંતરાવને જોતાં જ તેનું હૈયું ભરાઈ આવ્યું અને તે એમદમ હુસકાં ખાઈ રડવા મંડી પડી; અને કહ્યું, "વસંતરાવ, મારા ઉપર કાંઇ પણ ભયંકર વિપત્તિ આવી પડી છે. આટલા વખત સુધી મેં ઘણું ધૈર્ય રાખ્યું, પણ હવે મારી કાંઈ ધીરજ રહેતી નથી. પિતાજીને કાંઇ પણ અપઘાત થયો જણાય છે. તેમ જો ન હત તો તે આટલા બધા વખત સુધી આમ બેશી રહેત નહીં. હું બુમો પાડી પાડીને થાકી. હવે બારણું ઉતાર્યા સિવાય બીજો ઉપાય જ નથી, એમ લાગવાથી મેં તને બોલાવવા મોકલ્યું. હવે ગમે તેમ કરી બારણું ઉઘાડ. બીજે કયાંયથી પણ અંદર જવાનો રસ્તો નથી. બારીઓ ઉઘાડી રહે છે, પરંતુ બપોરે સુતા હતા તે વખતે બંધ કરી દીધી હતી તેવી ને તેવી બંધ જ છે. જો કાંઇ અપઘાત થયો ન હોય તો મેં આટલી બધી બુમો પાડી ત્યારે તેમણે 'ઓ' કહ્યું હત, અને તું અમસ્થી બુમાબુમ કરતી નહીં, હું બારણું ઉઘાડવાનો નથી એમ કહ્યું હત. પણ અંદરથી ચૂં કે ચાં કાંઈ પણ શબ્દ આવતો નથી."

પદ્માવતીનું આ ભાષણ સાંભળી વસંતરાવની પણ તેવી જ ખાતરી થઈ, અને તેણે બારણું ઉતારવા અગાઉ કોઈ પણ ઠેકાણેથી હાથ ઘાલી, અગર કાચ ફોડી અંદર હાથ નાખી સાંકળ ઉઘાડવાનો કાંઈ માર્ગ છે કે કેમ તે તપાસી જોયું. પરંતુ તેનો એ પ્રયત્ન બ્યર્થ ગયો. હવે બારણું ઉતાર્યા વિના અગર ભાગ્યા વિના બીજો ઉપાય જ નથી એમ સ્પષ્ટ જણાયું. અને કાંઈ પણ અપઘાત થઇ આબાસાહેબ અંદરના અંદર મરણ પામ્યા હોવા જોઇએ એમ બંનેના મનમાં આવ્યું. હવે વાટ જોવામાં કાંઇ માલ નથી એમ મનમાં સમજી વસંતરાવે એક કુહાડી મગાવી બારણાના પેનેલ ઉપર મારી; તે સાથે બારણું ફાટયું. તરત જ અંદર જઈ તેણે આગળો કાઢયો. પદ્માવતી અંદર જવા ઉત્સુક હતી; પરંતુ બ્હીતી હતી. અંદર ગયા

પછી પોતાની નજરે શું પડશે ને શું નહીં એમ મનમાં આવ્યાથી તેનું મન અચકાતું હતું. વસંતરાવે તેને દીવો લઇ અંદર આવવા કહ્યું. તે અંદર ગઈ તો તેની દૃષ્ટિ તથા તેના હાથમાંના દિવાનું અજવાળું એક સમયાવચ્છેદે સામેના ટેબલ આગળ ખુરશી ઉપર બેઠેલા તેના પિતાના શરીર ઉપર પડી. અજવાળામાં તેને જે જણાયું તેને યોગે તાબડતોબ તેના મુખ વાટે 'ઓ પિતાજી' એવી ચીસ નીકળી અને તેના હાથમાંનો મીણબત્તીનો દીવો જમીન ઉપર પડી ગયો. સુદૈવે દીવો હોલવાઇ ગયો નહીં. વસંતરાવે તેને ઉંચકી લીધો. અને તેના અજવાળે આબાસાહેબ તરફ જોયું તો પદ્માની ચીસનું કારણ તેને સમજાયું. આબાસાહેબ ટેબલ ઉપર ડાબો હાથ ટેકવી બેઠા છે. તેમના મુખમાંથી લોહીનો કોગળો બ્હાર આવેલો હોઈ રકતનો પ્રવાહ ટેબલ ઉપરથી નીચે સેતરંજી ઉપર ચાલ્યો હતો. તેમની આંખો ઉઘાડી હોઇ સફેદ કોડી જેવી થઈ ગઇ હતી. પદ્માને ત્યાં રહેવા દેવી કામની નહીં એમ ધારી તેણે દીવો ટેબલ ઉપર મુકી દીધો અને પદ્માનો હાથ પકડી તેને તે બ્હાર તેડી ગયો. તે છેક ગાંડી જેવી થઈ ગઈ હતી. તેને કાંઇ જ ભાન રહ્યું ન હોતું. વસંતરાવે તેને બ્હાર આણી તો તે બ્હાર આવી. આગળના દિવાન-ખાનાંમાં તેડી જઈ બેસાડી તો ત્યાં બેઠી, અને તેની તરફ કેવળ શૂન્ય દૃષ્ટિથી જોઇ રહી. હવે કોઇ પણ દાકતરને બોલાવ્યા વિના ચાલે તેમ નથી એમ તેને લાગ્યું. આબાસાહેબ અકસ્માત ગતપ્રાણ થયા છે એ તો તેને સ્પષ્ટ જણાયું. પરંતુ તેમના શબને પોતે અડકયા અગાઉ કોઇ બે ગૃહસ્થ તથા દાકતરને બોલાવવા જોઇએ એમ પણ તેના મનમાં આવ્યું. એટલામાં તેના પિતા ત્યાં આવી પહોંચ્યા. તેમને જોતાં વાર પદ્મા તેમને પગે બાઝી પડી અને બોલી, "મારા પિતા મારા ઉપર ગુસ્સે થઇ મને છોડીને ચાલ્યા ગયા છે. હવે તમારા સિવાય મારે બીજું કોઇ રહ્યું નથી."

આ સાંભળી દાદાસાહેબનું મન ઘણું વ્યગ્ર થઇ ગયું. તેમણે તેને છાની રાખી. જે ગાડીમાં પોતે આવ્યા હતા તે ગાડી પોતાની પત્નીને બોલાવવા સારૂ મોકલી. પદ્માની મા કોઈ ઠેકાણે કથા સાંભળવા ગઈ હતી તેને શોધવા માણસો મોકલ્યાં. વસંતરાવની મા જલદી જ આવી પહોંચી. તેણે પદ્માને એક બાજુએ લઈ જઇ તેનું સાંત્વન કરવા માંડયું. પદ્માની મા પણ ખોળતાં ખોળતાં કોઇ ઠેકાણે કથાની સમાપ્તિ ચાલી હતી ત્યાં બાયડીઓનાં ટોળામાં બેઠેલી જડી. 'આપને ઘેર જલદી બોલાવ્યાં છે' એમ તેને કહ્યું. પરંતુ 'કથાની સમાપ્તિ થયા પછી આવીશ' એમ તેણે જવાબ કહેવ-

ડાવ્યો. ફરી ઘણો જરૂરનો સંદેશો છે એમ કહેવડાવ્યું. ખરી હકીકત તેનાથી ત્યાં કહેવાય એમ નહોતું તેથી તેણે ‘ ઘરમાં ઘણો ભયંકર બનાવ બન્યો છે. આપ જલદી ચાલો ’ એમ એક બૈરીની મારફત તેના કાનમાં કહેવડાવ્યું ત્યારે “આ શો સુવો ત્રાસ. કથા સાંભળવા આવી તો ત્યાં એ સુખે જંપવા દેતા નથી,” એમ બબડતી બબડતી બ્હાર આવી, અને ઘેર આવી પહોંચી. વસંતરાવની માએ તેને એક બાજુએ લઈ જઈ જે બન્યું હતું તે સર્વ કહ્યું એટલે તે એકદમ દુઃખથી ગળી ગઈ, અને પોતાની છોકરીને ગળે વળગી રડી પડી.

આણીમેર દાકતરને બોલાવવા મોકલ્યું હતું તેમણે આવી બીજા બે ગૃહસ્થની સમક્ષ આબાસાહેબના શરીરની તપાસ કરી એમ કહ્યું કે કોઇ પણ માનસિક ધકકો લાગવાથી એમનો હત્કોશ ફુટી ગયો અને મૃત્યુ તત્કાળ થયું. મૃત્યુ થયાને સુમારે છ સાત કલાક થયા. હશે એ ગૃહસ્થનો હત્કોશ મૂળથી જ ઘણો નબળો હોવો જોઇએ.”

દાકતરે આવી ચિકિત્સા કરી અને કહ્યું કે, “હવે આગલો વિધિ જલદી આટોપી લેશો તો ઠીક. નહીં તો પોલીસનો ત્રાસ તમારી પાછળ લાગુ થવાનો સંભવ ઘણો છે. આવા આકસ્મિક મૃત્યુમાં તેમનું ઘણું ફાવી જાય છે.”

આ સાંભળી દાદાસાહેબ તથા તેમના બે ત્રણ સ્નેહી ગૃહસ્થ ત્યાં ભેગા થયા હતા તેમને વિચાર થઈ પડયો કે હવે શું કરવું? તે વિચારમાં ડાહાપણનો રસ્તો એ ઠર્યો કે આપણે જાતે સિવિલ સરજનને બોલાવી તેમનું સર્ટિફિકેટ પ્રથમ લઈ લેવું તે ઠીક. તેથી તેમણે પેલા અગાઉ આવેલા દાકતરની મારફત સિવિલ સરજનને બોલાવી મંગાવ્યા. તેમણે તપાસી પ્રથમના દાકતરના જેવો જ અભિપ્રાય આપ્યો. પછી પ્રેતનો દહનવિધિ વગેરે કાંઇ પણ સંકટ ન આવતાં પાર પડયો. પરંતુ પદ્માના ઉપર ભવિષ્યની સંકટપરંપરાનો તેના પિતાના મૃત્યુથી પ્રારંભ માત્ર થયો.



## પ્રકરણ ૨૧ મું.



### આગળ.



તાના મરણની આખી રાત ગડબડમાં જ વીતી ગઇ. આ મૃત્યુ એટલે પોતાના ઉપર કેવડી મ્હોટી વિપત્તિ આવી પડી છે તેનો વિચાર કરવાની પણ પદ્માવતીને ફુરસદ મળી નહીં. તેમના પ્રેતનું દહન યોગ્ય રીતે થઇ શકશે કે નહીં તે વિષે જ પ્રથમ તો શંકા ઉત્પન્ન થઇ હતી. પરંતુ દાદાસાહેબ વગેરેએ યોગ્ય વખતસર સિવિલ સરજનને બોલાવી તેમની પાસે તપાસાવી તેમની પાસેથી "આકસ્મિક કારણથી એકદમ હૃત્ક્રિયા બંધ પડવાથી મૃત્યુ થયું છે" એવું સર્ટિફિકેટ મેળવ્યું હતું તેથી આગળનો વિધિ નિર્વિઘ્નપણે પાર પડયો. પ્રેતની શી વ્યવસ્થા થાય છે એ પ્રશ્નનો જ્યાં સુધી નિકાલ થયો નહોતો ત્યાં સુધી આ મૃત્યુથી મારા ઉપર શી અસર થશે એ પ્રશ્ન મનમાં ઉદ્દ્ભવવાનો સુદ્ધાં અવકાશ નહોતો. પરંતુ પહેલા પ્રશ્નનો નિર્ણય થતાંની સાથે જ બીજા પ્રશ્ને તેની જગા લીધી. અને તે એના મનને હેરાન કરવા લાગ્યો, એટલું જ નહીં પરંતુ બીજો પણ વિચાર આ જ વખતે તેના ત્રાસિત મનને વધારે ત્રાસવા લાગ્યો. તે વિચાર એ કે પિતાના આકસ્મિક મૃત્યુનું કારણ હું બની. તેમની ઇચ્છાની વિરુદ્ધ જઈ ભાઇઓની સાથે સંબંધ રાખ્યો, 'તમે આટલા બધા નિષ્ઠુરપણાથી વર્તાવતા આવ્યા એ ઠીક નહીં' એવું એવું મેં તેમને કહ્યું, અને તે દિવસથી એમની પ્રકૃતિમાં ફરક પડવા માંડયો. વળી આજે તેમનાથી છાની વસંતરાવને હું મળી, તેની સાથે વાત કરી, અને વસંતરાવ તેમની નજરે ન પડતાં ચાલ્યો ગયો. એ જોઇ તેમને અધિક ક્રોધ ચઢયો અને ખેદ થયો. અને એ વિકારોના પહેલા જ આવેશમાં તેમણે બારણું બંધ કરી લીધું અને તેનો જ વિચાર કરતા બેઠા. ક્રોધ અગર ખેદના અતિરેકમાં આ સર્વ બનાવ તેમને હાથે બન્યો અને તેમાંજ તેમનું દેહાવસાન થયું. આટલી અવજ્ઞા અગર જેથી તેમના મનને અતિશય ત્રાસ થાય એવી વર્તણુક જો મેં કરી ન હત તો તેમનો અંત હાલમાં થાત નહીં એમ તેના મનમાં આવવા લાગ્યું, અને તેથી તેનું મન તેને ખાવા લાગ્યું.

પદ્માની મા અત્યંત શોકગ્રસ્ત થઈ છોકરીની કોટે વળગી અશ્રુપાત કરતી હતી. પછી તેણે પોતાની છોકરીને કહ્યું, "જીવતાં તેમણે મારી કોઈ

પણ ઇચ્છા પૂરી પાડી નથી તે તો નથી જ. પરંતુ તેમના અગાઉ મારૂં મરણ આવે એવી મારી ઇચ્છા હતી તે પણ પૂર્ણ થવાની આશા રહેવા દીધી નહીં.”

પોતાની માના આવા ચમત્કારિક ઉદ્દગાર સાંભળી પદ્માવતીને ઘણી જુદી જ લાગણી થઈ આવી; પરંતુ તે તેને કાંઇ બોલી નહીં. તેની પાસે બેશી તેની સેવા કરવાનો તથા તેને દિલાસો આપવાનો તેણે નિશ્ચય કર્યો. પદ્મા ઉપર તેની માતાની કાંઈ વિશેષ ભક્તિ નહોતી જ. ઉલટું તેને એમ લાગતું હતું કે તેમની મેહેરબાની મેળવા સારૂ તે જેમ કહેતા તેમ એ નાચતી હતી અને તેથી બધું કામ બગડયું હતું. એના ઉપર તેમનો પૂર્ણ પ્રેમ હતો તેથી જો ફલાણું આમ નહીં ને ઢીકણું તેમ નહીં એમ કહી એ તેમની વાત તોડી પાડત તો પોતાના સંસારની આવી ફજેતી થાત નહીં. એમ પદ્માની માને ખાતરી પૂર્વક લાગતું હતું, અને તેથી કરીને તે રોજ એક વખત પણ પદ્માને આ પ્રમાણે કહી સંભળાવતી. આથી પદ્માને અતિશય દુઃખ થતું પરંતુ હવે ‘ આમ નહીં ને તેમ ’ એવી અગર બીજી કોઇ પણ રીતે બોલી પોતાની માનું મન દુભવવું નહીં. હવે એને હું ને મને તે એમ છે ત્યારે તેને વળગી રહી દિવસ ગુજારીશું તો સર્વ કાંઇ ઠીક થશે, નહીં તો કેવું દુઃખ આવી પડશે ને કેવું નહીં, વગેરે પ્રકારના તે વિચાર કરતી હતી.

બારણાં તોડી અંદર ગયા પછી પ્રેતની વ્યવસ્થા થતાં સુધી કોઇને કાંઈ સૂઝયું નહીં. ટેબલ ઉપર મોહોરબંધ પડેલો લિફાફો ઘણું કરીને મૃત્યુ-પત્ર અગર એવો જ કોઈ મહત્વના વિષયનો કાગળ હોવો જોઇએ એમ વસંત-રાવને લાગ્યું. અને તેથી તેણે તે તથા ત્યાં પડેલા સર્વ કાગળો પોતાના પિતા પાસે એકઠા કરાવી ત્યાં જ મુકેલી તિજોરીમાં નખાવ્યા હતા. હવે એ કાગળો બદ્દલ પડપૂછ કરી તેમની વ્યવસ્થા કરવી જોઇએ એ ખુલ્લું હતું. પરંતુ તે આટલું જલદી કરવાનું પદ્માના મનમાં નહોતું. દસ પંદર દિવસ થઈ ગયા પછી તે જોઈ લેવાશે એવો વિચાર કરી તે દિવસ ઉપર દિવસ કાઢી નાખતી હતી. તેને એ સંબંધે એક પ્રકારનું કાંઈ ભય લાગતું હતું. પિતાએ કેવા પ્રકારનું મૃત્યુપત્ર કર્યું હશે તેની એને કલ્પના પૂર્ણપણે હતી. અને તેથી કરીને જ એને એમ લાગતું કે વિલ ઉઘાડીને વાંચવાનું કામ જેટલું લંબાય તેટલું સારૂં. વિલ ફોડીને વાંચતાં અગાઉ જો પોતાના બંને ભાઇઓ ઘેર આવે અને સારી રીતે વર્તે, પોતાના ખરાબ સોબતીઓની સોબત છોડી દે અને પિતાએ તેમને માટે જે કાંઈ પાછળ મુકયું હોય તેટલા ઉપર સંતોષ માની રહેવાનો નિશ્ચય કરે, અને તે મુજબ પોતાનો ક્રમ રાખે તો વિલ તરફ

નજર કરવાની પણ જરૂર નથી. એવો વિચાર કરી તેણે પિતાના મરણને બીજે જ દિવસે વસંતરાવની મારફત પોતાના મ્હોટાભાઇ ઉપર મુંબાઇ તાર મોકલ્યો. પરંતુ તે તારનો કાંઈ ઉત્તર આવ્યો નહીં. તે તાર તેમને પહોંચ્યો કે નહીં તેની પણ શંકા રહી.

મનની આવી કાંઇક ચમત્કારિક સ્થિતિમાં પદ્માવતીના દિવસ ગત થતા હતા. 'તને આ ઘરમાં ગમવાનું નથી, માટે એ ચાર દિવસ તું મારે ઘેર ચાલ' એવો માલતીએ તેને આગ્રહ કર્યો. પરંતુ માને છોડી હવે મારાથી એક ક્ષણવાર પણ બીજે સ્થળે રહી શકાવાતું નથી, અને રહેવું શક્ય હોય તોપણ મારે તેમ કરવું નથી એમ તેણે સાફ પોતાની બ્હેનપણીને કહ્યું. તેથી માલતી દિવસનો ઘણોખરો ભાગ અને કદી કદી રાત પણ ત્યાં જ ગાળતી. ઘણાખરા લોકો એમ ધારતા હતા કે પદ્માવતીના પિતા ગત થયા છે એ 'સુવાર્તા' સાંભળતાં વાર તેના ભાઇઓ ઝટપટ ઘેર આવશે અને ઘરમાં ધમાચકડી કરી મુકશે. પણ આશ્ચર્યની વાત એ કે એવું કાંઈ પણ ન થતાં તે ક્યાં છે તેની ભાળ પણ લાગી નહીં. વિલ વગેરે કાઢી તેમાં શું છે, શું નથી તે જોવાનું કામ વિનાકારણ લંબાવવું નહીં એમ પુષ્કળ લોકોએ પદ્માવતીને કહ્યું. પરંતુ મારા ભાઇઓ પાછા આવ્યા સિવાય તે કામ કરવું રાસ્ત નથી, એવું તેણે તેમને ઉત્તર આપ્યું. તિજોરીની કુંચી દાદાસાહેબે પોતાની પાસે રાખી હતી, તે પણ તે લેતી નહોતી. તેમણે ઘણીક વખત તેને કહ્યું કે 'કુંચી તું તારી પાસે રાખ અગર તારી માને આપ.' પરંતુ વ્યર્થ. તેણે જવાબ વાળ્યો કે, "મારા ભાઇઓ આવે એટલે આપ આવી તેમની રૂબરૂ આપને હાથે તિજોરી ઉઘાડજો અને તેમાં શું છે, શું નહીં તે તપાસી લેજો અને પછી વિલ ઉઘાડી સર્વ મંડળીની સમક્ષ વાંચી તે પ્રમાણે જે કાંઈ વ્યવસ્થા કરવાની હોય તે કરજો."

તેના બંને ભાઇઓ કેવી તરેહના માણસો હતા તે દાદાસાહેબ સારી પેઠે જાણતા હતા. તે પ્રમાણે જે વિલ આબાસાહેબે તેમને પૂછીને કીધું હતું તથા જેના ઉપર તેમની સાક્ષી હતી તે જ જો આ તિજોરીમાંનું વિલ હશે તો તેમાં શી શી વ્યવસ્થા કરેલી છે તેની તેમને ખબર હતી. તેથી તેના ભાઇઓ આવશે તોપણ તેમને પૂર્ણ નિરાશા સિવાય બીજું કાંઈ મળવાનું નથી. માટે તે ન હોય ત્યારે જ ચાર માણસો એકઠાં કરી જે વ્યવસ્થા કરવાની હોય તે કરવી, એવું અનેકવાર તેમણે પદ્માને તથા તેની માતુશ્રીને કહ્યું. પણ વ્યર્થ. તે બંને જણ આવ્યા સિવાય તિજોરી ઉઘાડવી નહીં એવો તેનો સંકલ્પ તેમણે કાયમ રાખ્યો.

પરંતુ ભાઇઓનો કાંઈ પત્તો લાગ્યો નહીં. પદ્માવતીએ ચાર તારો કર્યાં તે પાછા આવ્યા. પત્રો મોકલાવ્યા તેનો પણ કાંઈ ઉપયોગ થયો નહીં ને તે પણ પાછા આવ્યા. આથી મારા ભાઇઓનું થયું શું? એવી તેને એક નવી જ ફિકર લાગી. મુંબઈ જઇને કોઈ પણ તપાસ કરી આવે તો તેમ કરનાર તેના ઘરમાં કોણ હતું? એનો સઘળો આધાર વસંતરાવના ઉપર હતો. પરંતુ તેને આપણે કેટલી બાબતોમાં કેટલે પ્રકારે ત્રાસ આપવો એવો વિચાર કરી તે કાંઇ બોલી નહીં. તોપણ વસંતરાવ તેનો હેતુ પામી ગયો અને તેને અગાઉ ન જણાવતાં એક દિવસ મુંબઈ જઈ તેણે તેના ભાઇઓનો શોધ કર્યો. ત્યારે તેને એમ જણાયું કે બંને જણ મુંબઇમાં નથી. બેંગલોર ગયા છે અને ત્યાંથી મદ્રાસ થઈ કલકત્તા તરફ જવાના છે. બેંગલોર, મદ્રાસ અથવા કલકત્તા એમાંના કોઈ પણ ઠેકાણાનો પત્તો ત્યાં કોઇને ખબર નહોતો. તે કોની સાથે ગયા છે તેની પણ [illegible]ને ખબર નહોતી. માત્ર એટલું જ જણાયું કે તેમની સાથે જે લોકો [illegible] રહેતા હતા તે પણ મુંબઇમાં નથી.

પોતે એક શબ્દ પણ કહ્યા ન છતાં કેવળ પોતાની ઇચ્છા જાણી વસંતરાવે આટલી બધી તસદી લીધી તે વિશે પદ્માવતીને ઘણો આનંદ થયો, અને કૃતજ્ઞતા લાગી. અને તેણે પોતાની માને કહ્યું, "વસંતરાવ જાણે મારો ત્રીજો ભાઈ જ છે. આટલી પરવા કોને હોય છે? એ તો મુંબઈ જઈ..........."

આ સાંભળી તેની મા બોલી, "ભાઇ કેવો ને વાત કેવી? હવે આવતી કાલે ક્રિયા કરવામાં તેનો કાંઈ ઉપયોગ થશે કે? આ છોકરાઓ મુંબઇમાં નથી ને ક્યાં છે તેનો થાગ પણ લાગતો નથી. હવે પરમ દાહાડે નવમો દિવસ છે. ક્રિયાની શરૂઆત કરવી જોઇએ. નહીં તો પછી જીવતાં અદ્દાતદ્દા વર્તન કર્યું તેથી સ્વર્ગ તો છૂટયું છે જ, પરંતુ મુવા પછી પણ ક્રિયા વગેરે કાંઇ નહીં થાય તો પછી તે પણ નહીં મળે. વસંત એ કામમાં ઉપયોગી છે કે? કહે હવે ક્રિયાનું શું કરવાની?"

માનું આ ભાષણ સાંભળી પદ્માવતી છેક સ્તબ્ધ થઈ ગઈ. હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે કરવાની ક્રિયાઓ ઉપર તેના પિતાની બિલકુલ શ્રદ્ધા નહોતી અર્થાત્ પદ્માવતીને પણ તેમણે પોતાના મતની બનાવી મુકી હતી. આથી પોતાના ભાઇઓ ત્યાં ન હોવાને લીધે આ પંચાત ઉભી થઇ તે તેના ધ્યાનમાં પણ આવ્યું નહોતું. તેની માએ તે બોલી બતાવી તે સંબંધે એક સરખો તેણે આક્રોશ કરવા માંડયો. ત્યારે તેના મનમાં એ વાત આવી અને તેને એમ

લાગ્યું કે બીજા કોઇ કામ માટે નહીં તો આટલા કામ સારૂ તો એમાંથી એકે આવી હાજર થવું જોઇએ. પરંતુ માત્ર ઇચ્છા કર્યાથી કોઇ કામ સર્યું છે ? એની અનાવર ઇચ્છા છેક ફોગટ ગઇ. આઠમા દિવસની રાત ચાલી ગઇ તોપણ તે બંનેનું કાંઇ ઠેકાણું લાગ્યું નહીં, ત્યારે માત્ર તેની માએ ઘણો આક્રોશ માંડયો.

“સોના જેવા છોકરાને ઘરમાંથી કાઢી મુક્યા તે હવે ભટકતા ફરે છે ને આ ધોડીને ઘરમાં રાખી.” એવા દુઃશબ્દો પણ તેની માના મ્હોંમાંથી નિકળ્યા. એ શબ્દો નહીં પણ અતિ તીક્ષ્ણ ખંજર જ હતાં. આથી પદ્માવતીના કાળજામાં ધા પડયા, તેને મરણપ્રાય દુઃખ થયું; પરંતુ તે શું કરે ? માને કોઇ પણ રીતે દુરૂત્તર અગર પ્રત્યુત્તર આપવું નહીં એવો તેણે નિશ્ચય કર્યો હતો. તે મુજબ તેણે આ શબ્દો મુગા મુગા સહન કરી લીધા. આઠમા દિવસની રાતરે આ બનાવ બન્યો. [illegible]ા છોકરાને આવવાનો સંભવ હવે નથી એમ તેને જણાયું એટલે એ બાઇએ ગોરને બોલાવી પૂછ્યું કે, “છોકરા હયાત છતાં હાજર હોય નહીં તો મને પોતાને મારા પતિની ક્રિયા કરવાનો અધિકાર છે કે નહીં ?” ગોરે તત્કાળ ઉત્તર આપ્યું કે, “કોઈ પણ બ્રાહ્મણ, પ્રથમ તો, તમારા ઘરનો કોઈ પણ વિધિ કરાવવા આવવાને તૈયાર નથી, અને હું પણ જો કાંઈ કરીશ તો મને પૂર્ણપણે નાતબ્હાર મુકવાનો તેમણે ધાક બતાવ્યો છે. આપ આ ભાંજગડમાં પડશો મા. બીજા કોઇ ક્ષેત્રમાં જઈ જુઓ કાંઈ બની આવે તો.”

આ સાંભળી પદ્માની માને અતિશય ક્રોધ ચઢયો અને તે ગોરને, પોતાના વરને, પોતાના છોકરાઓને અને પદ્માને પણ ગાળો ભાંડવા મંડી પડી. ગાળોનો ગડગડાટ પુરો થઈ રહ્યો એટલે આંસુનો વરસાદ વરસવા લાગ્યો. પોતાના વરે આખા જન્મારા સુધી પાતકી રહી મુવા પછી ક્રિયા કર્માંતર વગેરે કરી શુદ્ધ થવામાં પણ અડચણો ઉભી કરી મુકી છે એ વાતનો તેને અતિશય ક્રોધ ચઢયો. ફરીને તેણે ગોરને પૂછ્યું, “કાંઈ પ્રાયશ્ચિત્ત કર્યાથી બની શકે એમ હોય તો જુઓ ને ? તમે કહેશો તેટલો પૈસો ખરચ કરી શાસ્ત્રમાં જેટલાં જેટલાં પ્રાયશ્ચિત્ત કરવાનું લખ્યું હશે ને બધાં કરીશ. ફલાણું ફલાણું થઈ શકશે નહીં એમ મને કહેશો મા. અમુક કર, કે અમુક કરીશ મા એમ મને કહેનાર હવે કોઈ રહ્યું નથી. મારૂં બધું સ્ત્રીધન ખરચ થઈ જાય તોપણ તેમ કરવા હું તૈયાર છું. પાંચ હજાર રૂપીઆ ખરચીશ, પણ મને તેવું કાંઇ કહેશો નહીં. પ્રાયશ્ચિત્ત-પ્રાયશ્ચિત્ત એટલે શું ? પૈસા જ કેની ? તે હું

આપીશ. આખો જન્મારો પાપ કરવામાં ગયો છે તો હું શું પ્રાયશ્ચિત્ત કરવામાં પાછી પાની કરીશ? તે કાંઈ નહીં. ઉઠો આપણા સઘળા બ્રાહ્મણોની સભા ભરાવો અને કિયાં કિયાં પ્રાયશ્ચિત્તો અમારે કરવાં જોઇએ તે નક્કી કરો.”

ગોર મહારાજ મનમાં ઘણા હરખાયા. સારો શિકાર મળ્યો છે, આપણું તળીયું ટાઢું કરવાંની તક સારી મળી છે, એમ તેને સ્પષ્ટ દેખાયું. પરંતુ તેવું કાંઇ બ્હાર ન બતાવતાં એ ભોળી સ્ત્રીને તેણે દમ દીધો, “ બાઈ, આપ કહો છો તે બધી વાત ખરી; પણ બ્રાહ્મણો માનશે એમ લાગતું નથી. આપ ગુસ્સે થાઓ નહીં તો કહું. બ્રાહ્મણો કહે છે કે જેણે આખા જન્મારા સુધી શાસ્ત્રને કોરાણે મુકી ખ્રીસ્તીના જેવું વર્તન રાખ્યું તેના પ્રાયશ્ચિત્તનો પૈસો લેવો એ પણ પાપ છે.”

બાઇને કેવો સંતાપ, ઉદ્વેગ તથા ખેદ થયો હશે તેનું વર્ણન કરી શકાય એમ નથી!



# પ્રકરણ ૨૨ મું.

## પદ્માવતીની માનું સમાધાન.

આ ગોર ખેંચતાણ કરી પોતાની માને ઠગવા માગે છે એમ પદ્માવતી તરત પામી ગઇ. પિતાની ક્રિયાને સંબંધે કાંઇ પણ તજવીજ નહીં થાય તો માને ઘણું દુઃખ લાગશે, માટે તેની ઇચ્છા પ્રમાણે સર્વ કાંઈ બનાવી આણવું એ મારૂં ખરૂં કર્તવ્ય છે એમ તેના મનમાં પક્કું વસ્યું. આ બાબતમાં પોતાનો તથા પોતાના પિતાનો જે મત હતો તે બાજુએ મુકવાનો તેણે નિશ્ચય કર્યો અને માને આવા ભારે દુઃખને પ્રસંગે જરાપણ નારાજ કરવી નહીં એવો સંકલ્પ કરી તેણે ગોરને કહ્યું, " ગોર મહારાજ, અમસ્થું આમ થશે નહીં ને તેમ થશે નહીં એમ કહેવામાં કાંઇ તાત્પર્ય નથી. શાસ્ત્રમાં જે કાંઈ કહ્યું હોય અને જે કાંઈ કરવું પડે તે પૈસા તરફ નજર ન કરતાં આજે કરી નાખવાનો અમે ઠરાવ કર્યો છે. મા પાંચ હજાર રૂપીઆ ખરચવા તૈયાર છે; માટે તમે જેમ કહો છો તેમ જ હોય તો પછી અમારે બીજા બ્રાહ્મણને બોલાવવો પડશે. તમે જો ઇતર ભિક્ષુકોને સમજાવી શકતા ન હો તો તેવી રીતે સમજનાર તથા સમજાવનાર બ્રાહ્મણ અમારે જોઇએ છિયે. પિતા જીવતા હતા તે વખતે મા વ્રતદાન વગેરે કરતી તે વખતે તમને બ્રાહ્મણોનો કાંઇ ટોટો પડતો નહોતો; ત્યારે હવે તે ગત થયા પછી આ બધી અડચણો આવવા લાગી. એ કેમ ? બોલો, તમને જો કોઈ બીજા ભિક્ષુકો મળતા હોય તો તેમને લઇ આવો. નહીં તો સાફ ના કહીને ચાલ્યા જાઓ. પછી અમારાથી બનતું અમે કરીશું. હું ફરી ફરીને આમ કહું છું તે કાંઈ ગોળો પિંડાળો કરી, કાંઇપણ ગડબડ સડબડ કરી નાખવાના હેતુથી નહીં. પરંતુ માતુશ્રીને એ કરવું જ છે એટલા માટે. બોલો. એક પણ શબ્દ અમસ્તો બોલશો નહીં. બીજા બ્રાહ્મણો ખાતરીથી મળશે. અમે દક્ષિણા સારી આપવાનાં છિએ. તમે અમારા ગોર, એટલે જે જે કાંઈ કરવાનું હોય ને તમારે હાથે થાય તો સારૂં. આજસુધી હું તમારી સાથે આમ કદી બોલી નથી; પંરંતુ વખત જ તેવો આવ્યો છે માટે સ્પષ્ટપણે બોલું છું."

ખરી વાત પદ્માએ કહી તેવી જ હતી. તેણે આજ સુધી આ ભિક્ષુકની

સાથે આટલું ભાષણ કદી પણ કર્યું ન હોતું; અને આજે તે બોલી-કકડા પાડતી જ બોલી-તેથી પેલો ભિક્ષુક ચકિત જ થઇ ગયો. તેની મા પણ ચકિત થઈ. પરંતુ પદ્મા તેના હિતનું બોલતી હતી તેથી તેને એ ભાષણથી ખુશી જ થઈ અને તેણે પણ ગોરને કહ્યું:—

"ખરેખર ગોર, પદ્મા કહે છે તે જરાપણ ખોટું નથી. તમારાથી બની શકતું ન હોય તો તેમ કહો. મારા પેલા પુરાણિકને બોલાવી મગાવીશ, અને જે કાંઈ કરવાનું છે તે તેમને કહીશ. તે બધું ચોખ્ખે ચોખ્ખું કરશે. કાલે જ તે મને પૂછતા હતા કે......"

"છટ્ છટ્, તેવું કાંઈ નથી બાઇસાહેબ." ગોર મહારાજ વચમાં જ બોલી ઉઠ્યા: "તેવું કાંઇ બિલકુલ-જરાપણ નથી. કેટલાક બ્રાહ્મણોનું જે કહેવું થયું હતું તે મેં તમને કહ્યું. બાકી આપ સર્વ પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છો તો પછી આપને પુનીત કરવામાં શી હરકત હોય? ગામમાં કેટલાક બ્રાહ્મણો કુથલીખોર, વિઘ્નસંતોષી છે તે શું કરશે, બીજા બ્રાહ્મણોને કેવા ભડકાવી ચ્હીડવી મુકશે તે આપને કાને નાંખવું તે ઠીક એમ ધારી હું બોલ્યો હતો. આપ પાંચ હજાર કહો છો પણ વખતે ચાર હજારની અંદર પણ થઈ જશે. કદાચ એકહજાર વધારે પણ લાગે. આજ પર્યંતની આપની આબરૂ, આપનું નામ વગેરે ઉપર પણ લક્ષ આપવું જોઇએ. આપના ઘરમાં યદ્યપિ બીજાઓનું વર્તન ગમે તે પ્રકારનું હશે; પરંતુ આપની વૃત્તિ ન્યારી જ હતી. આપનો દાનધર્મ કેવો હતો? આપનું પુણ્ય કેટલું મ્હોટું? એ શું લોકોને ખબર નથી? આપ સર્વ કાંઈ યથાસાંગ વિધિ કરવાના છો એમ અમારા બ્રહ્મમંડળમાં જઇ કહેવાનો જ વિલંબ; કહ્યું કે તરત સર્વ મંડળ તૈયાર થશે. હમણાં મેં જે કાંઇ કહ્યું તે કેવળ કોઇ કુત્સિત-અમારામાંના કેટલાક કુત્સિત-લોકો શું કહેશે અને શું કરી બેસે એવા છે તે કહ્યું હતું. અને એવો કાંઈ બનાવ પ્રત્યક્ષ બને તો પછી આવું કાંઈ થશે એમ તમને ખબર હતી છતાં તમે અમને કેમ કાંઈ કહ્યું નહીં એમ કહો નહીં એટલા માટે મેં મારી મેળે ખુલ્લે ખુલ્લું કહી દીધું હતું, જેથી આગળ ઉપર મારા ગરીબના ઉપર દોષ ન રહે. પદ્મા બ્હેન, તમે થોડાં ગુસ્સે થયાં પણ મને જે કાંઇ કહેવા સરખું લાગ્યું તે મેં કહ્યું એમાં ખોટું શું કીધું?"

ગોરનું આ લાંબું ટાયલું સાંભળી પદ્માવતી મનમાં હસી. પરંતુ બ્હાર કાંઈ ન બતાવતાં ગોરને તેણે કહ્યું, "ગોર મહારાજ, હું શા માટે ગુસ્સે થાઉં? પણ મેં તમને જે ખરૂં હતું તે કહ્યું. જે બ્રાહ્મણોને ન આવવું હોય

તે ભલે ન આવે. પણ પાંચ દશ તો મળશે ને? ઘણા થયા તેટલા. જેટલી ગ્યોગ્ય ક્રિયા કરવાની હોય તે બાબતનો જો કાંઇ શાસ્ત્રાર્થ હોય તો કાઢજો, પણ જે જે કરવાની માતુશ્રીની ઇચ્છા હોય તે તમામ કરજો."

ગોર મહારાજ બોલ્યા, "આપે મને આટલી પરવાનગી આપ્યા પછી બીજું શું જોઇએ? બધાએ ભિક્ષુકો આપોઆપ આપને ત્યાં આવી આપને આશીર્વાદ આપશે. મૂળે જ આપ દુઃખમાં છો અને તેમાં અમારા જેવા કોઇ દુરાગ્રહી માણસો આપને દૂર રાખે તો પછી અમને ફાયદો શો? ઉલટું નુકસાન જ ને? પણ જ્યારે આપ સર્વ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છો તો પછી આપને પૂછનાર કોણ છે? કોઇ હશે તો તે તેમને ઠેકાણે રહેશે. અમે તેમનાં હાડકાં નરમ કરીશું. યજમાનમાં જોર હોય તો અમારૂં શું ચાલવાનું હતું. તે હોય નહીં ત્યારે તો પછી......"

"જોર નથી એમ કેમ કહો છો? મેં હમણાં જ તમને કહ્યું ને કે ખરચની બાબતમાં હું બિલકુલ ડગવાની નથી. પણ બધું ઠીકઠાક કરજો. આ છોકરાને શું કહેવું? એક પણ આવી પહોંચત તો ઘણું સારૂં થાત. પણ આવી વખતે જ બંને જણા કોણ જાણે ક્યાં ભટકવા ગયા છે! પદ્મા, થોડા દાહાડા ઉપર જ અહીં આવ્યા હતા તે આપણા પિતરાઇ તારા કાકા અહીં નથી કે? તેમને તેડાવજે. તેમને પૂછી જોઇએ કોઇને પણ ધર્મપુત્ર કરી ક્રિયા કરવી છે. તે ધર્મપુત્રને કાંઈ પણ આપવું પડશે જ તે એમને જ પહોંચાડશું. તેમાં અડચણ શી? તે ક્રિયા કરે તો તેમાં થયું શું? પેટના છોકરા છતાં આવી વખતે તે હાજર ન હોય એ પાપનું ફળ નહીં તો બીજું શું? તે આવાં જ હોવાનાં. આ હાથનાં ફળ પેલા હાથ ઉપર. જોની પાંચસાત વર્ષ અગાઉ આપણું બધું ઠીક હતું ને તેમનું પાંચસાત વર્ષમાં શું થયું તે જો. છોકરાઓની સાથે બન્યું નહીં, તેથી છોકરા ચાલ્યા ગયા. તને પકડી રહ્યા તો તારૂં અને તારા વરનું ન બન્યું. તને તારા વરે તજી, મરણ આવે પ્રકારે આવ્યું. એ સિવાય પાપનાં ફળ બીજાં શાં હોવાનાં હતાં? આવાંજ. પ્રથમ પ્રથમ તો હું તેમને ગાઈ વગાડીને કહેતી કે આવાં પાપ કરતા નહીં હોં. આથી કલ્યાણ કદી થશે નહીં. પણ છટ્, મને આઘી કરી મનમાન્યું કરતા. પોતાની મરજી પેઠે વર્તવા સારૂ મને છળતા. પણ હું મળી ઉસ્તાદ એટલે તેમણે મારૂં નામ જ છોડયું. અને તું થોડી મ્હોટી થઇ એટલે તને પોતાની માફક નચાવવા માંડયું. તે પાપનાં, તે નાચવાનાં આ બધાં ફળ છે. બીજું કાંઈ પણ નથી. આટલો બધો પૈસો છતાં તેનો ઉપભોગ કરનાર કોણ છે? તું એકલી શું કરવાની છે? તારો વર પણ તને રાખતો નથી. તેણે તને

તજી, ભાઇઓ ભટકતા થયા, આ ક્રિયા વગેરે થઇ રહેશે એટલે કાલે ઉઠીને હું મારે કાશી જઈ રહીશ. પછી તું બેસજે આ પૈસા ને બધું પાસામાં દાબીને." પોતાને આ પ્રમાંણે બોલનાર પોતાની મા જ છે કે? એ આમ શા કારણથી બોલે છે? દુઃખનો ડુંગર એકાએક તેના ઉપર આવી પડવાથી તેની ચિત્તવૃત્તિ ચમત્કારિક થવાથી તો તે આમ નહીં બોલતી હોય? નહીં તો હાલના આવા દુઃખના પ્રસંગમાં એકમેકને એક બીજાએ ધીરજ આપવી જોઇએ તે છોડી દઈ આમ શું બોલવું? એની ઇચ્છા પ્રમાણે સર્વ કાંઈ કરવાની હું આટલી બધી ફિકર રાખું છું અને એ તો મને આમ કહે છે એ છે શું? પિતા ગત થયા તે વિશે એના મનમાં કાંઈ જ ખેદ ન થતાં તેની ઔર્ધ્વદેહિક ક્રિયાઓ યથાર્થરીતે કરવામાં અડચણો આવે છે તેનું જ એને દુઃખ થાય છે. બધો શોક, ખેદ અને ઉદ્વેગ એ બાબતસર આ જોઈ પદ્માને ઘણું આશ્ચર્ય લાગ્યું. પિતા કદી કદી તેના દેખતાં, કદી કદી તેને પ્રત્યક્ષ ઉદ્દેશીને બોલીને પણ હિંદુ ધર્મની રીતભાતોની બલ્કે ધર્મસમજુતની, અત્યંત અનાદરથી મશ્કરી કરતા. તેમાં બધામાં ઔર્ધ્વદેહિક ક્રિયા કર્માતરમાં તો તેમની અતિશય અશ્રદ્ધા. મડદાની આંખ કાન ઉપર કણકના ગોળા મુકી અને પાણીથી માટલું ભરીને મડદાની પ્રદક્ષિણા કરી 'તું સ્વર્ગમાં જા' એમ કહ્યાથી કોઇ સ્વર્ગમાં જાય કે? એમ બોલી તે હસતા, ચેષ્ટા કરતા. પત્નીના લાલજીની મશ્કરી કરી કદી કદી તે ઉંચકી ફેંકી દઇ તેને ચ્હીડવવાનો તેના બાપનો વર્તનક્રમ હોવાથી તેના મન ઉપર કાંઈ જુદી જ અસર થઈ હતી. પરંતુ તેનો તેના પિતા ઉપર અત્યંત પ્રેમ હોવાને લીધે તેમનું મૃત્યુ એ પોતાના સર્વસ્વનો નાશ એમ તેને લાગતું હતું. મારા કરતાં માને વધારે દુઃખ લાગવું જોઇએ, છતાં તેને મૃત્યુ માટે કાંઇ જ દુઃખ થતું નથી. હલકી સલકી વાતો, કે જે વાતો ઉપર પિતાનો મુદ્દલ ભરૂસો ન હોતો તે વાતો બદલ એને દુઃખ થાય છે. એ જોઈ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. પોતાના પતિના મરણનો શોક કરવો જોઇએ તે એક બાજુએ મુકી તેની મા તે આમ કેમ વર્તતા, આવું જ શા માટે બોલતા, આવી રીતે કેમ મુવા, વગેરે તેમના કર્મનું જ ફળ છે એમ બબડે છે. એકાદ લગ્નકાર્યમાં અગર બીજે કોઇ પ્રસંગે જેવી રીતે ચર્ચા કરી વાત થાય છે તે પ્રમાણે આ પ્રસંગે પણ એ કરે છે એમ જોઇ પદ્માને ઘણું સખેદાશ્ચર્ય લાગ્યું.

પરંતુ તે પોતાની માને કાંઇ બોલી નહીં. તેને જે કાંઈ કરવું હોય તે તે ખુશીથી કરે. ખરચની વાતમાં આપણે તેને કાંઇ કહેવું નહીં; મને ગમે તેટલાં મહેણાં મારે તોપણ તે સંબંધે કાંઈ ઇશારો પણ કરવો નહીં એવો તેણે કરેલો નિશ્ચય કાયમ રાખ્યો. ગોર તથા પુરાણી 'આપનું નામ તથા

આબરૂ તથા કૃતપાપોનું પ્રાયશ્ચિત્ત ' આ બે સબબો આગળ કરી તેને છેતરી પાણીની પેઠે પૈસા ખરચાવશે એમ તે સ્પષ્ટ સમજતી હતી. પરંતુ જો કાંઇ હું એ બાબતમાં વચમાં પડીશ તો મારે માથે નકામો દોષ આવશે એમ ધારી તે બિલકુલ બોલી નહીં. દાદાસાહેબ તથા તેમનાં પત્નીને પણ એમજ લાગ્યું કે જો આપણે આ બાબતમાં બે શબ્દ કહીશું તોપણ તેનો કાંઇ ઉપયોગ ન થતાં ઉલટું આપણા પ્રત્યે નકામું વૈમનસ્ય ઉત્પન્ન થશે એમ તેમને પકકું લાગતું હતું તેથી તેઓ પણ કાંઈ બોલ્યાં નહીં. બાઇને કાંઇપણ કહેવાની કોઇની જ હિંમત ચાલી નહીં. છેક ત્રાહિત માણસો હતાં તેમને માત્ર આ ઓર્ધ્વદેહિક ક્રિયાપ્રિત્યર્થે ચાલેલા દાનધર્મ જોઈ કુચેષ્ટા કરવાની તક મળી. આબાસાહેબે જીવતાં છતાં એક પણ બ્રાહ્મણને જમાડયો ન હોતો, પણ હવે મુવા પછી તેમને નામે સેંકડો બ્રાહ્મણો જમી તર થઇ અરકાડો ખાય છે. ધોતીઆં, લોટા, પવાલાં, આચમની, જોડા, છત્રીઓ, ગાદી, તકીયા વગેરે લીધા જાય છે. સમાજીસ્ટોની આ ખાસી ફજેતી ચાલી છે." વગેરે નિંદાષ્ટકોએ લોકો મનમાં રાજી થતા એક બીજાના હાથ પર તાળી આપી કરતા.

"તમારાથી થતું ન હોય તો હું મારા પુરાણીને બોલાવી તેમની પાસે કરાવું છું" એવો ધાક બાઇએ ગોરને બતાવ્યો હતો, તેથી ગભરાઇ જઈ ગોર માહારાજે "સર્વ વ્યવસ્થા હું રીતસર યથાયોગ્ય કરીશ," એવું આશ્વાસન આપ્યું હતું. પરંતુ ગોર તરત સમજી ગયો કે આ પુરાણીને હું હાથમાં લઇ લઇશ, નહીં તો આવો મ્હોટો શિકાર આપણા હાથમાંથી છટકી જશે. આથી બાઇના ઘરમાંથી નીકળતાં વાંર પુરાણીને શોધી કાઢી તેણે તેની સાથે ભાગ ઠરાવ્યો. બાઇનો વિશ્વાસ ગોરના કરતાં પુરાણી ઉપર વિશેષ; કારણ એમણે તેની પાસેથી ગુરૂ ઉપદેશ લીધો હતો. ગોર સામાન દક્ષિણા વગેરેની યાદી કરી લાવતો એટલે બાઈ પ્રથમ તે પુરાણીને બતાવતી, તે એ યાદી પસંદ કરતો એટલે તે એસ્ટિમેન્ટ ( અંદાજ ) પાસ. પુરાણી કોક કોક વખતે ગોરે આણેલી યાદીમાં એકાદી બાબત સંબંધે "આટલું શા માટે?" એમ કહીને ઓછું કરાવવાનું ડોળ ઘાલતો. એટલે ગોર કહેતો કે 'બાઈનું નામ તથા આબરૂનો વિચાર કરી મેં આટલી રકમ મુકી છે. મરજીમાં આવે તો ઓછી કરો.' ત્યારે પુરાણી ફરીને બોલતો કે "નામ તથા આબરૂનો એકલો જ વિચાર કરીએ તો આટલી રકમ પણ ઓછી છે. પણ માત્ર નામ તથા આબરૂનો વિચાર કર્યે કેમ નભે? પૈસા તરફ પણ નજર કરવી કે નહીં?" એટલે બાઈ બોલી ઉઠતાં કે "એમ કાંઈ નહીં. પૈસાનો વિચાર મુદ્દલ કરશો નહીં. બધું યથાસ્થિત તથા નામ અને આબરૂ પ્રમાણે થવું

જોઇએ. જેટલું વધારે જોઈતું હોય તેટલું ઉમેરો. બિલકુલ આચકો ખાશો નહીં." આથી સોને ઠેકાણે દોઢસો બસેં એટલી રકમ પડતી. આવી રીતે થઈ ચાર દિવસમાં લખલૂટ ખરચ—જે વાતો ઉપર આબાસાહેબની લવલેશ શ્રદ્ધા નહોતી તે ક્રિયા કર્માંતર ઉપર તેમના આત્માના શ્રેયાર્થે ખરચ—થયો. જે ક્રિયા વગેરે કરવામાં તેમણે પોતાની માતુશ્રીના મૃત્યુ સમયે પચ્ચીસ રૂપીઆનો પણ ખરચ કર્યો નહોતો તે જ ક્રિયા વગેરે પ્રિત્યર્થે તેમની પત્નીએ તેમના મરણ પછી એક દૂરનો સગો ઉભો કરી લગભગ ચાર પાંચ હજાર રૂપીઆ ખરચી નાખ્યા. આટલો બધો ખરચ કરવો નહીં એમ કહેવાની કોઈની હિંમત નહોતી, અને કોઇને બોલવાનો અધિકાર પણ નહોતો. ભિક્ષુકોના મત પ્રમાણે આ ખરચના પ્રવાહને યોગે આબાસાહેબે કરેલાં સર્વ પાપો ધોવાઈ સાફ થઈ ગયાં અને તે પ્રવાહના સામર્થ્યને લીધે આબાસાહેબ નરકમાં ન પડતાં બલ્કે યમદૂત તેમને નરકને રસ્તે લઈ જતા હતા તેમાં તેમની તે તરફ જવાની શક્તિ ન રહેતાં તે સ્વર્ગ તરફ ઘસડાતા ઘસડાતા જઈ છેક ઇંદ્રના સિંહાસનની પાસે જઈ બેઠા છે! અને હવે પોતાની પત્નીની માર્ગપ્રતીક્ષા કરે છે એવી પેલા પુરાણીએ અર્થાત્ તેના ગુરૂએ તથા ગોરે બાઇની સમજુત કરી દીધી! અને આથી તેને ઘણો સંતોષ થયો. પોતાનો વર જીવતો હતો ત્યારે જન્માંત પર્યંત તેણે આવો સંતોષ કદી આપ્યો નહોતો, તે પોતે તેમના મુવા પછી તેમની પાછળ યોગ્ય ધર્મકાર્યો કરીને મેળવ્યો એમ ધારી તેને ઘણું અભિમાન લાગવા માંડયું. આડોશી પાડોશીઓએ તથા તેની સાથે કથા પુરાણ સાંભળવા બેસનારી બાઇઓએ તેને દિલાસો આપવા આવી ત્યારે તેને ઘણી મ્હોટાઈ આપી તેનો ધન્યવાદ ગાયો. એક પાડોશણ તો બોલી, "બાઇ, ઘરમાં ભ્રષ્ટપણાનું તમારી પાછળ આટલું બધું દુઃખ છતાં તમે તમારૂં કર્તવ્ય વિસર્યાં નહીં; તુળસીની પૂજા છોડી દીધી નહીં; કથા પુરાણ સાંભળવા જવું મુકી દીધું નહીં. પેલા વટલેલા પ્રાર્થના સમાજમાં કે ક્યાં તમારા ઘરમાંથી જતા ત્યાં તમે ગયાં નહીં, તેથી તમને આવાં સારાં ફળ મળ્યાં. બીજી એકાદી હત તો વરના ત્રાસથી કંટાળી કયારનીએ વરના કહેવા પ્રમાણે આડું અવળું વર્તન કરવા લાગી હત, ને ખાવા પીવા પણ લાગી હત. તમારા જ ઘરમાં જુવોને તમારી છોકરીનું ઉદાહરણ છે ને?" આથી પદ્માની માને અત્યંત સંતોષ થયો અને તે બોલી, "હવે હું મારે કાશીની જાત્રાએ જવાની છું તે પાછી કાંઈ આવવાની નથી. એમને ધર્મ કરવાનું મન થશે, અને મારે માટે કાંઈ રાખી મુકશે તો ત્યાં મારા ઉપર મોકલશે. નહીં તો ભિક્ષા કાંઇ ગઇ છે? મારી પાસે જે કાંઇ

હતું તે બધું કોઇને પણ ન પૂછતાં ગાછતાં મેં મારી મેળે તેમની ઉત્તર-ક્રિયામાં ખરચી નાખ્યું. મારી ઉત્તરક્રિયા તે કાંઇ આવી રીતે કરત નહીં. અરે તેમનું માથું જ ફરી ગયલું હતું. પોતાના માણસને સંબંધે કોઈએ આમ બોલવું એ ઠીક નહીં; પણ ખરૂં હોય તે કહ્યા વિના કેમ ચાલે? તેમનાં માતુશ્રી મરી ગયાં ત્યારે તેમને હાથે અગર તેમની પાછળ પચ્ચીસ રૂપીઆનો પણ દાનધર્મ કર્યો નહીં. અને કહેતા શું? મુંબઇમાં પેલી કાંઇ પરીક્ષાઓ લેવાય છે ને ત્યાં દશ હજાર રૂપીઆ મુકવાના છે અને પોતાની માને નામે છોકરીઓને શીખવા સારૂ દર મહીને કાંઇ આપવાના છે. અને હું તેમની અગાઉ મરી ગઈ હત તો મારે નામે પણ બીજા દશ હજાર એવી જ રીતે મુકવાના હતા. જાણે છોકરીઓ ભણીને અમારા જેવાં ઘર-ડાંને સ્વર્ગે પહોંચાડવાની હતી! કોણ જાણે એમના મનમાં શું આવ્યું હતું! સર્વ ભ્રષ્ટાચાર આ કલિયુગમાં થવાનો એમ જે અમારા પુરાણી કહેતા હતા તે કાંઈ ખોટું નહીં હો.”

બાઇ આવી રીતનું બોલ્યાં જ કરતી. તેનો તેના પતિ પ્રત્યે પ્રેમ નહોતો એમ નહોતું. નિષ્ઠા પણ હતી. પરંતુ તેના મનની સમજણ એવી કે તેમણે જુનો માર્ગ છોડી દઇ પોતાને તથા પોતાના આપ્ત વર્ગને સારૂ ઇહિ લોકમાં દુઃખ અને પરલોકમાં નરક મળવાનું સાધન જ કરી મુકયું છે. તેમની અગાઉ જો હું મરી હત તો સ્વર્ગમાં જ ગઇ હત, પરંતુ પતિની ઘણી દુર્દશા થઇ હત. તેમની પાછળ જીવતી રહી તેથી તેમણે કરેલો સઘળો ભ્રષ્ટા-ચાર–અધર્મ વગેરેનું ક્ષાલન કરી મેં તેમને સ્વર્ગને માર્ગે પહોંચાડયા છે અને હવે હું જાતે વ્રત આચરવામાં, જાત્રાઓ કરવામાં, અપવાસ કરવામાં, કથા પુરાણ સાંભળવામાં અને જે ગુરૂમંત્રનો ઉપદેશ લીધો છે તે ગુરૂમંત્રનો જપ કરવામાં ગાળીશ તો તેમની પાસે સ્વર્ગ લોકમાં જઇશ. તેણે તેની છોકરીને પણ આવો જ ઉપદેશ આપવાનો આરંભ કર્યો. તને તારા વરે છોડયા જેવું જ થયું છે માટે તું મારી સાથે જ આખો દિવસ રહી મારી પેઠે આચ-રણ કરતી રહેજે. એ સિવાયની બીજી બધી વાતો ભૂલી જા. એમાં જ ખરૂં પુણ્ય છે. પુરાણીની પાસે ગુરૂમંત્રનો ઉપદેશ લેવા સારૂ તો તેણે એટલો બધો આગ્રહ કરવા માંડયો કે પદ્માને હવે ત્યાં રહેવુંજ નહીં એવી ઇચ્છા થવા માંડી.

# પ્રકરણ ૨૩ મું.



## કૃષ્ણાજીપંત.



સમય ઘણો વ્યતીત થયો છે છતાં વાચક આપણા કૃષ્ણાજીપંતને વીસરી ગયા નહીં હોય. તેમનાં પત્નીનો ખરખરો કરવા સારૂ તેમને ઘેર જવાનો તેમના મિત્રમંડળ ઉપર પ્રસંગ આવ્યો જ. દાકતર ભગવંતરાવના ઓસડનો કાંઇ ગુણ લાગ્યો નહીં તેથી બીજા એક બે દાકતરો પાસે તપાસાવી જોયું અને તેમનું ઓસડ પણ કર્યું. એક વખત સિવિલસરજનને પણ બોલાવ્યો. ગોરા દાકતરને ઘેર બોલાવવો કે નહીં તે વિષે અનેક પ્રકારે ચર્ચા થઇ; પરંતુ પોતાનાથી બનતા સર્વ કાંઈ ઉપાયો યોજી જોવાનો કૃષ્ણાજીપંતે દૃઢ સંકલ્પ કરેલો હોવાને લીધે આખરે સિવિલસરજનને બોલાવવાનું ઠરી એક દાકતરની મારફત તેને બોલાવ્યો. તેણે ઘણી સૂક્ષ્મ રીતે તપાસ કરી અભિપ્રાય આપ્યો કે આ છોકરી આ મંદવાડમાંથી ઉઠે એ ઘણું મુસ્કેલ છે, બલ્કે અશક્ય છે. યદા કદાચિત્ સારી થવાને રસ્તે લાગે તોપણ તેના પગ છેક જતા રહ્યા છે તે પાછા ફરીને આવવાના નથી. એને જીવતી રાખવાના પ્રયત્ન ચાલ્યા છે તે ઠીક છે.

આ અભિપ્રાય સાંભળી કૃષ્ણાજીપંતને ખેદ થયો. એના જીવજાન દોસ્ત દિગંબરપંત આ વખતે ત્યાં હતો તેણે પણ આ સાંભળી પોતાને ઘણું દુઃખ થયું હોય એવો ચેહેરો કર્યો. સિવિલસરજનના ગયા પછી તેના દુઃખને એકદમ વાચા ફુટી અને તેણે કૃષ્ણાજીપંતને કહ્યું, "આ ગોરા દાકતરોને કાંઈ વૈદ્યકશાસ્ત્રનું જ્ઞાન હોય છે કે? તમે તેને તમારા ઘરમાં આણ્યો એનું જ મને મ્હોટું આશ્ચર્ય લાગે છે. આપણું વૈદક સારૂં, આપણા ઓસડો રામબાણ, એવાં એવાં તમે પ્રથમ ગપ્પાં જ માર્યા કરતા હતા. પછી પેલા સુધારક દાકતરોનું-પેલા ભગવંતરાવનું ઓસડ શરૂ કર્યું. તેનો કાંઈ ઉપયોગ થયો નહીં એવો પ્રત્યક્ષ અનુભવ આવ્યો તોપણ તમારૂં મન દેશી વૈદક તરફ વળ્યું નહીં. હવે શું તો કે સિવિલસરજનને બોલાવ્યો. એ તમારા બિરદને છાજે છે શું ? તમારૂં નામ કેવું ? આબરૂ કેવી ? તમારો પ્રાચીનપ્રિયતાનો આખા જગતમાં ડંકો વાગે છે તે આવું જ કે ?"

કૃષ્ણાજીપંતે કાંઇ ઉત્તર વાળ્યું નહીં. દિગંબરની આંખમાં શરમનો લવલેશ પણ નહોતો અને તેથી તે કૃષ્ણાજીપંતની આવી પૂજા કરતો. પરંતુ

કૃષ્ણાજીપંત તેને હસવા સિવાય બીજું ઉત્તર આપતો નહીં. ઘણું થાય તો અમારો દિગંબર મ્હોટો વાઘ છે. ઘણો બેશરમ, એની આગળ આપણાથી કાંઈ બોલાય જ નહીં. તે કોઇનું પણ મ્હોં રાખે એવો નથી." એમ કહી દિગંબરનો વાંસો થાબડતો.

દિગંબર આથી ઘણો ખુશ થતો. તેનો બધો આનંદ પોતે ઘણો નફ્ટ, ઘણો બેશરમ, ઘણો કડક, કોઈના બાપની પણ દરકાર ન રાખનાર એવો પોતાને ગણાવવામાં જ સમાયલો હતો. બેશરમપણું એ પોતાનો મ્હોટો ગુણ છે એમ બતાવવા સારૂ તે પોતાની જાતની–પોતાના બાપની પણ શરમ પોતે રાખેલી નહીં એ બાબતની એક વાત કહેતો. એવો તેનો સ્વભાવ હતો આથી તે કાંઈ હલકાપણાથી–નીચપણાથી નિર્લજ્જપણાનું કાંઈ કરતો તો 'ભાઇ તમારાથી તો હદ જ છે' એમ તેના સોબતીઓ કહેતા. આવો ક્રમ ચાલ્યાં કરતો.

આવો જ કાંઇ પ્રકાર આજે બન્યો. સિવિલસરજનને બોલાવી પોતાની પત્નીની તબીયત તેને બતાવી એ કારણસર દિગંબરે તેના શ્રીમંત મિત્રની ઝાટકણી કાઢી તે વખતે કૃષ્ણાજીપંતે બધું હસવામાં કાઢી નાખ્યું.

સિવિલસરજને 'તમારી વહુનો જીવ બચશે તોપણ પગ તો ગયા જ' એમ જે કહ્યું હતું તે જ દિગંબરે પકડી રાખ્યું. અને કોઇ પાસે નથી એમ જોઇ તેણે કૃષ્ણાજીપંતને કહ્યું, "તમે કહેતા હતા તેમ જ થયું. ત્યારે હવે દિવસ ઉપર દિવસ શા સારૂ ઢકેલ્યાં કરો છો? આ બૈરી જીવશે તો પણ તે કાંઇ ઉપયોગની નથી. માટે હવે જે કરવું હોય તે કરી નાખવું. આ જેઠ મહિનો ફોગટ જવા દેવો નહીં. ફરીને આઠ દશ મહીના વાંઢાની પેઠે પડી રહેવું પડશે. અને શ્રીમંત લોકો એકી વખતે બબ્બે, ત્રણ ત્રણ બાયડીઓ કરે તોપણ તેને શાસ્ત્ર અગર રૂઢીનો પ્રતિબંધ નથી. કોઇ હસશે તો તે દાકતર ભગવંતરાવ જેવા બે ચાર સુધારાવાળાઓ. પણ તેમના તરફ તમે આજ સુધી ધ્યાન જ આપ્યું નથી તો હવે પછી પણ તે તરફ દુર્લક્ષ શામાટે નહીં કરો?"

"અરે પણ દિગંબરપંત," કૃષ્ણાજીપંત અત્યંત કોમળ અવાજ કાઢી બોલ્યો, "આનું જે કાંઇ સારૂં નરતું થવાનું હોય તે થવા તો દે? છેક જ..."

"જુઓ કૃષ્ણાજીપંતદાદા" તેના જેવો જ કોમળ અવાજ કાઢી દિગંબરે ઉત્તર આપ્યું, "સારૂં જે કાંઈ થવાનું હશે તેટલું જ થવાનું રહ્યું છે. ખરાબ જે થવાનું હતું તે તો થયું જ છે. છતું લગ્ન કરવાનું તમારા મનમાં નક્કી થયું જ છે. સિવિલસરજનના કહેવા પ્રમાણે આ જો બંને પગે

પાંગળી રહી તો પછી મુઇ જીવી સરખી જ. એને લીધે તમે તમારી દુરવસ્થા શામાટે કરી લ્યો છો? છે જ તમારા વાંઇકર વૈદ્ય. તેમની માત્રા જારી રાખો. ટકડેકોર ખાશે ને પડી રહેશે. સંસાર સારી રીતે ચલાવવાનું તેના નશીબ-માં નહીં હોય તો તમે કરશો પણ શું? મેં આપને માટે છોકરી જોઇ પણ મુકી છે. કોંકણની છે, પણ ચંદ્રમા જ જોઇ લેવો. શરીરે ઘાટે સારી છે, અને ઘણી મ્હોટી પણ છે. બારમું વર્ષ પૂરૂં થયું છે. વધારે શું જોઇએ? કહો."

કૃષ્ણાજીપંત કાંઇક કાળ સુધી તો કાંઇ બોલ્યો નહીં. પત્નીના પગ ગયા છે એમ તેને તેના વાંઇકિર વૈદે પણ કહ્યું હતું, પરંતુ તે બિલકુલ સારા થશે જ નહીં એમ માત્ર કહ્યું નહોતું. તેમનું કહેવું એવું થયું હતું કે હું એક જાતનું તેલ કરી આપું છું, તેનું મર્દન અવિરત થાય તો પગ પાછા ચાલી શકે તેવા થશે, અને પીવાનું ઓસડ ચાલુ રાખશો તો તબીયત સુધરશે. પરંતુ જરાવાર પછી અતિ દુઃખિત સ્વરે કૃષ્ણાજીપંત બોલ્યો, "આપણા વૈદે કહ્યું હતું ત્યારે તેમનું કહેવું આપણને ખરૂં લાગ્યું નહીં; પણ હવે મને લાગે છે કે તેમ જ કરવું. તેમનું ઓસડ શરૂ કરવું. કાંઈ ફાયદો થશે તો હવે કોઈ દાક્તર બાકતરને બોલાવવાનું કાંઇ પ્રયોજન નથી."

દિગંબર વચમાં જ બોલી ઉઠયો, "હું પણ તે જ કહું છું. હવે આપ એક વૈદ્ય, એક બ્રાહ્મણી તથા એક કણબણ, એમ બે બૈરીઓ આ વહુની તેહેનાતમાં મુકો અને તમે તમારો બીજો—નહીં ભૂલ્યો છઠ્ઠો સંસાર માંડો."

"સંસાર રહેવા દે. દિગંબરપંત, હું પણ હવે તો આ મંદવાડથી છેક કંટાળ્યો. હવે આમાં કાંઇ મઝા રહી નથી, ત્યારે હવે નકામો ખરચ કરીને શું કરવું છે?"

કૃષ્ણાજીપંત તથા દિગંબરનું આ પ્રમાણે બોલવું થયું તેના બીજા દિવસથી જ કૃષ્ણાજીપંતે પોતાની વહુની ખરેખર તે પ્રમાણે વ્યવસ્થા કરી નાખી. વાંઇકર વૈદ તેના આશ્રિત જેવો હતો. તેનું ઓસડ શરૂ કર્યું અને એક બ્રાહ્મણી તથા એક કણબણ એમ બે બાયડીઓ તેની તેહેનાતમાં રાખી, એટલું જ નહીં પણ આ બૈરીની સંસારની જગા લેવા સારૂ બીજી બૈરીની યથા વિધિ નિમણુક કરવાનો વિચાર મનઃપૂર્વક શરૂ કર્યો. મિત્રના દુઃખથી અત્યંત પીડિત થયલા દિગંબરે છોકરી જોવા સારૂ આમ તેમ દોડધામ આરંભી. છોકરીઓ દેખાડવા સારૂ લોકો તેને ઘેર પણ આવવા લાગ્યા, અને છોકરીઓ કૃષ્ણાજીપંતને બતાવવા સારૂ તેની આગળ ઉભી કરવામાં આવવા લાગી. તેમને જોઈ કૃષ્ણાજીપંત પ્રત્યેકના ગુણ અવગુણ નીહાળી જોઇ પસંદ

અગર નાપસંદ જે કહેવું હોય તે કહેતો, પરંતુ ફરીને દુઃખી ચેહેરો કરી અતિ દુઃખમય સ્વરે પોતાના મિત્રને કહેતો, “અરે દિગંબરપંત, તેં આ શું માંડ્યું છે? એક થઈ, બે થઇ, પાંચ બાયડીઓ થઇ, તોપણ છઠ્ઠી કરવાનો તું મને આગ્રહ કરે છે. ત્યારે તને શું કહેવું? આ બાયડીની મને હજુ આશા છે. તેના જન્માક્ષરમાં તેને બે સંતાન થશે એમ સ્પષ્ટ કહ્યું છે, અને તે આશા ઉપર તો મેં એની સાથે લગ્ન કર્યું. અને એ જીવતી છતાં હું છઠ્ઠી બાયડી કરૂં? શિવ! શિવ! મારૂં મન કાંઈ કબૂલ નથી કરતું. તું કાલથી કોઇપણ છોકરીને મને બતાવવા સારૂ લાવીશ મા, અને હું પણ જોનાર નથી. બાકી પેલી બાર વરસની પત્થરશંકરની છોકરીની બાબતમાં કહેતો હતો તે આપણે જોઈ તે છોકરીઓમાં સારી છે. પરંતુ તે સારી હોય કે નઠારી હોય પણ હું હવે ફરીને સંસારમાં પડવા ઇચ્છતો નથી.”

“અરે, નવેસરથી સંસારમાં પડો એમ તમને કહે છે કોણ? તમે સંસારમાં છો જ. એ સંસાર ઠીકઠાક ચાલે એટલા માટે તો બીજી બાયડી કરવાનું કહું છું. બીજું શું? તમારા ગામનું વસુલ ઉઘરાવવા સારૂ તમે કારકુન રાખો છો કે નહીં? ઘરમાંનું કામકાજ કરવા સારૂ ચાકર નોકર રાખો છો કે નહીં? એક લૂલો લંગડો થાય તો તેને બદલે બીજો નીમો છો કે નહીં? તેના જેવું જ આ! તમે તમારે છોકરીઓની તપાસ કરો. એકાદ સારી મળી આવે તો ઠોકી પાડો આ જેઠ મહીનામાં જ. તમારે છઠ્ઠી વખતે સાવધાન કહેવડાવવું પડવાનું છે, તે કાંઇ ટળવાનું નથી. તે જો બે દિવસ અગાઉ થાય તો તેથી શું બગડ્યું? પેલા સાળા સુધારાવાળા કુતરાના ભુંકવાનો તમને ડર લાગે છે? તેમ હોય તો વાહ વાહ, શાબાસ! આપ ઘણા વિચિત્ર થઈ ગયા છો એમ જ કહેવું પડશે.”

આ સાંભળી કૃષ્ણાજીપંત એકદમ મ્હોટેથી હસ્યો. અને તેણે દિગંબરને કહ્યું, “તને હવે શું કહેવું? મારે માટે તને આવી શંકા છે? શાબાસ, મને નહોતું લાગતું કે આપની કલ્પના આટલે સુધી દોડશે. અરે એ સાળાઓથી શું ડરવાનું હતું જે. તેમના ભુંકવાની જો હું પરવા રાખતો હત તો છપ્પનમે વરસે આ પાંચમું લગ્ન શા માટે કરત? તેમ કાંઈ નથી. તને તેમ જ લાગતું હોય તો એક છોકરીનું નક્કી કરી આજ સાંજરે જ વહુ–વર ઘેર આણીશું. આ બૈરી દગો દેશે એ વિશે મને જરા પણ શક નથી. શંકા એટલી જ કે એ પૂરેપૂરો દગો દઇ જાય પછી આપણે આપણો.............”

“કૃષ્ણાજીપંતદાદા, ‘દગો દીધા પછી’ એટલે શું? એણે તમને

પૂરેપૂરો દગો દીધો જ છે. હવે દગો દેવામાં બાકી શું રહ્યું છે? બંને પગ ગયા છે ને ગોળપિંડાળા જેવી પડી છે. એથી વધારે દગો દેવાનું શું બાકી હતું? મને લાગે છે કે વર્તમાનપત્રોમાં ટીકા આવશે તેની તમને બ્હીક લાગે છે, નહીં તો તમે તેનું તે ચર્વિતચર્વણ કર્યા કરત નહીં."

આવા પ્રકારની અનેક વખત મસલતો થઈ લગનગાળાની મોસમ માંહેનાં મુહૂર્તો પૂરાં થતાં અગાઉ પોતાના સંસારમાં છઠ્ઠી ભાગીદારણ કરવા વિષે કૃષ્ણાજીપંતે નિશ્ચય કર્યો. તેમણે એક છોકરી જોઈ પસંદ કરી, ને છોકરીના બાપને જમાઈરાજ પસંદ પડયા. મુહૂર્ત ઠર્યું. જે મુહૂર્ત ઠરાવ્યું હતું તેને આગલે દિવસે જ આ વાત બ્હાર ફુટી અને તે તેની માંદી વહુને કાને ગઈ. એ વાત તેને કાને આવતાં વાર તેના કાળજામાં ધક્કો લાગ્યો. તેની તેહેનાતમાંની કણબણે આ વાત તેને કહી. તે સાંભળતાં વાર તે બેઠેલી હતી ત્યાં જ ધબ લઇને પડી ગઇ અને તેની આંખો રૂની પૂણીની જેવી સફેત થઈ ગઇ. પરંતુ તે વખતે કાંઈ પ્રાણ ગયો નહીં. તે જ્યારે શુદ્ધિપર આવી ત્યારે તેણે તેના વરને બોલાવવા મોકલ્યું. "ભાભી સાહેબ આપને બોલાવે છે" એવા સંદેશાનું આવવું અને કૃષ્ણાજીપંત, દિગંબર અને એક બીજા ગૃહસ્થનું આવતી કાલના શુભ કાર્યને માટે નીમેલા બાગમાં જવા સારૂ ગાડીમાં બેસવું એ એકી વખતે બની આવ્યું.

જે ચાકરડી ભાભી સાહેબની તેહેનાતમાં હતી તેણે આ સંદેશો આણ્યો હતો. એણે સંદેશો કહ્યો કે તરત દિગંબર મ્હોટેથી હસી પડયો અને બોલ્યો, "તેમને કહે કે આપને પગે લાગવા સારૂ બીજી કોઇને સાથે લઈ ભાઇ તમને મળવા આવશે. હમણાં કંઈક જરૂરના કામસર બ્હાર જાય છે."

આવો ઉત્તર સાંભળી ચાકરડી થીજી ગયા જેવી થઇ ઉભી રહી. પરંતુ તેમણે ગાડીમાં બેશી ચાલવા માંડયું એ જોતાં જ તે બોલી, "પણ તેમનો જીવ ગભરાય છે. આંખો ધોળી ફદક થઇ ગઈ છે. થોડા........"

કૃષ્ણાજીપંત આ સાંભળી થોડો ચમકયો; પરંતુ તેણે પોતે જ કહ્યું, "વૈદરાજને જઇને કહે કે આવતી કાલની રાત સુધી એવું કાંઇ થવા દેશો નહીં! અને તારી શેઠાણીને પણ કહેજે કે આટલા દિવસ ઠેલાવ્યું તેમ આવતી કાલનો આખો દિવસ ઠેલાવજે. પછી હું આવીશ."

આ સાંભળી દિગંબરે તેનો વાંસો થાબડી કહ્યું, "શાબાસ, હવે માત્ર ખરા કૃષ્ણાજીપંત દાદા બોલ્યા. મને લાગતું હતું કે હવે એ આ મોહ-પાસમાં ફસાય છે કે શું?"

"અરે યાર, એક વખત મેં કોઈ વાત કરવાનું ધાર્યું કે પછી મોહ નહીં ને ઓહ નહીં." એમ કહી ગાડીવાનને તેણે ગાડી હાંકવાનો ઇશારો કર્યો. ગાડી નીકળી ગઇ. પેલી ચાકરડી તે ગાડી તરફ એવી દષ્ટિથી જોઇ રહી કે એમાં બેઠેલા કોઇ માણસ છે કે કોઇ પશુ છે, તેની એને જાણે કાંઈ સમંજણ પડતી ન હોય. તે મનમાં ને મનમાં કાંઇ બબડી અને પછી તેણે જઇ તેની શેઠાણીને કહ્યું, "આવતી કાલે રાતરે તમારી શોકયને પગે લાગવા લાવીશ, પછી મળીશ" એમ તેમણે કહાવ્યું છે. એ ચાકરડી થોડી છિછલ્લી હતી તેથી, અગર તેમનું બોલવું તેને દુઃસહ થયું હતું તેથી શું કહેવું ને શું ન કહેવું તે તેને સુઝયું નહીં હોય તેથી, કે કારણ ગમે તે હશે તેથી, તેણે આ મરણાસન્ન સ્ત્રીને તેમના શબ્દો સરળપણે કહી નાખ્યા. આ શબ્દોથી તે બાઇના કાળજામાં મ્હોટો ધક્કો લાગ્યો, અને થોડા જ વખતમાં તેને વાનો ચાળો થઇ આવ્યો. "હે ઇશ્વિર, મને સુખે મરવા તો દેવી હતી! પણ હું મરૂં ત્યાં સુધી પણ ધીરજ રહી નહીં ને ? મારી શોકયને મને પગે લગાડવા લાવશો ? લાવો. લાવજો મારા મડદાને પગે લગાડવા. એ આવ્યા. તેને લઇને આવ્યા લાગે છે. નહીં, નહીં, મારે તેને જોવી નથી. મારી અગાઉ ચાર થઇઓ. પણ તેમના મુવા પછી હું આવી. અને આ તો મારા દેખતાં મારૂં નાક નીચું કરાવતી આવશે! નહીં રે નહીં. મને ભોંય-પર લો, તે અહીં આવે તે પેહેલાં મને બ્હાર કાઢો, અને બાળી નાખો. મારૂં કાંઈ નામનિશાન પણ રહેવા દેશો નહીં."

આવી રીતનો તેનો લવારો શરૂ થયો. કોઇપણું સાંભળનારને તેમાં વિસંગતપણું લાગત નહીં. પરંતુ આ લવારો વાના ચાળામાં જ ચાલતો હતો. વૈદરાજે તેની નાડી જોવા સારૂ હાથ પકડયો તે હાથ તેણે એવા જોરથી આચકો મારી છોડવી લીધો કે આટલું જોર એનામાં એકાએક શાથી આવ્યું તે વૈદરાજને નાડી તપાસ્યા વિના જ જણાઇ ગયું. વાના ઉતાર માટે તેમણે એક કડક માત્રા કાઢી, પરંતુ તે કેમે કરી ઓસડ પીએ નહીં, કોઇને પાસે આવવા દે નહીં, અને ઉપર જણાવ્યા પ્રમાણે લવારો કરવાનું તેણે શરૂ રાખ્યું. હાથના પણ ચાળા થવા લાગ્યા. "બાજી હવે હાથથી છેક છટકી" એમ વૈદરાજને જણાયાથી કૃષ્ણાજીપંત જે બાગમાં ગયા હતા ત્યાંથી તેમને બોલાવી લાવવા સારૂ સંદેશો મોકલવાનું ઠરાવ્યું. તેણે એક કારકુનને તેમને બોલાવવા જવાનું કહ્યું. કારકુન ગયો. તેણે "વૈદરાજે આપને હમણાં જ બોલાવ્યા છે. આપ ચાલો. બાઈ સાહેબની તબીયત ઘણી બગડી છે" એવો સંદેશો કહ્યો. પરંતુ કૃષ્ણાજીપંતે સંદેશો

કહાવ્યો કે, "હું આવીને હવે શું કરવાનો હતો? વૈદરાજને કહેજે કે ઓસડવેસડ કરી આવતી કાલની સાંજ સુધી એને ટકાવી રાખજો. વચમાં જ ઘોંટાળો થાય એવું થવા દેતા નહીં. અમે આવતી કાલની સાંજ સુધી કાંઇ આવવાના નથી."

કારકુન ઘણી ચમત્કારિક નજરે–તે જાણે કોઈ ક્રૂર શ્વાપદ તરફ અગર રાક્ષસ તરફ જોતો હોય એવી નજરે–તેમની તરફ જોઈ રહ્યો. બાકીનું મંડળ તેના જેવી જ, પરંતુ થોડી જુદી દૃષ્ટિથી તેમની તરફ જોઇ રહ્યું. તેમનો મિત્ર દિગંબર માત્ર તેમની તરફ એવી દૃષ્ટિથી જોતો હતો કે "વાહ રે બાહાદુર" એમ જ તેની આંખો તેને કહેતી હોય. પેલા કારકુનથી તે જગાએ વધારે વાર ઉભા રહેવાયું નહીં તેથી તે કાંઈ પણ ન બોલતાં ત્યાંથી ચાલ્યો ગયો.

કૃષ્ણાજીપંત પોતાના મિત્ર તરફ વળી બોલ્યો, "એ આમ જુવો. કરવો ઘટિત નહીં તેવો નિશ્ચય કર્યો. હવે તેનો કાંઈ વિચાર કરવો નહીં. હવે તો ગધેડાની પૂંછડી પકડી તે પકડી. હવે અણીની વખતે સૂતક આવી ન પડે એટલે ગંગા ન્હાયા."

દિગંબરે તત્કાળ ઉત્તર આપ્યું, "તેવું કાંઇ થશે નહીં. હવે બારણા બ્હાર કોઈ જાય નહીં, અગર અંદર કોઇ આવે નહીં, એવો હું બંદોબસ્ત કરૂં છું. પછી આપણને જણાશે જ શેનું? જાણીએ તો તેનો કાંઈ દોષ કેની?" તે પ્રમાણે તેણે વ્યવસ્થા પણ તુર્ત કરી. મુહૂર્ત બીજે દિવસે ત્રીજા પોહોરનું હતું, તે મુહૂર્તના વખતની અગાઉ જ કૃષ્ણાજીપંતની પાંચમી વહુએ "અરે મને પૂરી મરવા તો દયો" એમ કહેતાં કહેતાં પ્રાણ છોડયો. આ ખબર કૃષ્ણાજીપંતને પહોંચાડવી કે નહીં તે વિષે તેના ઘરમાં ચકચાર ચાલી. પરંતુ કોઈની પણ ત્યાં જવાની હિંમત ચાલી નહીં. ગામના ફરતારામ પૈકી એકને એ ખબર થતાં જ તે કેવળ મઝાની ખાતર બાગ તરફ દોડતો ગયો. પરંતુ તેને કોઇએ અંદર જવા દીધો નહીં.

આમ થતાં વાર તેને ગુસ્સો ચઢી આવ્યો અને તેણે મ્હોટેથી પોક મુકી અને બ્રાહ્મણો 'શુભ લગ્ન સાવધાન', 'શુભ મંગલ સાવધાન' એમ બોલતા હતા તે વખતે જેટલી જેટલી વખતે એ શબ્દો તેને કાને પડયા તેટલી તેટલી વખતે તે બ્રાહ્મણોના જ સુરમાં "તમારી બૈરી મરી ગઈ છે," એમ મ્હોટેથી ઘાંટા પાડી બોલતો ગયો.

# પ્રકરણ ૨૪ મું.



## મોરમાસ્તર.



દિગંબર સ્હવારના પોહોરમાં ઉઠી ડેપ્યુટી સાહેબને ઘેર ગયો હતો. પરંતુ ડેપ્યુટી સાહેબ કોઇ ગામ ગયા હતા, તેથી તેનું મન જરા કચવાયું. તે કાંઇક વિશિષ્ટ હેતુથી ત્યાં ગયો હતો. હવે જો આપણે આ કામ સિદ્ધ કરીશું નહીં તો આપણી આબરૂ જવાનો વખત આવ્યો છે એમ તેને લાગતું હતું. તેથી ઘેરથી નિકળતી વખતે જ તેણે નિશ્ચય કર્યો હતો કે આજે આપણે આપણું કામ ફત્તેહ કરી લેવું. ગમે તેમ થાય તોપણ કાંઇ હરકત નહીં; પણ આજે તો ડેપ્યુટી સાહેબની પાસે પોતાની મરજી મુજબ કામ કરાવી લેવું એવો વિચાર કરી તેણે ડેપ્યુટી સાહેબના ઘરમાં પગ મુકયો હતો. એટલામાં તો ડેપ્યુટી સાહેબ ફરવા ગયા છે, બે દિવસ સુધી પાછા આવવાના નથી એમ મોરમાસ્તરે તેને આગળ આવી કહ્યું. એ સાંભળતાં જ તેની મુદ્રા ઉપર નિરાશાનું ચિહ્ન જણાયું. તે ક્ષણવાર ત્યાં ગુપચુપ ઉભો રહ્યો. પછી તેણે હળવે રહીને મોરમાસ્તરને કહ્યું, "કેમ રે! મારા મનમાં તમને કાંઇ પૂછવાનું છે. તમે સંમતિ આપશો તો પૂછીશ."

"હા, હા. બેલાશક પૂછો." મોરમાસ્તર એકદમ બોલી ઉઠયો, "જેમને અમારા સાહેબને જે કાંઈ પૂછવું હોય તે તેણે મને પૂછવું. હું જેમ કહીશ તેમ મારા સાહેબ કરશે. તે વિષે તમે જરા પણ સંદેહ રાખશો મા. આપનું શું કામ છે, મને કહો."

મોરમાસ્તરનું આવું બોલવું સાંભળી દિગંબરે ડોકું હલાવ્યું અને તે હસતું મ્હોં કરી બોલ્યો, "માસ્તર, મને કાંઇ એ વાતની ખબર નથી શું? તમને જ સાથે તેડી જઈ કાંઇક વાતો તમને પ્રત્યક્ષ બતાવવા તથા કહેવાના હેતુથી તો હું અહીં આવ્યો હતો. માટે તમે મારી સાથે આવો એટલે..."

"ચાલો બાલો કાંઇ નહીં. ભાભીસાહેબનો હુકમ છે કે મારે અહીંથી બિલકુલ હાલવું નહીં. તેમના કહેવા ઉપરાંત હું જરા પણ ડગલું ભરવાનો નથી. તમારે જે કાંઇ કહેવું હોય તે અહીં કહો."

"અરે કહેવામાં કાંઇ હરકત નથી પરંતુ તમારાં ભાભીસાહેબ જરા

કડક મીજાજનાં છે. રાવસાહેબ અહીં નથી એવે વખતે મને બેઠેલો જુએ તો શું કહેશે ને શું નહીં. માટે જરા વિચાર......"

"તેમાં કાંઈ નહીં હો. ભાભીસાહેબ કાંઈ બોલશે નહીં. છતાં કદાચ કાંઇ બોલ્યાં જ તો હું જોઇ લઇશ. હું તેમને બધી વાત સારી રીતે સમજાવી દઇશ. એટલે તે તમને કાંઈ પણ કહેશે નહીં."

આ સાંભળી દિગંબરને ઘણું આશ્વાસન મળ્યું અને તે બોલ્યો, "માસ્તર, આ ઘરમાં ખરૂં ચલણ તમારૂં જ છે તે શું અમે જાણુતા નથી? તેથી ખરૂં જે કામ થવાનું તે તમારી મારફત જ. માટે ચાલો. રાવસાહેબની બેઠકમાં જઇએ."

આમ કહી દિગંબર આગળ ચાલ્યો અને મોરમાસ્તર તેની પાછળ પાછળ ચાલ્યો. બેઠકના ઓરડાનું બારણું વાસેલું હતું. તે દિગંબરે હાથ લાંબો કરી ઉઘાડયું તો અંદર ભાભીસાહેબને સૂતેલાં દીઠાં. તેમની તથા એની દ્રષ્ટાદ્રષ્ટ મળી. દિગંબર પોતાને ઘણો શૂર સમજતો હતો. પણ આ વખતે તે છેક ગભરાઇ ગયો, અને પાછો હઠયો. ભાભીસાહેબનો પિત્તો ઉકળી આવ્યો અને તેમણે મ્હોટેથી ઘાંટો પાડી કહ્યું, "મોરમાસ્તર, તમને ખબર નથી કે હું અહીં જરા આડી પડી છું તે? બૈરૂં સૂતું હોય ત્યાં ધીમે રહી ચોરની પેઠે આવનાર કેવો કહેવાય છે? તમે આને શા માટે અહીં લાવ્યા? અહીં બેશી ચોરીચુપકીથી કાંઈ કાગળ બાગળ જોવા હતા કે શું? હવે ઘેર આવશે એટલે કહી દઇશ કે તમે એક લહીંગાને લઇ અહીં બેસવાના હતા. તમને ખબર નહોતી કે હું અહીં જરા આડી થવા આવી હતી તે?"

મોરમાસ્તર તદ્દન ઠંડો હતો. ઉલટું તે હસીને બોલ્યો, "મેં આમને કહ્યું કે રાવસાહેબ ઘરમાં નથી, ભાભીસાહેબ એકલાં છે, અને તે હાલ દિવાન-ખાનામાં જરા આડાં પડયાં હશે. પણ આણે મને કહ્યું 'ભાભીસાહેબને જ મળીશ. ભાભીસાહેબ તેમની નજરમાં આવે છે તેની સાથે બોલે છે, તો પછી મારી સાથે બોલશે જ. મારે જે કાંઈ કહેવું છે તે તેમને જ કહીશ.' આમણે મને આમ સ્પષ્ટ રીતે કહ્યું એટલે મારો ઉપાય શો? 'ઠીક ભાઈ, ચાલો' એમ મેં કહ્યું અને. આણી તરફ જ આવ્યા તો એ અગાડી..."

"મારી સાથે? મારી સાથે એને શું કામ હોવાનું હતું જે? જાઓ. તેને કહો કે મારી સાથે તમારૂં કાંઈ કામ નથી, અને બાયડીઓ સુતી હોય

ત્યાં જશોએ નહીં, ને આવશોએ નહીં. તેમનાં કામો કેવાં હોય છે તે હું સારી પેઠે જાણું છું."

દિગંબર બિચારો ચાર ડગલાં આઘો ખસી આ બધું સાંભળ્યાં કરતો હતો. તે લાલચોળ થઇ ગયો. આ છેવટનું વાક્ય સાંભળી બોરમાસ્તર તેને જતા રહેવાની ઇશારત કરતો હતો, એટલું જ નહીં પણ તેનો હાથ પકડી તેને દૂર લઇ ગયો. નીચે ઉતરતાંવાર દિગંબરે ઉછળીને બોરમાસ્તરને કહ્યું, "અરે મારા દેખતાં મારે માટે તેં આમ જુઠ્ઠું કહ્યું? તને શરમ ન આવી? બીજો કોઈ હત તો તેણે ત્યાંને ત્યાં જ તારી..." પરંતુ ક્રોધને લીધે તેનાથી એક શબ્દ પણ વધારે ઉચ્ચારાયો નહીં. એટલે બોરમાસ્તરે તેને કહ્યું, "તેમાં શું થયું? હું જ એને દિવાનખાનામાં ગપ્પાં મારવા તેડી લાવ્યો એમ કહું કે? ભાભીસાહેબ ત્યાં સૂતાં હતાં તે હું જાણતો નહોતો. તમને એટલી બધી લાગણી હતી તો મારાથી આગળ આગળ દોડી બારણું ઉઘાડવાનો લાડવો ખાવાનું તમને કહ્યું હતું કોણે? કહ્યું હતું કે કોઇએ? હું મારે આગળ આવત, બારણું હળવે રહી ઉઘાડત, અંદર ડોકીયું કરી જુવત, અને શું છે શું નહીં તે જોઇ તરત પાછો ફર્યો હત. તમે જ આગળ થયા તેને હું શું કરૂં? ખેર, એમાં શું? તમારૂં કામ શું હતું તે તો કહો. તમારૂં કામ હું કરી આપીશ. પછી કાંઈ?"

પરંતુ ક્રોધથી ચઢી આવેલી લાલાશએ દિગંબરના ચેહેરાને હજુ છોડયો નહોતો. આંખો ફાડી બોરમાસ્તર તરફ તે જોતો જ હતો. આખરે તે બોલ્યો, "તારી શેઠાણીને ઘણી મગરૂરી છે અને તું પણ જરા......"

બોરમાસ્તરે હસતાં હસતાં જ દિગંબરને કહ્યું, "આમ જુઓ, મારી શેઠાણી કેવી છે અને હું કેવો છું, તે કહેવાની પંચાતમાં તમે પડશો મા. હાલ તો તમારી મરજી મુજબ તમારૂં કામ થાય એવી જો તમારી ઇચ્છા હોય તો બોલો. મારા ધ્યાનમાં આવ્યું છે આપનું શું કામ છે તે. અને તે જ જો કામ હશે તો તે મારે હાથે થવાનું નથી."

"ત્યારે તું કરવાનો છે શું? મને ઉપર તેડી જઇ મારી ફજેતી કરાવી, અને આખરે કામ થવાનું નથી જ એમ કહે છે?"

"જે કામ થવા સરખું જ નથી તે થશે એમ કહી પણ કેમ શકાય? પેલી ગરીબ બિચારી મથુરાની બાબતમાં જ આપનું કામ છે ને? એમાં કાંઈ થવાનું નથી. થોડા દાહાડા ઉપર તેને રજા મળે નહીં એવી ખટપટ કરવામાં તમારી જેવી ફજેતી થઈ તેવી જ હજામત આ કામમાં મારી થશે. તે મારે ન જોઇએ. એવી ફજેતી કરી લેવા કરતાં મારે હાથે તમારૂં કામ

થઈ શકે એમ નથી એમ તમને સ્પષ્ટ રીતે કહી દેવું એમાં શું ખોટું? તેને કોનો વસીલો છે તે તમને ખબર નથી? તેને રજા ન મળે એ માટે તમે કાંઈ થોડી ખટપટ કરી હતી? પણ તેનો શો ઉપયોગ થયો?"

"હું તારી સાથે હવે બોલવા ઇચ્છતો જ નથી. મૂળમાં તારા જેવા ખુશામતીઆથી શું કામ થવાનું હતું. હું આજે રાવસાહેબને સૂચવવા આવ્યો હતો કે તમે આ મેહેતીનો બંદોબસ્ત કરો. નહીં તો અમે ડાઇરેક્ટર, કલેકટર વગેરે તરફ નનામી અરજીઓ કરીશું અને તેમાં તું એમને ઘેર રાત દિવસ પડયો ને પાથર્યો રહે છે. તું અહીં શું શું કામ કરે છે અને તને ઝટપટ પ્રોમોશન મળ્યું જાય છે તે એ જ કારણથી મળે છે એમ પણ લખી નાખીશું. એટલે તારાં અને તારા રાવસાહેબનાં લગુડીયાં લેવાશે."

"હવે માત્ર આપ આપનું ખરૂં સ્વરૂપ બતાવવા લાગ્યા છો. આખર સરવાળે તમે ડાઇરેક્ટર સાહેબ તરફ અમારી ફરીઆદ પોહોંચાડશો કેમ? અને ડાઇરેક્ટર સાહેબ અમને બંનેને કાઢી મુકશે એટલું જ કે નહીં? અને આ બધું તમે શા માટે કર્યું તો કે તમારા મનમાં એક અનાથ વિધવાને ખાવા પીવામાં ખાખાવીખી કરી મુકવી છે તેથી. વાહ વાહ! બહુ જ સારૂં આપનું કામ! પણ તે કામ થવું જ જોઇએ એમ તમને જો ખરેખરૂં લાગતું હતું તો ભાભીસાહેબે પૂછ્યું કે તરત આગળ કેમ ન થયા? જાઓ હવે. ભાભીસાહેબને જો આ વાતની ખબર થશે તો કાલથી આ ઘરમાં તમને પગ પણ મુકવા દેશે નહીં."

એટલામાં ઘણા જ કર્કશ તથા ક્રોધયુક્ત સ્વરમાં ઉચ્ચારેલાં નીચલાં વાક્યો તેમને કાને પડયાં: "કાલથી શા માટે? હાલને હાલ તેને અહીંથી ચાલ્યા જવાનું કહો. મુવો નનામી અરજીઓનો મને ધાક બતાવે છે! પેલા કૃષ્ણાજીપંતને તેની પાંચમી બૈરી જીવતી છતાં છઠ્ઠી કરવામાં ઉત્તેજન આપનાર તમે જ કેની? આવા તો તમારા ધંધા. અને પેલી ગરીબ બિચારી અનાથ છોકરી સામેનાં તમારાં તરકટની મને ખબર પડી ન હત તો તમે તેનું શુંએ કરી નાખત કોણ જાણે. મોરમાસ્તર, તું એમના એ કામમાં સામીલ થયો હતો કે? હું નહોતી જાણતી તે. તે બિચારી કેવી ગરીબ છે, કેવી સુશીલ છે. તેને પ્રોમોશન મળે એવી હું હવે તજવીજ કરવાની છું. સમજ્યા? અને ફરીથી તમને કહું છું કે તમને જો તમારી આબરૂ વહાલી હોય તો હમણાં ને હમણાં અહીંથી ચાલ્યા જાઓ. તમારે ફરીને અમારા ઘરમાં પગ પણ મુકવો નહીં."

દિગંબર છેક આભો બની ગયો. એમનું જે ભાષણ થયું હતું તે આ બાઇએ ઓથે ઉભા રહી સાંભળ્યું અને તે હવે તેના મ્હોં ઉપર જ આમ બોલવા લાગી તે જોઈ તેની જીભ તેને તાળવે ચ્હોંટી રહી, તે કેમે કરી નીચે આવી જ નહીં. તે કાંઈ પણ ન બોલતાં પાછા પગ કરતો હતો અને છેક બ્હારના દરવાજા આગળ આવ્યો ત્યારે તેના જીવમાં જીવ આવ્યો, અને થોડું બોલવાની પણ ધીરજ આવી. અને તે જતાં જતાં બોલ્યો, "ઠીક છે, ઠીક છે. તમે શું સમજો છો? તમે સાપને છંછેડયો છે. તેનું તમને ખાસ્સું ઇનામ અપાવીશ. હું નામનો દિગંબર છું. ખીજવાયો નથી ત્યાં સુંવી ગરીબ છું. ખીજવાયો કે જેના ઉપર ખીજવાઉં તેનું આવી જ બન્યું જાણજો. જોઈ લેજો હવે શું થાય છે તે. સમજ્યા?"

ધમણમાંથી જેમ પવનના સુસવાટા નિકળે છે તેમ દિગંબરના મ્હોંમાંથી પ્રત્યેક શબ્દે ફુંફાટો નીકળતો હતો, અને તે ફુંફાટાના સપાટામાં ને સપાટામાં જ તે આગળ ડગલાં ભરતો જતો હતો. આ રાવસાહેબની અહીંથી ઉઠાંતરી કર્યા વિના મારી મરજી મુજબ વેર લેવાનું બની આવે એમ નથી એવું તેના મનમાં પકકું ઠસ્યું હતું. પરંતુ તેમને અહીંથી હલાવવાને શી યુક્તિ રચવી તે તેને સૂઝતું નહોતું. તે સૂઝે ત્યાં સુધી, બની શકે ત્યાં સુધી, એમને હાથે જ કામ કાઢી લેવું એમ તેના મનમાં વખતો વખત થતું, અને એવા વિચારમાં ને વિચારમાં જ તે આજે રાવસાહેબને ત્યાં આવ્યો હતો. પરંતુ ત્યાં શું બન્યું તે હવે વાચકે જાણ્યું છે.

હવે આપણે આ મંડળ ઉપર વેર લીધા સિવાય રહેવું જ નહીં એવો એણે પૂર્ણ સંકલ્પ કર્યો. અને એ રાજેશ્રીએ પોતાના પરમસ્નેહી કૃષ્ણાજીપંત તરફ જવા કુચ કરી. કૃષ્ણાજીપંત તરતના સૂતકમાંથી છુટા થયા હતા. બને સ્નેહીઓની મુલાકાત થતાં જ કૃષ્ણાજીપંતે દિગંબરને પૂછ્યું, "તું આજે આવો સચિંત તથા ત્રાસેલો કેમ દેખાય છે?"

દિગંબરે કાંઇક ખરૂં કાંઇક ખોટું બોલી કહ્યું, "કૃષ્ણાજીપંત દાદા, આપ ઘણા નિશ્ચયી છો. આપ એક વખત કાંઇ કામ હાથમાં લ્યો છો તો તે છોડતા નથી; પછી તેમાં ગમે તેવી અડચણો તથા સંકટો આવે તોપણ તેની પરવા રાખતા નથી. 'હબશી પુઠ પકડી તે પકડી' એવી તો આપની નામના છે. માટે તે નામનાનો અમને કાંઈ અનુભવ થવા દ્યો. આ રાવ-સાહેબ ડેપ્યુટીની કાંઇ ફજેતી થાય અને તેની ઓછે પગારે અહીંથી બદલી થાય એવી કાંઈ તજવીજ કરો. તેનું કાંઇ પણ મ્હોટું નુકસાન થવું જોઇએ. તેની બૈરીએ તે દિવસે તમારૂં કાંઇ ઓછું અપમાન કર્યું હતું એમ નથી........"

કૃષ્ણાજીપંત બોલ્યો, "તારા બોલવાનું મને ઘણું આશ્ચર્ય લાગે છે. પણ તારે પેલી છોકરીની સાથે તથા આ લોકો સાથે લેવાદેવા શી છે?"

"આમ કોણ બોલે છે હેં?" દિગંબર છેક આશ્ચર્યચકિત ચેહેરો કરી વચમાં જ બોલી ઉઠયો, "આમ બોલનાર કૃષ્ણાજીપંત દાદા જ કે! કે મને કાંઈ સ્વપ્નું આવ્યું છે? આજ સુધી હજારો લોકોને તરકટો રચી હેરાન કર્યા; સેંકડો ડાવપેચ રમ્યા; લાખ્ખો કજીઆટંટા ઉપસ્થિત કર્યા તે તે લોકોની સાથે આપનું કાંઇ કામ હતું તેથી એ બધું કર્યું હતું કે? તે વખતે 'જાય ને' 'મરે ને' 'તેમની સાથે આપણે શું કામ છે' એવા ઉદ્દગારો નીકળ્યા નહોતા. વાહ રે વાહ! વાહ વાહ! શાબાસ!! આ આપનું છઠ્ઠું લગ્ન થયું ત્યારથી આવા વિચારો ઉદ્ભવ પામવા લાગ્યા છે, અને અમને મ્હોટા મ્હોટા ઉપદેશ કરવા માંડયા છે. ત્યારે હવે આપને શું કહેવું? પણ હવે આમ કરો. આટલા કામસર તમારો ઉપદેશ કોરાણે મુકી છાંડો, અને આ બે ચાર માણસો ઉપર સારી પેઠે વેર લઇ શકાય એવી કાંઈ તજવીજ કરો. આપને ખબર છે જ કે હું આપની તાલીમમાં જ ઉછર્યો છું. તેથી હું કાંઇ અમસ્થો બેશી રહું એવો નથી. ગમે તેવી યુક્તિ કાઢો, પણ આ બે ચાર બનાવો તો બનવા જ જોઇએ. આપને અશકય એવું કાંઇ છે જ નહીં. પણ આપે એક વખત વાત મન ઉપર લેવી જોઇએ એટલું જ."

આ છેવટના શબ્દોથી કૃષ્ણાજીપંત ઘણો ખુશ થયો, અને હસીને બોલ્યો, "તું પણ ઘણો દુરાગ્રહી છે યાર. પણ હવે શી યુક્તિ યોજવી તેનો વિચાર કરવાને તો મને વખત આપીશ કે નહીં! તે ડેપ્યુટી સાહેબ આવશે એટલે જઈશ એક વખત મુલાકાતને માટે, અને સળગાવી મુકીશ. જોઇશું પછી શું થાય છે તે. આવું કાંઇ પણ કાવતરૂં રચ્યા સિવાય કામ બરાબર થઇ શકશે નહીં. તારો તો આગ્રહ છે કે એ થવું જ જોઇએ."

"હા હા. મારો આગ્રહ જ છે. આ કામ તો થવું જ જોઇએ."

આટલું બોલી દિગંબર ઉઠયો, અને રસ્તે જતાં જતાં વિચાર કરવા લાગ્યો, "આ ગૃહસ્થ હાલ હાલ ઘણી ફિશીઆરી મારતો થયો છે. મારો સ્નેહી તો ખરો, પણ એને ગળે પણ કાંઈ બલા વળગાડવી જોઇએ! નિરંજન-શાસ્ત્રીને મળી જોઉં છું કાંઈ થઈ શકે એમ છે કે નહીં!"

## પ્રકરણ ૨૫ મું.

—:o:—

### બીજો પત્ર.



'મ્રાવતીના દુઃખસમુદ્રમાં અદ્યાપિ ઓટનો આરંભ થયો નહોતો. તેના ભાઈઓની હજુ સુધી કાંઈ પણ ભાળ લાગી નહોતી. પોલીસ મારફત તથા ખાનગી રીતે પણ પદ્માવતીના કહેવાથી વસંતરાવે બનતી તપાસ કરી હતી. તેના જ્યાં જ્યાં સ્નેહીઓ હતા ત્યાં ત્યાં તેણે પત્રો લખ્યા હતા. સ્નેહી નહોતા ત્યાં ઓળખાણ કાઢી તે ઓળખાણુ મારફત પણ શોધ કરી. પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહીં. પોલીસને વર્દી આપી તેમની મારફત પણ પુષ્કળ ચંચળાઇથી તપાસ ચલાવ્યો; પરંતુ વ્યર્થ. બે તરૂણ પુરૂષો કાંઇ પણ કારણ વિના એક બે દિવસમાં જ એકદમ બેમાલુમ થઈ જાય એના જેવું આ જગતમાં આશ્ચર્યકારક બીજું કાંઈ જ નથી. તેમની ભાળ કાઢવાનો હવે કોઈ પણ ઉપાય બાકી રહ્યો નથી એમ ધારી તે નિરાશ થઈ બેઠી. ભાઇઓ આવે ત્યાં સુધી પિતાનું વ્યવસ્થાપત્ર વાંચવું નહીં—જોવું પણ નહીં—એવો તેનો ઠરાવ હતો, અને તેના આ ઠરાવની વચ્ચે કોઇ પડયું પણ નહીં.

તેની મા દેવદર્શનમાં પોતાનો કાળ કાઢતી. પહેલ પ્રથમ સુમારે મહિનો સવા મહિનો તેણે મહા મુશ્કેલીથી ઘરમાં કાઢયો. ઘરમાં તેને પુરાણ વાંચી સંભળાવવા સારૂ પદ્માવતીએ એક પુરાણીને રોકયો. તોપણ તેને કાંઇ ચેહેન પડયું નહીં. પછી સાંજ સાંજની બ્હાર જવા લાગી. દેવદર્શન કર્યા સિવાય તેનાથી રહેવાય જ નહીં. આવી રીતે ચાર ઘડી તે બ્હાર જતી તે પદ્માવતીને ઘણું હિતાવહ થયું. કારણ, તેટલો વખત એને પોતાના મન સાથે વિચાર કરવા સારૂ મળતો. મા ઘરમાં હોય ત્યારે તે " મારા સોના જેવા છોકરાઓને ભટકતા કર્યા " એવું એવું બબડી વિહ્વલ થયા કરતી. આવી વિહ્વલ અવસ્થામાં તેને ભાન ન રહેવાથી હો, અગર છોકરીને કેટલું માઠું લાગશે તેની તેને કલ્પના ન આવ્યાથી હો—ગમે તેમ હોય—તે પદ્માના મનને અતિશય દુઃખ થાય એવા ઉદ્ગાર કાઢતી. " તું જો હઠ કરી જુદી રહી હત, તારા વરને અમારા ઘરમાં જ રાખવા કરતાં ન રાખવા માટે ઉત્તેજન આપ્યું હત તો તે છોકરાઓને કાઢી મુકત નહીં. તને બધો પૈસો આપવા સારૂ તો તેમણે આ બધું કર્યું. અને તારી તથા તારા વરની મેહેરબાની મેળવવા સારૂ તેમણે

છોકરાઓની સાથે કઠોર વર્તન રાખ્યું." આવા આવા ઉદ્દગારો તે પદ્માના મ્હોંપર કાઢતી. જાણે પેલા ન્હાસી ગયલા છોકરાઓ જ તેના છોકરા હતા અને પદ્મા તેની કાંઈ સગી જ નહોતી! પુરાણીનો ઉપદેશ સાંભળવા સારૂ તેણે પદ્માવતીને અનેક પ્રકારે આગ્રહ કર્યો. પોતાની સાથે દેવદર્શન તથા યાત્રાઓ કરવા આવવા વિષે પણ તેણે પદ્માને ઘણુંએ સમજાવ્યું. પરંતુ એ બન્ને બાબતોમાં પદ્માએ તેનું કાંઈ માન્યું નહીં. આ કારણસર પણ તેનો પદ્મા ઉપર ગુસ્સો હતો.

આ રીતે પદ્માની સ્થિતિ ઘણી વિલક્ષણ થઈ હતી. દુઃખનું તેવું વાસ્તવિક કાંઇ કારણ ન છતાં તેને અત્યંત દુઃખ થતું હતું. જ્યાં જોતી ત્યાં નિરાશા સિવાય બીજું કાંઇ જ તેની નજરે પડતું નહીં. તેમાં વળી તેની બ્હેનપણી માલતી પણ તેના વરની નોકરીને ગામ ગઈ હતી. ત્યાં પોતાની વ્યવસ્થા બરાબર રીતે થઈ શકશે નહીં એમ પ્રથમ તેના વરને લાગ્યું હતું. પરંતુ વ્યવસ્થા ઝટ થઈ શકી એટલે તેણે માલતીને આવવા લખ્યું અને એ ગઈ. પોતાની સખીને આવા દુઃખમાં છોડી જવું પડે છે, તે વિષે તેને ઘણું લાગ્યું. પરંતુ લાચાર. 'મારી સાથે આવ. ત્યાં નવા પ્રાંતમાં બધું જ નવું નવું જોઇ તને તારા દુઃખનો થોડા દિવસ ભૂલાવો પડશે' એમ પદ્માને કહી પોતાની સાથે તેડી જવાનો આગ્રહ કરવાનું તેને શક્ય લાગ્યું નહોતું. તેની માને છોડી, ઘરની બધી ગેરવ્યવસ્થા થઇ હતી તે બધી તેમની તેમ રહેવા દઈ બીજે ક્યાં પણ પદ્માથી જઇ શકાય એમ હતું જ નહીં. માલતી ગામમાં હતી ત્યાંસુધી દરરોજ એ તેને ત્યાં જતી અગર તે એને ઘેર આવતી. આથી એક બીજાને પરસ્પરની મુલાકાતનું સુખ મળતું. પરંતુ માલતીના ગયા પછી એ સુખ પણ નષ્ટ થયું. મનમાં કાંઇ વિચાર આવતો તો તે સારો કે નરતો એ વિષે ચર્ચા કરવાનું સ્થળ હવે રહ્યું નહીં. મનને ખેદ ઉપજાવે એવો કાંઈ બનાવ બને અગર મા કાંઇ દુઃખદ ભાષણ કરે તો મન ખુલ્લું કરી બોલી મનને દિલાસો મળવાની જગા હતી તે પણ જતી રહી. માલતી હતી ત્યાં સુધી વસંતરાવ પણ તેની સાથે એને ઘેર આવતો અને તેનું કાંઈ કામકાજ કરવાનું હોય તો તે તેને પૂછી લેતો, અને પોતે અગાઉ કાંઈ કામ કરવાનું માથે લીધેલું હોય તો તેનું શું થયું તે બધું કહેતો. કાંઇ વિશેષ લાવવા મુકવાનું હોય તો તે પણ એ કરતો. માલતી ઘેર ન આવી હોય ત્યારે પદ્મા તેને ઘેર જતી અને ત્યાં વસંતરાવને કાંઈ કહેવા મુકવાનું અગર પૂછવા કરવાનું હોય તો તે કહેતી અગર પૂછી લેતી પરંતુ માલતી તેના પતિને ઘેર ગયા પછી વસંતરાવને ઘેર જવામાં એ સંકોચાવા લાગી. આવી રીતે પદ્માની સ્થિતિ વિલક્ષણ

થઈ રહી. શું કરવું, ને ન કરવું એ તેને કાંઇ સુઝતું નહોતું, અને તે પોતાની વિવંચનામાં ને વિવંચનામાં જ પોતાનો કાળ ક્રમતી હતી.

એટલામાં એક શનિવારે બપોરે ટપાલ આવ્યો તેમાં તેના નામનો વિલાયતનો એક પત્ર હતો. પત્ર ઉપરના અક્ષર જોઇને તેના પેટમાં ધાસ્કો પડયો. પત્ર ફોડવો જ નહીં એમ તેના મનમાં આવ્યું. પત્ર તેના વરનો હતો તે એણે ઓળખ્યો અને તેથી જ તેની આવી સ્થિતિ થઇ. આની અગાઉનો ભયંકર પત્ર તેને યાદ આવ્યો, અને તે જ નમુનાનો આ પત્ર હશે એમ તેના મનમાં વસ્યું. કોઇ બીજા માણસને કોઇના તરફથી અંદર ભયંકર સાપ મુકી બંધ કરેલી પેટી નજરાણા તરીકે આવે પણ તે પેટી ઉઘાડવી નહીં, જેવી સ્થિતિમાં આવી છે તેવીને તેવી જ સ્થિતિમાં તે રાખી મુકવી. એમ લાગે અને તેથી તે તે પેટીની તરફ ભયભીત દૃષ્ટિથી જોઈ રહે છે તેવી જ સ્થિતિ પદ્માની આ પત્રને સંબંધે થઈ. આગળના પત્ર પ્રમાણે જ આ પત્ર પણ પોતાના ઉપરની ગાળોથી અને નાના પ્રકારની નિર્ભર્ત્સનાથી ઉભરાઈ જતો હશે, તેમાં પોતાના સ્વર્ગસ્થ પિતાની નિંદા અતિશય હશે, એવી તેને પક્કી ખાતરી હતી. તેથી તેણે તે શનિવારનો આખો દિવસ તે કાગળ આમથી તેમ ને તેમથી આમ નાંખવામાં જ કાઢી નાખ્યો. વચમાં વચમાં અંદર શું છે તે જોવું એમ મનમાં આવતું. પાછળ લખાણ આવ્યું હતું તેના કરતાં કાંઇ વિશેષ ખરાબ આમાં હોય એ શક્ય નહોતું. ફરીને વિચાર આવતો કે મારા પિતા ગત થયા છે ને તેમને સંબંધે અંદર ગાળો સિવાય બીજું કાંઇ નહીં હોય તો પછી તે વાંચવાથી હાંસલ શું? આવ્યો છે તેવો ને તેવો પડી રહેવા દેવો એટલે થયું.

આ પ્રમાણે એક વખત એક, તો બીજી વખત બીજો, ત્રીજી વખત ત્રીજો, ફરીને એક એમ વિચારો આવી પદ્માનું મન હિંડોળાની પેઠે હીંચકા ખાતું રહ્યું. આખરે જીજ્ઞાસાએ પોતાનું પ્રાબલ્ય ચલાવી તેની પાસે તે પત્ર ફોડાવ્યો. અંદર ખચિત ઘણો જ ભયંકર કાળો નાગ છે એમ જાણ્યા છતાં તે કેવો છે તે જાણવાની ઉત્કંઠા દાબી ન રાખી શકાયાથી ગભરાતા ગભરાતા કાંપતે હાથે કંડીઓ ઉઘાડવાનું કોઈ ધારિષ્ટ કરે તેના જેવી જ આબેહુબ પદ્માની સ્થિતિ થઇ. કાગળ ઉઘાડવા હાથમાં લેતાં વાર તેના હાથ થર થર કંપવા લાગ્યા, ને કાળજું ધડકવા લાગ્યું. 'હે પ્રભુ, મને ગમે તેટલી ગાળો ભાંડી હોય, પરંતુ મારા સ્વર્ગસ્થ પિતાને સંબંધે કાંઇ આડું અવળું લખેલું ન હોય એમ કરજે' એવી પ્રાર્થના કરતાં કરતાં તેણે પાકીટ ફોડયું. અને અંદરથી પત્ર બ્હાર કાઢયો, અને તેની ઘડી ઉઘાડી તે તરફ પોતાની આંખ

ફેરવી. પેહેલી જ લીટીના પેહેલા ચાર અક્ષરો જતાં વાર તેના મનમાં ઉથલ-પાથલ થઈ રહી. તે ચાર અક્ષરો આ પ્રમાણે હતાઃ 'વ્હાલી પદ્મા.'

"શું? મ્હારા પતિએ ફરીને મને 'વ્હાલી પદ્મા' એમ કરી સંબોધી!" આ ચાર અક્ષરો ઉપર જ દૃષ્ટિ રાખી તે ઘણા વખત સુધી સ્વસ્થ રહી. તેનાં નેત્રમાં આંસુનું પડળ આવ્યું, અને ક્ષણવાર સુધી તેનાથી કાંઈ દેખાયું નહીં. તેણે આંખો મીચી દઇ આંસુ ગાળ્યાં. એ આંસુ તેના દુઃખ તથા ચિંતાથી અત્યંત પાંડુવર્ણ પ્રાપ્ત કરેલા ગાલો ઉપરથી વહેવા લાગ્યાં. આટલા ચાર જ અક્ષરો ઘણા સમય સુધી જોયાં કરવા એમ એને લાગ્યું. આગળ કાંઇ ઓછું વધતું, આડું અવળું લખ્યું હોય તો તે વાંચવા કરતાં કેવળ અન-પેક્ષિત રીતે મળેલા આ ચાર શબ્દોના પુનઃ પુનઃ વાચનથી મનને થતો આનંદ શામાટે ગુમાવવો એવો વિચાર તેના મનમાં આવ્યો હોવો જોઇએ. પણ માત્ર આટલા અક્ષરોથી જ મળનારો આનંદ ક્યાં સુધી ટકવાનો હતો. થોડા જ સમયમાં જીજ્ઞાસાએ એ વિચાર દૂર ખસેડી નાખી અંદર શું છે તે વાંચવાની તેના મનની પ્રવૃત્તિ કરી અને તે મુજબ તે વાંચવા પણ લાગી. તેણે વાંચ્યો તે પત્ર નીચે પ્રમાણે હતોઃ—

" વ્હાલી પદ્મા,

"ત્હારા ઉપર આવી પડેલું અસહ્ય દુઃખ તેં મને શા સારૂ લખી જણાવ્યું નહીં? ત્હારા પિતા એકાએક ગત થયા તેની તેં મને શામાટે ખબર કરી નહીં? વર્તમાનપત્ર દ્વારા એ વાત જાણી મારા મનને એકદમ ધક્કો લાગે એ તને ઉચિત લાગ્યું શું?

"પણ આ તને હું શું લખું છું? જે ચંડાળે તને આડા અવળા કાગળો લખ્યા, ત્હારો સર્વસ્વી ત્યાગ કર્યો છે, ત્હારૂં ફરીથી મ્હોડું પણ જોવું નથી એમ લખ્યું, ત્હારા સત્વશીલ, સરલોદાર પિતાને નહીં નહીં તેવા શબ્દોથી નિંદ્યા તે તારા પિતાના મરણની ખબર તારે આપવી જોઇએ એવી અપેક્ષા મારે શા સારૂ રાખવી? વ્હાલી! ગયા ચાર મહિનામાં મ્હારા મનને જે ઉપરતિ થઈ છે તે રતિપુર પણ જો તું જાણત તો તું મને પત્ર લખી મારા મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કરત. મને મ્હારી અગાઉની મૂર્ખાઈ વિશે, શબ્દો વિશે તથા પત્રો વિશે કેટલો બધો પશ્ચાત્તાપ થયો છે તે તને સ્પષ્ટ સમજાય એટલા માટે તને ખુલાસાવાર પત્ર લખી ત્હારી પાસે તથા ત્હારી મારફત ત્હારા પિતા પાસે ક્ષમા માગવી એવું અનેકવાર મ્હારા મનમાં આવ્યું હતું. પરંતુ તેમ કરવા મારો હાથ લેખણ પકડી શકતો નહોતો; કાગળ

પાસે લેવા દેતો નહોતો. દુષ્ટપણાના પાછલા કાગળો લખનાર તે હું જ હવે ક્ષમા માગવાના પત્રો લખવા માંડુ તો કોઈ પણ ભરૂંસો કરે કે ? ઉલટું, આમાં કાંઇ લુચ્ચાઈ છે એમ જ મનમાં આવે, એવો વિચાર કરી હું છેક મુંગો રહ્યો. પશ્ચાત્તાપના અગ્નિથી મારૂં મન બળતું રહ્યું. અને તેજ કારણથી મેં ઝુર્યા કર્યું. અને હું મરૂં છું કે જીવું છું એવી મારી ગયા મહિનામાં સ્થિતિ થઈ. આવામાં ત્હારા પિતાના અકસ્માત્ મૃત્યુના હૃદયભેદી વર્તમાન વર્તમાન-પત્રદ્વારા મારા વાંચવામાં આવ્યા. અને એકદમ એવા વિચારે મનમાં પ્રવેશ કર્યો કે મારી ધર્મપત્ની એકદમ હવે છેક અનાથ થઈ. તેના ભાઇઓ તો ખરાબ છે જ. પિતાની પાછળ તેમની પાસે એને રહેવું પડશે તે એને અત્યંત દુ:સહ થશે તેથી આપણે તેની પાસે દોડી જઈ તેની ક્ષમા માગી તેને સુખ આપવું.

સુખ—તે શું શ્રીમંતાઈમાં, અઢળક પૈસામાં અને જે કાંઇ જોઇએ તે સર્વ ઇચ્છા થતાં વાર મળવામાં જ કાંઈ સમાઇ રહ્યું છે ? કકડો કોર મળે તે ખાઈ, ગંદી ગંધાતી ભિખારી જગામાં સુખથી સંસાર દીપાવનારાં ગરીબ બાપડાં જોડાં કેટલાં છે ? તેમાંનાં જ આપણે શા માટે ન થઇએ ? હિંદુસ્તાનમાં જઇ, મારી પત્નીની ક્ષમા માગી ક્યાંય પણ પાંચ પચ્ચીસ રૂપીઆની નોકરી લઇ તેની સાથે "ઝુંપડીમાં પ્રેમસંસાર" માંડવો એવો મેં નિશ્ચય કર્યો. મારા મનમાં તને આ પત્ર પણ લખવો નહીં એવો વિચાર હતો. એકદમ ત્હારી આગળ આવી ઉભા રહી હાથ જોડી 'ક્ષમા કર' એમ કહી તને આશ્ચર્યચકિત કરવાનો હતો. પણ તેટલી હિંમત થઇ નહીં. પિતાના મરણથી તારી અત્યંત દુ:ખમય સ્થિતિ થઇ હશે, ત્હારા ભાઇઓએ તને અત્યંત હેરાન કરવાનો પ્રારંભ કરવા માંડયો હશે. તારી માતાએ પણ તે જ મુજબ તેમાં ઉમેરો કર્યો હશે. આવા આવા અનેક વિચારો મારા મનમાં ઉત્પન્ન થયા અને આખરે આ પત્ર તને લખવાનો મેં નિશ્ચય કર્યો. આજ પર્યંત જે કાંઈ થયું તે બધું તું વીસરી જા. આગળનો હું હવે નથી. ત્હારા સારા ગુણોના સ્મરણથી અને અહીં મળેલા અત્યંત અનિષ્ટ અનુભવથી મ્હારૂં મન ફરીને ત્હારી તરફ વળ્યું છે. ત્હારા પિતાને મેં વિનાકારણ નિંદ્યા. દૂધ પાઇ ઉછેરેલો કૃષ્ણ સર્પ પાનારના હાથને ડંખે તેના જેવી જ મેં કૃતિ કરી. ત્હારા પિતાએ મ્હારૂં કાંઇ પણ નુકસાન કર્યું નથી. ત્હારે લીધે ત્હારા પિતાએ મને તેમના પોતાના છોકરાના કરતાં પણ વધારે—છોકરા કરતાં પણ વધારે એમ કેમ કહું છું, છોકરાઓને દૂર ખસેડી મને પાસે રાખી હું તેમનો પોતાનો જ છોકરો હોઉં એવી રીતે મ્હારી સાથે વર્તન રાખ્યું, મ્હારી બધી હઠો

પૂરી પાડી. પરંતુ તેટલાથી તૃપ્તિ ન થતાં મેં ગાંડીઘેલી હઠો કરવા માંડી અને તે હઠ પૂરી પાડવામાં તેમની નાખુશી જોતાં તેટલા ઉપરથી પક્કો કૃતઘ્ની બની મેં તેમને, અને તું પણ મારૂં માનતી નહીં તેથી તને પણ, ન દેવાય એવી ગાળો ભાંડી. હું તમારી નિંદા કરવા લાગ્યો, અને ગમે તે પ્રકારે બ્હેકવા માંડયું. સારાંશ, કૃતઘ્નીપણાની તથા દુષ્ટપણાની હદ વાળી નાખી. વળી અહીં આવ્યા પછી થોડા દિવસ બાદ તને જે પત્રો લખ્યા તેમાં તો હું કૃતઘ્નીપણાના શિખર ઉપર જ જઈ બેઠો. તે પત્રો લખ્યા પછી બીજે અગર ત્રીજે જ દિવસે મને કાંઇ કારણસર પશ્ચાત્તાપ થયો. તે પત્રો ટપાલમાં 'નાખ્યા ન હત તો સારૂં થાત એમ મનમાં લાગવા માંડયું, કરેલી મૂર્ખાઇ માટે હું મને પોતાને ગાળો દેવા લાગ્યો, અને તાબડતોબ ક્ષમા માગવાના પત્રો લખી નાખવા એમ મનમાં વસવા માંડયું. પરંતુ ક્ષમા માગતાં શરમ લાગી. મારા જેવા દુષ્ટ સ્વભાવના માણસોની આવી જ સ્થિતિ થાય છે. દુષ્ટ કૃત્ય કરવામાં અગર દુર્વચનો કહેવામાં તેમને શરમ લાગતી નથી. પરંતુ તે આપણે વિનાકારણ કર્યું અગર ઉચ્ચાર્યું એમ સ્પષ્ટ જણાઈ આવ્યા પછી પણ તે બદ્દલ પશ્ચાત્તાપ થયો છે, મનમાં ખોટું લાગે છે એમ લોકોને જણાય તો તેમાં લાજ લાગે છે. આપણે ક્ષમા માગીએ અને તે આપણને મળે નહીં તો આપણું કેટલું મ્હોટું અપમાન, કેટલી આપણી અવહેલના, કેટલી મ્હોટી આપણી વિટંબના થઇ એમ લાગે છે. અને એ વિચારથી લાજ કોરાણે મુકી ક્ષમા માગવાની તેમની હિંમત થતી નથી. આપણી ભૂલ થઇ છે, તે ભૂલના આવેશમાં ને આવેશમાં આપણે ભયંકર કૃત્યો કર્યા છે એમ મનમાં ઠસ્યું હોવા છતાં તેમ સ્પષ્ટપણે કબૂલ કરવામાં પણ ધારિષ્ટ જોઇએ છીએ. તે ધારિષ્ટ મને આવ્યું નહીં તેથી હું ચૂપ રહ્યો. મ્હારા આગલા પત્રથી ત્હારા મનમાં ઉદ્‌ભવેલું દુઃખ તેવું ને તેવું રહેવા દેવાનું મેં પસંદ કર્યું. આવી પશ્ચાત્તાપથી દગ્ધ થયલી સ્થિતિમાં જ હું હજુએ ઘણા દિવસ સુધી રહ્યો હત. પરંતુ ત્હારા પિતા ને મ્હારા પ્રિય સસરા—આબાસાહેબ અકસ્માત્ ગત થયાનું વર્તમાનપત્રમાં વાંચતાં વાર મનને અતિશય દુઃખ થયું. હવે અહીં રહેવું પણ નહીં એમ પણ મનમાં આવ્યું, ને એકદમ ત્હારી પાસે આવી તને થયલા દુઃખનું ક્ષાલન કરવું એવો મેં નિશ્ચય કર્યો. તને પત્ર પણ લખવો નહીં ને એકદમ ત્હારી આગળ આવી ઉભા રહેવું એમ મનમાં આવ્યું. પણ તેમ ન કરતાં એક અઠવાડીએ કાગળ લખી ટપાલમાં નાંખી બીજે અઠવાડીએ નીકળવું એવો વિચાર કરી પત્ર ટપાલમાં નાખ્યો. આ પત્ર ત્હારા હાથમાં આવશે ત્યારે હું એડનથી ચાર

દિવસની મંજલ ઉપર આવી પહોંચ્યો હઇશ. અને જે શુક્રવારે અગર શનિવારે તને આ પત્ર મળશે તેને આઠમે દિવસે હું ત્હારી સમક્ષ આવીને ઉભો છું એમ સમજજે. કોઈ ક્રૂર શ્વાપદને જોઈ બ્હીને હરણી જેમ ન્હાસે છે તેમ તું ન્હાસીશ મા. હું હવે પાછલા પત્રનો લખનાર દુષ્ટ દુર્યોધન જેવો રહ્યો નથી. હાલનો પત્ર લખનાર હું પશ્ચાત્તાપથી શુદ્ધ થયલો, મ્હારા સ્વર્ગસ્થ સસરાના આત્મા પાસેથી અત્યંત લીન–દીનપણે ક્ષમા માગનારો, ત્હારી ક્ષમાની તથા પ્રેમની લાલસા રાખી ત્હારી તરફ દોડી આવનારો, ત્હારી પ્રેમદૃષ્ટિની વૃષ્ટિથી શાંતિ મળવાની ઇચ્છા રાખનાર, તથા ત્હારા ચરણ ઉપર આ જગતનું મ્હારૂં સર્વસ્વ અર્પણ કરવાને ઉત્સુક એવો ત્હારો ખરો પતિ છું એમ ખાતરીથી સમજજે."

પદ્માવતીએ આ પત્ર વાંચ્યો. અને તેના નેત્ર વાટે અવિરત અશ્રુધારા વહેવા લાગી. તે એકદમ નિશ્ચેષ્ટ થઇ.



# પ્રકરણ ૨૬ મું.



## આનંદ.



જે પ્રમાણે કોઈ યોગી સમાધિ લગાડી સ્વાનંદ સામ્રાજ્યમાં તલ્લીન થાય છે અને તેને જગતનું અસ્તિત્વ પણ લક્ષમાં રહેતું નથી તે પ્રમાણે પદ્માવતી પણ તે સમયે નિશ્ચેષ્ટ પડી રહી સ્વાનંદ સામ્રાજ્યમાં છેક ગરક થયલી જણાઈ. તેની આવી ચલન રહિત સ્થિતિમાં પણ તેની મુખમુદ્રા ઉપર આનંદની છાયા સ્પષ્ટ દીસતી હતી. તેની ચર્યા ઉપર સ્મિત હતું. તેનો આત્મા આનંદમાં નિમગ્ન થઇ શરીર છોડી અન્ય સ્થળે કૂદકા મારતો હતો. તથાપિ તેની દૃષ્ટિ તેના શરીર ઉપર હતી એમ સ્પષ્ટ જણાતું હતું. સમડી જેમ પોતાના બચ્ચાંથી ભરપૂર પોતાનો માળો છોડી ઉંચે આકાશમાં ઉડી આનંદમાં ને આનંદમાં ગોળ ચક્કરો માર્યાં કરતી હોવા છતાં તેની સૂક્ષ્મ દૃષ્ટિ તેના માળા તરફ જ હોય છે; અને તે માળામાંહેના બચ્ચાંની દૃષ્ટિ તેમની મા પ્રત્યક્ષ દેખાતી ન હોવા છતાં પણ તેની તરફ જ હોય છે તેવી જ સ્થિતિ પદ્માવતીના આત્મા તથા શરીરની થઇ હોવી જોઇએ. તેનો આત્મા તેના શરીર રૂપી પાંજરૂં છોડી ક્યાં પણ દૂર સંચાર કરવા ગયો હતો, તથાપિ તેનું સર્વ લક્ષ તે શરીર તરફ હતું. અને તે કારણથી તેના શરીર ઉપર આનંદની છાયા સ્પષ્ટ દેખાતી હતી માણસને સ્વપ્નું આવતું હોય છે ત્યારે તેનો આત્મા શરીર છોડી જ્યાં ગયો હોય છે ત્યાંના સુખ દુઃખની છાયા શરીર ઉપર પડયાં કરે છે એવો અનુભવ કોને નથી? સુખમય સ્વપ્નું આવતું હોય છે તો તે સ્વપ્નાના સુખનો અનુભવ આત્મા શરીરથી સો કોસ દૂર જઇને લેતો હોય છે તોપણ તે સુખથી થતા સંતોષની છાયા (તેથી આવતું હસવું વગેરે) શરીર ઉપર–મુખ ઉપર દેખાય છે. આ અનુભવ રોજનો છે. આપણે ક્યાંય પણ દૂર દેશ ગયા છીએ અને ત્યાં સુખ અનુભવીએ છીએ એવું સ્વપ્નું આવતું હોય છે તો પથારીમાં પડેલા શરીરને તે સુખનો અનુભવ થતો હોવાથી શરીર ઉપર વિકાર થાય છે. દુઃખ ભોગવીએ છીએ એવું સ્વપ્નું આવતું હોય છે તો શરીરને દુઃખોનો અનુભવ થતો હોવા જેવા શરીર ઉપર વિકાર થાય છે. બાળક ગાઢ નિદ્રામાં હોય છે તે આપણે જોઇ શકીએ છીએ. પરંતુ વચમાં જ એકાદ વખત તેના મુખ ઉપર કોમળ સ્મિત

અગર રૂદન દેખાય છે. તેનું મુખ હસતું અગર રડતું દેખાય છે તેનું કારણ પણ આ જ. બાળકનું શરીર નિશ્ચેષ્ટ હોય છે પરંતુ તેનો જીવાત્મા સંચાર કરતો હોઇ તેને થનારા સુખ દુઃખની છાયા તેના શરીર રૂપી પાંજરા ઉપર પડ્યા વિના રહેતી નથી. તેવી જ સ્થિતિ સુખ દુઃખથી ઉત્પન્ન થતા નિશ્ચેષ્ટપણામાં થાય છે; સૂક્ષ્મ દૃષ્ટિથી જોવું માત્ર જોઇએ.

પરંતુ આ તત્ત્વજ્ઞાનની વાત છોડી આપણે વ્યવહારમાં ઉતરીએ. બિચારી પદ્મા આનંદાતિરેકથી આંસુ ઢાળતી ઢાળતી છેક નિશ્ચેષ્ટ થઈ ગઈ. તેને પકડી રાખનાર, કે તેને શુદ્ધિ ઉપર લાવવાની તજવીજ કરનાર તે વખતે તેની પાસે કોઇ નહોતું. તેની મા જમીને તરત જ કોઇ ઠેકાણે કાંઇ પુરાણ-વાચન ચાલતું હતું ત્યાં ગઈ હતી. ઘરની ચાકરડી પોતાનું કામ-કાજ આટોપી એક સાદડી નાખી તેના ઉપર આડી પડી હતી. ઉપર શું ચાલ્યું છે તેની તેને લવલેશ ખબર નહોતી. એક નોકર હતો તે પણ તેને માટે પીરસી મુકેલું ખાઇ લઇ આગલા દરવાજા આગળ બેશી ઓરકાડ ખાતો ચલમ ભરતો હતો. તેને પણ ઉપર પદ્માવતીની આવી સ્થિતિ થઈ હશે એવી કલ્પના નહોતી.

એટલામાં વસંતરાવ ત્યાં આવી ચઢ્યો, અને તેણે 'પદ્માબ્હેન છે કે?' એમ પૂછ્યું.

તેને જોતાં જ નોકરે પોતાની ચલમ ઝટપટ સંતાડી દીધી અને 'હા, હશે ઉપર' એવો ઉત્તર આપ્યો, અને તેને ઉપર પહોંચાડવા સારૂ તે ઉઠ્યો. અંદર જતાં જ "કાકી, બ્હેન ઉપર છે કે?" એમ તેણે રાંધનારીને પૂછ્યું.

રાંધનારીએ પડયાં પડયાં જ 'ત્હારે શું કામ છે રે તેમનું' એમ પૂછ્યું. એટલામાં તેની નજર વસંતરાવ ઉપર પડી એટલે તે સૂતી સૂતી જ પ્રથમ ભમ્મરો સંકોચાવી નોકર તરફ જોઇ હશીને બોલી "હા, છે. જા ઉપર." અને પાછું પોતાનું માથું પાપસણા ઉપર ટેકવી દીધું. વસંતરાવે નોકરને કહ્યું, "છે ત્યારે તો ઠીક, તું બેસ. હું ઉપર જઇશ. કાકી ક્યાંક બ્હાર ગયાં લાગે છે."

નોકરે હસીને 'હા' કહી; અને તે પાછળ રહ્યો. વસંતરાવ ઉપર ગયો. જે દિવાનખાનામાં આબાસાહેબે દેહ છોડયો હતો તે દિવાનખાનું છેક બંધ રાખ્યું હતું. તે માળનો બાકીનો ઘણોખરો ભાગ પણ બંધ હતો. માત્ર બે ત્રણ ઓરડીઓ જ ઉઘાડી હતી. વસંતરાવ તે ઓરડીના બારણા આગળ ગયો. બારણું બંધ હતું. પદ્માવતી ઉંઘતી તો નહીં હોય એવો એક ક્ષણ-

વાર તેના મનમાં વિચાર આવ્યો. પરંતુ તે દિવસે કદી પણ ઉંઘતી નથી એમ તે જાણતો હતો, તેથી તેણે બારણા ઉપર ટકોરા માર્યા. પરંતુ અંદરથી 'કોણ' એવો પ્રશ્ન પણ આવ્યો નહીં, અગર અંદર કોઈ હોવાનું ચિહ્‌ન પણ દેખાયું નહીં. પદ્માવતી કદાચિત કાંઈ વાંચવા લખવામાં મશગૂલ થઇ હશે અને તેથી તેણે ટકોરા સાંભળ્યા નહીં હોય એમ ધારી તેણે બારણું જોરથી ઠોકયું, એટલે બારણું એકદમ ઉઘડી ગયું; અને પદ્મા અસ્તાવ્યસ્ત હાલતમાં પડેલી તેની નજરે પડી. વસંતરાવ જરા અચકાયો અને પાછો હઠયો. ક્ષણવાર માત્ર તેને એમ લાગ્યું કે તે થાકી ગઇ હશે અને તેથી તે આમ સેહેજ પડી હશે; માટે એને ન જગાડતાં આપણે પાછા જવું. ફરી વિચાર આવ્યો કે જે વાત કહેવાને હુંઆવ્યો છું તે કહ્યા બિના પાછા જવું નહીં, માટે બૂમ પાડી જોવી. એને બપોરે સુવાની ટેવ નથી તેથી એને ઉઠાડીશ તોપણ કાંઈ હરકત નથી. ફરી એમ લાગ્યું કે જે કામસર આવ્યો છું તે એક કાગળ ઉપર લખી મુકવું. તે માટે તેની ટેબલ આગળ જવા સારૂ તે આગળ વધ્યો. પાસે ગયા પછી ' પદ્મા બ્હેન," "પદ્મા બ્હેન" કરી તેણે બુમો પાડી, તોપણ પદ્માએ જવાબ આપ્યો નહીં. આથી એ બિચારીને આટલી બધી ગાઢ નિદ્રા આવી છે અને એ નિદ્રામાં એને કાંઇ પણ સંતોષકારક સ્વપ્નું આવે છે તો એને મારે વિનાકારણ આ જગતમાં શામાટે આણવી? એવો વિચાર આવ્યો. એટલામાં તેની નજર પદ્માના હાથમાંના પત્ર ઉપર ગઇ; એટલે તેને એમ લાગ્યું કે કાંઈ નહીં, એને જરૂર ઉઠાડવી. તેટલા સારૂ તે છેક તેની પાસે ગયો અને છેક તેના કાન પાસે મ્હોં રાખી મ્હોટેથી બુમો પાડી તોપણ તે કેમે કરી જાગી નહીં. ત્યારે માત્ર તેને શંકા આવી કે 'એને મૂર્ચ્છા તો નહીં આવી હોય.' પછી તેનું ધ્યાન પેલો કાગળ શી રીતે પકડાયો છે તે જોવા તરફ ગયું. વાંચતાં વાંચતાં સેહેજ નિદ્રા આવી હત તો પત્ર તેના હાથમાંથી નીચે ગળી પડયો હત; હાલની પેઠે બે આંગળી વચ્ચે જોરથી પકડી રાખ્યા જેવો અટકી રહેત નહીં. તેણે લક્ષ પૂર્વક નિરખી જોયું તો આ પત્રમાંના લખાણથી આનંદ થઈ એને ખચિત મૂર્ચ્છા જ આવી છે એમ તેને જણાયું, એટલે પાણી લાવવાને તે નીચે દોડયો. પેલી રાંધનારીને "જલદી પાણી લાવો અને ઉપર આવો, પદ્મા બ્હેન બેશુદ્ધ પડયાં છે" એમ તેણે કહ્યું. આ સાંભળતાં વાર તે ઝબકી બેઠી થઈ અને વસંતરાવની તરફ ચમત્કારિક દૃષ્ટિથી જોવા મંડી. તે પોતાની સાથે જ હશી અને પછી ધીમે રહી ઉઠીને એક લોટો ભરીને તેની આગળ મુકયો, અને તેની સામે દિઙ્‌ગમૂઢ જેવી ઉભી રહી. "તમે ઉપર ચાલો, કદાચિત પદ્મા બ્હેનને પક-

ડીને ઉઠાડીને બેસાડવી પડશે. પેલા ચાકરને પણ બોલાવો.” એમ કહી તે ઉપર ચાલ્યો ગયો. રાંધનારી હળવે હળવે પ્રથમ નોકર હતો ત્યાં તેને બોલાવવા સારૂ ગઈ. પદ્મા બ્હેનને સ્પર્શ કેમ કરૂં એવો વસંતરાવને યત્કિંચિત્ પણ સંકોચ આવ્યો નહીં. પોતાની બ્હેન માલતીને તેણે આવી સ્થિતિમાં જોઇ હત તો તેને જેવા સંકોચ રહિત મનથી એ જે કરત તે એણે પદ્માવતીને કર્યું. એ તેની પાસે ગયો. પ્રથમ તેના મ્હોંપર પાણીની છાલક મારી પછી તેની આંખો ઉપર પાણી લગાડ્યું; પરંતુ કાંઇ ઉપયોગ થયો નહીં. હવે બીજા કાંઈ ઉપાય કર્યા સિવાય ગત્યંતર નથી એમ તેને લાગવાથી તેણે નોકરને તથા રાંધનારીને મ્હોટેથી બુમો પાડી. રાંધનારી નોકરને બોલાવવા ગઇ હતી તે તેની પાસે બેશી નિરાંતે ગપ્પાં મારતી હતી અને પદ્મા તથા વસંતરાવની નિંદા કરતી હતી.

એટલામાં વસંતરાવની બુમો તેમને કાને પડી અને તે બન્ને ઝટપટ ઉઠી ઉપર ગયાં. પદ્માવતીને ખરેખર જ મૂર્છિત પડેલી જોઇ રાંધનારી તેની પાસે ગઇ અને તેને ઢંઢોળી બુમો પાડવા લાગી. પદ્મા લાકડાના જેવી થઇ ગઈ હતી. “આંખમાં અંજન આંજીશું તો હમણાં શુદ્ધિ ઉપર આવશે, અમને કાંઇ ખબર નહોતી. જમીને ઉપર આવ્યાં હતાં. ટપાલ આવી તે ઘોડી ઉપર આપી આવ્યો. અમે ધાર્યું કે રોજની પેઠે એ ઉપર કાંઈ વાંચતાં લખતાં હશે.”

આ સાંભળી વસંતરાવ થોડો કંટાળી બોલ્યો, “તે રહેવા ઘો. પ્રથમ એને શુદ્ધિ ઉપર લાવો. તમારૂં અંજન શું છે તે લાવો. વખત લગાડશો નહી.”

આ બોલવું ચાલતું હતું તે દરમ્યાન તે પદ્માવતીના મ્હોં ઉપર પાણીની છાલકો માર્યો જ જતો હતો. તે કેમે કરી શુદ્ધિ ઉપર આવી નહીં. તેથી તે ગભરાયો. બાઇ એટલામાં કાંઇ અંજન ઘશી લાવી. અને તે બાઇએ તથા વસંતરાવે મળી પદ્માવતીને પકડી રાખી અને બાઇએ તેની આંખમાં આંગળી ફેરવી. અંજન સૂંઠનું હશે. તે આંખમાં જતાં વાર પદ્માવતી એકદમ જાગી અને આંખ ઉઘાડવા લાગી. એટલે જે આંખમાં અંજન ગયું હતું તે આંખમાં લાહ્ય લાહ્ય બળવા લાગી. જાણે પોતે ક્યાં છે અને પાસે કોણ કોણ છે તેનું તેને જ્ઞાન થતું ન હોય તેમ પદ્મા આમ તેમ જોવા લાગી. એટલામાં તેની નજર વસંતરાવ તરફ ગઈ. આથી તે એકદમ ભાનમાં આવ્યા જેવી થઈ બેઠી થઈ ગઈ. છેડો ખોસી પોતાના અસ્તાવ્યસ્ત થયલા કેશ વ્યવસ્થિત કરવા મંડી. પછી તેના હાથમાંથી પડી ગયલો પત્ર તેણે ઝટ દઈ ઉંચકી લીધો અને તેને વાળી પોતાના શરીર ઉપરના બદનના ગજવામાં મુકી દીધો.

પછી સહજ ગતિથી સ્મિત કરી વસંતરાવ તરફ જોઇ બોલી, "વસંતરાવ, તું ક્યારે આવ્યો ? આ શું ચાલતું હતું ?" આટલીવાર સુધી વસંતરાવ તેના પ્રત્યેક ચલનવલન તરફ ટક લગાડીને જોતો હતો, તે તેનું આ ભાષણ સાંભળી હરખ્યો અને બોલ્યો, "પદ્મા બ્હેન, તને કાંઇક ખબર કરવા સારૂ હું અહીં આવ્યો હતો. હું આવ્યો ત્યારે તું પેલો કોઇનો પત્ર હાથમાં લઈ જમીન ઉપર નિશ્ચેષ્ટ પડી હતી. તને ઉંઘ આવી હશે એમ ધારી હું પાછો જતો હતો. પરંતુ તું બપોરે કદી પણ ઉંઘતી નથી અને ખબર કરવાની હતી તે ઘણી મહત્વની હતી તેથી તને બુમો પાડી જગાડવા લાગ્યો. પણ તું જાગે એવો કાંઇ સંભવ દેખાયો નહીં. તેથી વાંકા વળી જોયું તો તું ઉંઘી ગયલી નહીં પણ બેશુદ્ધ થયલી હતી એમ જણાયું. તરત જ તને શુદ્ધિપર લાવવાના પ્રયત્ન કરવા લાગ્યો, અને રાંધનારી બાઇએ તારી આંખમાં કાંઈ અંજનની આંગળી ફેરવી કે તરત તું જાગી. ત્હારા મ્હોંપર પાણીની ઘણી છાલકો મારી તેનો કાંઈ ઉપયોગ થયો નહીં. ત્હારી સ્થિતિ એકાએક આવી થવાનું કારણ શું બન્યું ?"

પદ્માવતી તેનું બોલવું સાંભળ્યાં કરતી હતી. તે વચમાં કાંઇજ બોલી નહીં. પછી ધીમે રહી તેણે કહ્યું, "શું ? હું બેશુદ્ધ થઇ પડી હતી ? હું તો એક સુખસ્વપ્નનો અનુભવ......"

પરંતુ એટલામાં તેના મનમાં કોણજાણે શું આવ્યું તેથી તેણે પોતાના ગજવામાં હાથ ઘાલ્યો અને તેમાં મુકેલો કાગળ બરાબર ત્યાં છે કે નહીં તે જોયું. પછી રાંધનારી બાઇ તરફ જોયું. એ બાઈ હજુ સુધી ત્યાં જ ઉભી હતી અને ચાકર પણ ત્યાં જ જરા આઘે એક બાજુ તરફ ઉભો હતો.

પદ્માવતીએ પોતાની તરફ જોયું એટલે આપણે કાંઇ બોલવું જોઇએ એમ પેલી બાઇને લાગવાથી તે બોલી, "આમણે મને બુમો પાડી તેથી હું દોડતી ઉપર આવી. આપ છેક લાકડા જેવાં થઇ પડયાં હતાં. જો એ આવ્યા ન હત તો આપને શું થયું છે તે અમને કોણ જાણે ક્યારે જણાત. ચાર પાંચ વાગતા સુધી આપ નીચે આવ્યાં ન હત તો હું ઉપર આવત. પણ હાલમાં આપ આમ એકલાં જ બેસો છો તેથી ઉપર આવી આપ શું કરો છો તે જોવાનું કદાચિત્ મનમાં પણ આવત નહીં. વસંતરાવ આવ્યા તે ઠીક થયું. આપને માટે કાંઇ દૂધબૂધ લાવું કે ? થોડી ચાહ લ્યો એટલે ઠીક લાગશે."

પદ્માવતીએ "બે પ્યાલા ચાહ કરી લાવો" એમ કહ્યું. બાઇએ નોકરની તરફ જોઈ ગાલમાં ને ગાલમા જ હસી ભમ્મરો ચઢાવી અને બંને નીચે ચાલ્યાં ગયાં.

પદ્માવતી વસંતરાવ તરફ વળી બોલી, " એકંદરે તું બરાબર વખત-સર જ આવી પહોંચ્યો, એમ કહેવું જોઇએ. વસંતરાવ, માલુ બ્હેનના ગયા પછી મ્હારી ચિત્તવૃત્તિ કાંઇ ચમત્કારિક થઇ ગઈ છે. તેના તરફનો કાંઈ કાગળ બાગળ આવ્યો છે કે ? મને આજ આઠ દિવસ થયાં કાગળ નથી."

વસંતરાવઃ—" ઘેર પણ આઠ દિવસ થયાં પત્ર નથી. તે હમણાં સુખમાં નિમગ્ન થઇ ગઇ છે. તેને કોઇનું સ્મરણ શું કરવા થાય ? "

પદ્માવતીઃ-" છટ્ છટ્ વસંતરાવ, મસ્કરીમાં પણ તેને માટે આવું બોલીશ મા. અહોરાત્ર તેને મ્હારૂં સ્મરણ થતું હશે. મ્હારી કાળજી જેને લાગતી હોય એવું પ્રાણી તે જ એક છે. તે ત્યાં હમણાં જ ગઈ છે, તેથી વ્યવસ્થા કરતાં કરતાં જ તે થાકી જતી હશે. ખરૂં પૂછે તો તેની સાથે કોઇએ જવું જોઇતુ હતું."

વસંતરાવઃ-" બેની વચમાં ત્રીજું કોણ અને શા માટે જાય ? તે કાંઈ નહીં. તેને શું થયું છે ? તેના વરને ઢગલેઢોળ પગાર મળે છે. ખાસ્સો સારો બંગલો લીધો હશે. કલેક્ટર, આસિસ્ટન્ટ કલેક્ટર, જડજ, આસિસ્ટન્ટ જડજની મડમો હશે, એકાદ કલબ હશે. ત્યાં રમતો ચાલતી હશે. એ એની ચેહેનમાં હશે. સાહેબ મડમોમાં એ ગુંથાઈ ગઈ એટલે હવે આપણા જેવા નેટીવોનું તેને શેનું સ્મરણ થાય ! "

પદ્માવતીઃ-" બસ રે બસ. ત્હારી મસ્કરી જ ચાલ્યાં કરવાની. આજે અગર કાલે તેનો પત્ર મને ખુલાસેવાર આવશે. જો જે. સૂર્ય એકાદ વખત ઉગવાનું ભૂલે પણ એ પત્ર લખવો ભૂલશે નહીં. વારૂ, પણ તું શું કહેવા આવ્યો હતો ? "

વસંતરાવઃ-" વિશેષ કાંઈ નહીં. "

વસંતરાવે આવું ઉત્તર આપ્યું ખરૂં; પરંતુ તે ગુંચવાયો. તેથી તથા સંકોચ બતાવનારી તેની મુદ્રા ઉપરથી એવું સ્પષ્ટ જણાઇ આવ્યું કે તે કાંઇ પણ છુપાવતો હતો. તે આવ્યો ત્યારે ઘણી ઉત્સુકતાથી આવ્યો હતો. તે વખતે જો પદ્માએ તેની ચર્યા દીઠી હત તો તેને એમ દેખાત કે તે પોતાને કાંઇપણ ફિકર ઉત્પન્ન કરે એવી ખબર કહેવા આવ્યો હોવો જોઇએ. પરંતુ તે જે ખબર કહેવા આવ્યો છું તે 'કહું કે ન કહું' એમ તેના મનમાં થતું હશે એવું તેની ચર્યા ઉપરથી સ્પષ્ટ જણાયું. તે જોઇ પદ્માએ તેને પૂછ્યું "વસંત-રાવ, મ્હારાથી કાંઈ છુપાવી રાખવાની તને મતિ શાથી થઈ? "

વસંતરાવઃ-" તારી આગળ કાંઇ છુપાવી રાખવાનો વિચાર જ નથી.

ઈંગ્લંડ ગયલા મ્હારા એક સ્નેહીનો મ્હારા ઉપર પત્ર આવ્યો છે તે ઉપરથી એમ જણાય છે કે સદાશિવરાવ આણી તરફ આવવા નીકળી ચુકયા છે એટલે—"

આ સાંભળી પદ્મા એકદમ હસી પડી અને બોલી, "શું? એટલે શું?"

વસંતરાવઃ—" કાંઇ નહીં. આ વાત તને જણાવી મુકવી એટલામાટે હું આવ્યો હતો. તને પણ કદાચિત્ ખબર થઇ હશે જ."

વસંતરાવનું આ બોલવું સાંભળી પદ્માવતી ફરીથી હશી. તેના મુખ ઉપર અત્યાર સુધી પથરાયલી ખેદ તથા ચિંતાની છટા છેક અદૃશ્ય થઈ ગઇ. અને તેણે એકદમ તેને કહ્યું:—" હા. મ્હારા ઉપર પણ કાગળ આવ્યો છે. ખુદ્દના હાથનો પત્ર છે. આગબોટ ક્યારે આવશે, કયાં આવશે વગેરેનો તપાસ કરી મને કહેજે, એવો હું તને સંદેશો મોકલવાની હતી. પણ એટલામાં તું જ આવી પહોંચ્યો. વસંતરાવ, હવે તેમની વૃત્તિ બદલાઈ લાગે છે. મ્હારા ઉપર આવેલો કાગળ જો તું વાંચે તો તને એમ જ લાગે કે—"

આ બોલતાં બોલતાં પદ્માનું મન ઘણું ઉલ્હાસિત થયું હતું. તેની મુખમુદ્રા પ્રફુલ્લિત થઈ હતી. અને આજ કેટલાંક વર્ષો થયાં જે આનંદ તેની મુખમુદ્રા ઉપર કદી પણ દેખાયો નહોતો તેના ઉમળકા તે ઉપર સ્પષ્ટ જણાઇ આવતા હતા. બોલતી હતી તે દરમ્યાન પોલકાના જે ગજવામાં તેણે પત્ર મુકયો હતો તે ગજવા તરફ એનો હાથ ગયો. તે પત્ર તેણે બ્હાર કાઢયો. તેની તરફ જોયું, ક્ષણવાર સુધી વિચાર કર્યો અને એકદમ હશી વસંતરાવને કહ્યું:—" આ પત્ર માલુબ્હેનને કયારે બતાવું એમ મને થઇ રહ્યું છે. પણ હવે શેની મ્હારી અને તેની મુલાકાત થવાની હતી. વસંતરાવ, અગાઉની બધી સ્થિતિ હવે બદલાઈ ગઇ છે."

આ છેવટનું વાક્ય ઉચ્ચારતાં તેની ચર્યા વિશેષ સંતુષ્ટ દેખાઇ. તેનાં નેત્રામાં આનંદનું તેજ નાચવા લાગ્યું હતું. વસંતરાવને ઠેકાણે આ વખતે જો માલતી હત તો તે ખરેખર તેની કોટે વળગી પડી " માલુબ્હેન! મ્હારૂં દુર્ભાગ્ય થયું પૂરૂં બ્હેન એક વખત " એમ કહી આનંદાશ્રુ ખેરવવા લાગી હત.

વસંતરાવે તેનું આ બોલવું સાંભળ્યું તથા તેની સ્થિતિ જોઈ. તેના હોઠ ઉપર કાંઇક શબ્દો આવ્યા હતા તે તે ગળી ગયો. તાણી તુશીને હસવું આણી તે બોલ્યો:—" આજે તને આટલે બધે દિવસે આનંદમાં જોઉં છું તેથી મનમાં ઘણો

સંતોષ થાય છે. તેં કહ્યું તેની ખબર કાઢી તને જણાવીશ. તું મુંબઈ જવાની ઇચ્છા હો તો હું પણ તારી સાથે આવીશ. "

"હવે આવી જ રીતે પેલા બંનેનો શોધ લાગે એટલે થયું. શો ચમત્કાર છે. જો, ક્યાં નીકળી ગયા છે તેનો પત્તો પણ લાગતો નથી. આજ લગભગ બે મહિના થયા. અહીં આવશે એટલે શોધ થશે. તું કાંઈ ઓછું કરે છે એમ નથી.—"

વસંતરાવ વચમાં જ બોલી ઉઠયો, "મેં હજુ પણ મ્હારો તપાસ ચાલુ રાખ્યો જ છે. પરંતુ કાંઈ ઠેકાણું લાગતું નથી. વારૂ, હું હવે જાઉં છું. આગબોટ આવી પહોંચવાનો વખત, વાર વગેરે જણાવીશ. પછી ક્યારે જવું ને ક્યાં જવું તે ઠેરવીશું. "

આટલું બોલી તે ઝટ દઈને ઊઠયો. અને 'જાઉં છું, હવે એક બે દિવસ પછી આવીશ ' એમ કહી ત્યાંથી ચાલ્યો ગયો. પદ્માએ પણ તેને થોભવા બાબત આગ્રહ કર્યો નહીં.

તે ઘરની બ્હાર પડયો એટલે હું કાંઇક પણ મોહ-સંકટમાંથી છૂટયો એમ લાગવાથી થનારો સંતોષ તેની ચર્યા ઉપર દેખાવા લાગ્યો.



# પ્રકરણ ૨૭ મું.

## બબીની તબીયત.



બબીને માટે જે જે શ્રમ મનુષ્યપ્રાણીને કરવા શક્ય તે તે મથુરાબાઈ કરતી હતી. દાક્તર ભગવંતરાવ પોતાના પરોપકારી સ્વભાવને અનુસરીને અઘપિ પોતાની છોકરીની પેઠે તેના ઓસડવેસડની તજવીજ રાખતો હતો. પરંતુ તે છોકરીની પ્રકૃતિમાં કેમે કર્યો કાંઈ પણ આરામ જણાયો નહીં. મથુરાબાઇએ એક મહિનાની રજા માગી. તેની વડી મેહેતીજીએ રજા ન આપવાનાં જેટલાં કાંઈ કારણો બતાવી શકાયાં તેટલાં બધાં બતાવ્યાં. "છોકરીને ઘરમાં રાખી તેની તમે શુશ્રૂષા કરશો તેથી તે શું હવે સારી થવાની છે?" એમ પણ તેણે કહ્યું. તેનું કહેવું એમ હતું કે 'છોકરીને ઇસ્પિતાલમાં મોકલી દેવી. ત્યાં ચાર પાંચ દિવસે એક વખત જઈ આવવું. દાક્તર ભગવંતરાવ ફોકટના ફેરા ખાય છે અને ઓસડ આપે છે માટે તેમ કેટલા દિવસ સુધી ચલાવવું? અને તે શું આ બધું કાંઈ પણ હેતુ હોવા શિવાય કરતો હશે? લોકો શું કહે છે તે તરફ તમારૂં ધ્યાન કેમ પહોંચતું નથી?' ઇત્યાદિ ઇત્યાદિ પુષ્કળ પ્રકારે બોલી બતાવી મથુરાબાઇએ રજા માગવી જ નહીં એવો મેહેતીજીએ પ્રયત્ન ચલાવ્યો હતો. બીજી તરફ તેને રજા આપવામાં આવે નહીં એટલા સારૂ જેટલી જેટલી ખટપટ કરવી જોઇએ તેટલી તેટલી તેણે કરી. લેખી રિપોર્ટો કર્યા. મોર માસ્તરને કહ્યું. છેવટે રાવસાહેબ ગિરધરલાલને દાક્તર ભગવંતરાવે પત્ર લખી જણાવ્યું કે મથુરાબાઇને રજા નહીં મળે તો તેની બ્હેન જીવવા પામશે નહીં. તેથી ભૂતદયાનું આ એક કૃત્ય છે એમ સમજીને તો તેને રજા આપવી જોઇએ. આટલું થયું ત્યારે મથુરાબાઇને રજા મળી. આટલા ભગીરથ પ્રયત્નથી મળેલી રજાનો કાંઈ ઉપયોગ માત્ર થયો નહીં. સાત રૂપીઆ મળતા હતા તેથી કકડોકોર ખાવાને છોકરાંઓને તથા તેને પોતાને મળતો. પરંતુ પગાર બંધ થયા પછી હવે આટલા બધાના પેટમાં સ્હવાર સાંજ શું નાંખવું એજ વિચાર મથુરાબાઇના મનમાં આવ્યો. ઘરમાં જે કાંઈ થોડું ઘણું રાચરચિલું હતું તે પૂરૂં થવા આવ્યું હતું. મૂળે હતું જ શું? પરંતુ જે કાંઇ હતું તે રૂપીઆની કિંમતનું ચાર આને આપી દઇ રોજનો ખરચ કરવાનો વખત આવ્યો હતો. તેમનું દારિદ્ર્ય કેટલું છે તે દાક્તર ભગવંતરાવને જણાઇ ગયું હતું. પરંતુ

"તમારો પગાર બંધ થયો છે તેથી દરમાહા હું આ દશ રૂપીઆ તમને આપું છું" એમ તેનાથી કહેવાય તેમ નહોતું. તેના મનમાં તેમ કરવાનું આવ્યું હત તોપણ તેમ કરી શકાય તેમ નહોતું. ઓસડવેસડના તથા છોકરાને માટે ખાવાના બાહાને એ કાંઇ કાંઈ જણસ આણી આપતો. પરંતુ રોકડા પૈસા અગર ધાન્ય વગેરે કેમ મોકલાય એમ તેના મનમાં આવ્યું. આપણે એવું કાંઈ કરીશું તો લોકો આપણે માથે તે સંબંધે કાંઇ અપવાદ તો નહીં મુકે? લોકની વાત તો એક બાજુએ રહી, પરંતુ મથુરાબાઇને પોતાને જ એ કેટલે અંશે પસંદ પડશે? આવા વિચારો તેના મનમાં વારંવાર આવતા. લોક—દિગંબર, કૃષ્ણાજીપંત, મોર માસ્તર ઇત્યાદિની પ્રતિના તથા તેમને લીધે બીજાઓ પણ શું બોલવા લાગ્યા હતા તે એના સ્વપ્નમાં પણ નહોતું.

શુદ્ધ અંતઃકરણના માણસોના મન ઉપર અશુદ્ધ કલ્પનાની છાયા સરખી પણ પડતી નથી. તેમાંની જ દાક્તર ભગવંતરાવની વાત હતી. તે અત્યંત સાત્વિક વૃત્તિનો માણસ હતો. કોલેજમાંથી પાસ થયા પછી તે દાક્તરનો ધંધો કરવા લાગ્યો અને થોડો ઘણો જીવ એકઠો થયો અને લોકોમાં તેની સારી શાખ પડી ન પડી એટલામાં તો કૌટુંબિક આપત્તિઓમાંની સૌથી મ્હોટી આપત્તિ તેના ઉપર આવી પડી. તેની પત્ની પ્રસૂત થતાં જ ગત થઇ. તેને છોકરી અવતરી હતી તે માત્ર જીવી. તેને તેની વહુની મા પોતાને ઘેર તેડી ગઈ હતી, અને ત્યાં તેનું પાલન પોષણ કરવા માંડયું હતું. પરંતુ એ વિશે આગળ જોઇ લઇશું. ભગવંતરાવ ઘણો હેતાળ માણસ હતો. પત્ની ઉપર તેનો અત્યંત પ્રેમ હતો. પત્નીના મરણ સમયે તે તેની પાસે નહોતો, એ તેના મનમાં સાલ્યાં કરતું હતું. હવે ફરીથી લગ્ન કરવું નહીં એવો નિશ્ચય કરી પરોપકાર-નાં કૃત્ય કરવાં એવો તેણે સંકલ્પ કર્યો હતો. પત્નીએ પાછળ મુકેલી છોકરી જીવતી રહે તો તે જ મ્હારૂં સર્વસ્વ એમ માની પોતે એકલા જ રહેવાનો નિર્ધાર કર્યો હતો. છોકરી હાલ પાંચ વર્ષની થઈ હશે. તે હજુ તેને મોસાળ હતી. ભગવંતરાવ તેને મળવા સારૂ નિયમસર જતો હતો.

દાક્તર ભગવંતરાવના મનની સ્થિતિ આવી હોવાથી તેને એમ લાગતું હતું કે ખરેખરા દરિદ્ર તથા સત્પાત્ર માણસોને આપણાથી બનતી મદદ આપણે કરવી જોઇએ. આવી જ બુદ્ધિથી તેણે મથુરાબાઇને હર પ્રકારે મદદ કરવાનો ક્રમ આરંભ્યો હતો. માત્ર તેમના રોજના ખરચ સારૂ તેને પૈસા શી રીતે આપવા અને આપીશ તો તે લેશે કે નહીં એટલો જ તેને વિચાર થઈ પડ્યો હતો. આણી તરફ મથુરાબાઇને જે એક એક દિવસ જતો હતો તે

મ્હોટા સંકટનો જતો હતો. સ્હવારનો વખત નિભ્યો પણ સાંજરે શું કરવું એ વિચાર તેને રોજ થઈ પડતો. પ્રથમ રજા લીધી હતી તે પૂરી થઇ તોપણ બબીને કાંઈ આરામ થયો નહીં. રાવસાહેબ ગિરધરપંતની પત્નીને એની સ્થિતિની ખબર થતાં તેણે એની શિફારસ કરી હતી. પરંતુ એ રજા પણ પૂરી થઇ. ઘરમાં બીજે દિવસે પુરૂં પડે એટલું ધાન્ય પણ નહોતું. તે વિચાર મનમાં આવ્યાથી તેના પેટમાં મ્હોટો ધ્રાસકો પડ્યો. મનોહર નિશાળે ગયો હતો. ન્હાનાં છોકરાં બ્હાર રમતાં હતાં. બબી હવે છેક હાડકાં ચામડું થઇ રહી હતી. તે તેની પથારીમાં પડી હતી. તેનો શ્વાસોશ્વાસ ચાલતો હતો તેટલા ઉપરથી તે પથારીમાં કોઈ પ્રાણી છે એમ જણાતું હતું. મથુરાબાઇ તેની પાસે પોતાની ડાબી જાંગ ઉપર કોણી ટેકવી હાથ ઉભો રાખી તે હાથની હથેલીમાં પોતાનો ડાબો ગાલ મુકી દડદડ આંસુ ખેરવતી બેઠી હતી. પરમેશ્વર પોતાની આમ કસોટી જુએ છે એવો પણ વિચાર તેના મનમાં ઘોળાયાં કરતો હતો. અને તેની સાથે તેના મનમાં બીજો પણ એક વિચાર આજ સાત આઠ દિવસ થયાં આવતો હતો. પરંતુ એ વિચાર તેના મનમાં આવતો કે તેના પેટમાં ધ્રાસકો પડતો; અને તેથી તે એ વિચારને દૂર રાખતી. આજે માત્ર એ વિચાર તેના મનમાં ક્ષણે ક્ષણે આવ્યાં કરતો હતો. ક્ષણે ક્ષણે આવ્યાં કરતો હતો એમ કહેવા કરતાં આજે એ વિચારે તેના મનને છોડયું જ નહીં એમ કહેવું વિશેષ ખરૂં છે. તે પોતાના દુઃખદ વિચારોમાં છેક ગરક થઇ ગઇ હતી. નેત્રમાંથી ગળતાં આંસુ લૂછવાનું પણ તેને ભાન રહ્યું નહોતું. આંસુ અવિરત એકાદ ઝરાની પેઠે વહ્યાં જતાં હતાં. બે વરસ પેહેલાં સારી સ્થિતિમાં જોનારાએ આજે જો તેને જોઇ હત તો સર્વે પ્રકારની ચિંતાથી તે કેવી ખરાબ, કેટલી ક્ષીણ, કેટલી નિસ્તેજ થઇ ગઈ હતી તે જોઇને જ તેના અંતઃકરણમાં દયાનો ઝરો ફૂટયો હત.

ઉપર કહ્યા પ્રમાણે તે આંસુ ઢાળતી ઘણા વખત સુધી બેશી રહી હતી. જે પ્રમાણે નેત્રમાંથી અસ્ખલિત અશ્રુધારા ચાલતી હતી તે જ પ્રમાણે મનમાં પણ અવિશ્રાન્ત વિચારો ચાલ્યાં કરતા હતા. આજને દિવસે આટલું બધું દુઃખ લાગવાનું કારણ આવતી કાલે આ ન્હાનાં છોકરાંનાં તથા તેના પોતાના મ્હોંમાં શું ઘાલવું એ પ્રશ્ન તેની આગળ ઉભો રહ્યો હતો તે હતું. ઘરમાં ચપટી લોટ નહોતો કે મૂઠી દાણો પણ નહોતો. આટલા દિવસ તેણે ઘણી કરકસરથી ચલાવ્યું હતું. પોતાની સ્થિતિ કેટલી દીન થઈ હતી તેનો જરા-પણ ઇશારો સુદ્ધાં તેણે બીજા કોઇને થવા દીધો નહોતો. એક ચપટી

લોટ સારૂ અગર લોટી છાશ સારૂ પણ તેણે કોઇની આગળ આજ સુધી માંગણી કરી નહોતી. કોઈ તેને કામે બોલાવતું અને તેની ગરીબાઇ જાણી તેને કાંઇ આપવા માંડતું તો તે કાંઈ લેતી નહીં. અને 'મને જરૂર પડશે તો માગી લઇશ ' એમ કહેતી. પરંતુ આજે તેના ઘરમાંની છેલ્લી કોડી પૂરી થઇ હતી. ઘરમાં વેચવા જેવું પણ કાંઈ રહ્યું નહોતું. હવે આપણે ભિખારી થઈ ભીખ માગવાનો જ ઉપાય રહ્યો, કિંવા કોઇને ત્યાં કાંઈ કામ શોધવાનો માર્ગ રહ્યો. કોઇને ત્યાં કાંઇ કામ કરવું એવો વિચાર કરીને કોઇને પણ ન જણાવતાં એક બે શ્રીમંત ગૃહસ્થને ત્યાં એઠવાડ કહાડવાનું તથા વાસણ માંજવાનું કામ મળે છે કે કેમ તેની તપાસ કરી જોઈ. વચલે વખતે નિશાળમાંની નોકરી સંભાળી સ્હવારસાંજનો વખત આવા કામમાં ગાળવામાં આવે તો પગારમાં કાંઈ ઉમેરો થઇ શકે એવો વિચાર મનમાં આવતાં તેણે એક બે ઠેકાણે તપાસ પણ કરી જોઈ હતી. એક ઘેરથી જવાબ મળ્યો કે " અમારે ઘેર આવીને રહેશો તો કામ છે." બીજે ઘેરથી જવાબ આવ્યો કે, "માથા ઉપરનું છાપરૂં કાઢશો તો તમારા હાથનું પાણી કોઇ પણ પીશે, નહીં તો કોણ પીએ ? " આ બંને ઉત્તરોથી તેને અત્યંત ઉદ્વેગ થયો. પરંતુ ગરીબનો ઉદ્વેગ શા ઉપયોગનો ? આવા ઉત્તરોથી કોઇને ઘેર કામ ધંધે જવાનો વિચાર તેણે છોડી દીધો ખરો; પરંતુ હવે કાલે છોકરાંના પેટમાં શું નાખવું એ પ્રશ્ન તો રહ્યો જ. આ પ્રશ્ને આજે તેને અતિશય દુઃખી કરી ભમાવી નાખી હતી. આવતી કાલે છોકરાના મ્હોંમાં કાંઇ અન્ન જાય તેનો ઉપાય એક જ હતો. પરંતુ એ માર્ગ સુઝયો તે દિવસથી બલ્કે તે કોઈ ગૃહસ્થે સૂચવ્યો હતો તે દિવસથી તેનું સ્મરણ થતું ત્યારે એને અત્યંત ખેદ થતો. પરંતુ એ ખેદ આજે બાજુએ મુકવો જ જોઇએ એમ તેને સ્પષ્ટપણે જણાયું. એ માર્ગ ગ્રહણ કરવા જેને કહેવાનું હતું તેને એ શી રીતે કહેવું તે વિશેનો વિચાર આ ક્ષણે તેના મનમાં ઘોળાતો હતો. આ વિચારની તથા તેથી ઉદ્ભવેલા દુઃખની સગાતમાં વખત કેવો સપાટાબંધ વહી ગયો તેનું તેને ભાન રહ્યું નહીં. પોતાની અતિશય લાડકી બ્હેન પાસે તે બેઠી હતી. પરંતુ એ બ્હેનના સાન્નિધ્યનું ભાન પણ તેના ચિત્તને આ સમયે હતું કે નહીં કોણ જાણે!

તે આવી સ્થિતિમાં નિમગ્ન હતી એવામાં મનોહર નિશાળેથી આવ્યો. બાબી ઘણી માંદી હતી તેથી બ્હારથી આવે તે વખતે પગલાં સુદ્ધાં વાગવા દેવાં નહીં એવી ટેવ એ છોકરાઓને પડેલી હોવાથી તે પગલાં ન વાગવા દેતાં અંદર આવ્યો. અર્થાત્ તે અંદર આવ્યો તે તેની દુઃખદ-વિચારમાં

નિમગ્ન થયલી બ્હેને જાણ્યું પણ નહીં. મનોહર અંદર આવ્યો એટલે પોતાની બ્હેનને આવી સ્થિતિમાં બેઠેલી જોઈ સ્તબ્ધ બની ગયો. "બ્હેન, ભૂખ લાગી છે કાંઈ ખાવાનું આપ' એવા શબ્દો ઉચ્ચારવાની તે તૈયારીમાં જ હતો. પરંતુ તે શબ્દો તેની જીભ ઉપર જ અટકી પડયા. હળવે રહીને તે તેની પાસે ગયો અને બોલ્યો, "બ્હેન, આજે તું આમ કેમ બેઠી છે?"

આ શબ્દો કાને પડતાં વાર મથુરાબાઈ ઝબકી ઉઠી અને તેની તરફ ચમત્કારિક દૃષ્ટિએ જોઈ રહી. પછી કાંઇ તેના મનમાં આવ્યું એટલે તે એનો હાથ પકડી બોલી, "મનોહર, આમ આવ મ્હારી પાસે બેસ. મારે તને કાંઇક કહેવું છે. નિશાળમાં ત્હારો અભ્યાસ ઠીક ચાલે છે ને!"

મનોહર પણ તેની સામે ચમત્કારિક નજરે જોઇ રહ્યો. પોતાનો અભ્યાસ જેટલી ઉત્તમ રીતે થવો જોઇએ તેટલી ઉત્તમ રીતે ચાલતો હતો તે એ પૂર્ણપણે જાણતી હોવા છતાં આજે આવો પ્રશ્ન કેમ કર્યો એમ તેના મનમાં થયું. પરંતુ એ સંબંધે કાંઇ પણ ન બોલતાં તે તેની પાસે ગયો. તેણે એના વાંસા ઉપર હાથ મુકી કહ્યું, "મનોહર, તું જ બધામાં મ્હોટો છોકરો છે અને વળી સમજુ છે. અમારા બધાનો આધાર તું. ખરૂં કેની? હું બૈરી છું. આપણા ઘરમાં પુરૂષ તું જ."

આટલું બોલી તે અટકી. તેને જે કહેવું હતું તેની પ્રસ્તાવના કેવી રીતે કરવી તેની તેને સમજણ પડતી ન હોય એમ જણાયું અને તેથી કરીને જ જે કાંઈ હોઠે આવ્યું તે તેણે કહી નાખ્યું હતું.

બ્હેન આજે આમ શામાટે બોલે છે તે ન સમજાયાથી તે અત્યંત ચમત્કારિક દૃષ્ટિથી તેની તરફ જોઈ રહ્યો.

પછી બંને જણ છેક નિશ્ચલપણે કાંઇક સમય પર્યંત એક બીજાની સામે જોઇ રહ્યાં. આખરે મથુરાબાઇએ મનોહરને કહ્યું:—"હું હમણાં તને કાંઇ કહેવાની છું. પણ તે શી રીતે કહેવું તે મને સૂઝતું નથી. તને એથી શું લાગશે એ જ વિચાર મ્હારા મનમાં રહી રહીને આવ્યાં કરે છે. બીજું કાંઈ નહી."

આ સાંભળી મનોહર બોલ્યો: "બ્હેન, તું મને કાંઈ કહે તેનું મને શું લાગનાર હતું? તું આજે આમ કેમ કરે છે? આથી મ્હારા મનમાં કાંઈ કાંઇ થાય છે. જે કહેવું હોય તે કહે. મેં કદી પણ ત્હારી અવજ્ઞા કરી છે કે?"

"મનોહર, અવજ્ઞાની વાત નથી રે. મ્હારે જે કહેવું છે તે વિશે મ્હારા પેટમાં જ ડોહોળાઇ જાય છે."

"શું છે તે છેક ચોખ્ખે ચોખ્ખું કહી દે. મનમાં કાંઇ લગાડવાનું કારણ નથી."

"મનોહર આપણે ઘણા ગરીબ છીએ, તે તું જાણે છે ને ?"

"હા. બ્હેન, એ તું પૂછે છે શું ? એ સંબંધે હું આજ પંદર દિવસ થયાં તને કાંઇ પૂછવાનો વિચાર કર્યા કરૂં છું. પણ હું તે પૂછું તેથી તને કેવું લાગે એ વિચારથી ચુપ બેશી રહ્યો છું."

"તું શું પૂછવાનો હતો ?" મથુરાબાઇએ આતુરતાથી પૂછ્યું.

"હું ? તને માઠું ન લાગે અને તું ગુસ્સે ન થાય તો પૂછું."

"માઠું શેનું ને ગુસ્સો શેનો ? પૂછજે પૂછવું હોય તે."

"બ્હેન અમારા બધાનો બોજો ત્હારી એકલી ઉપર કેટલા દિવસ સુધી પડયાં કરશે ? આથી મ્હારા મનમાં એમ આવ્યું છે કે કોઇ ઠેકાણે વારની જોગવાઇ થાય તો જોઉં, અને સ્હવારે બે ત્રણના જેટલી માધુકરી માગી આણવી." આ શબ્દો બોલતાં બોલતાં તેનાં અને સાંભળતાં સાંભળતાં મથુરાબાઈનાં નેત્રમાં આંસું આવ્યાં. તેણે તેને પોતાની સ્હોડમાં ખેંચ્યો અને તેના ખભા ઉપર માથું ટેકવી તે રડવા મંડી. એટલામાં બારણામાં કોઈ આવવાથી તેનો પડછાયો પડયો. પરંતુ તે બંનેને તેનું ભાન નહોતું.

•

# પ્રકરણ ૨૮ મું.

—:o:—

## દિગંબરની લાગણી.



ઉપર વર્ણવ્યા પ્રમાણે તે ભાઈ બ્હેન એક બીજાનાં અશ્રુબિંદુમાં અશ્રુબિંદુ મેળવી તેનો પ્રવાહ ચાલ્યો ત્યાં સુધી રડયાં. જે વાત પોતાના ન્હાના ભાઈની આગળ હું કેમ કહું એ વિશે તેના મનમાં આજ કેટલાક દિવસો થયાં કપરૂં લાગ્યાં કરતું હતું તે જ વાત એની મેળે તેના મનમાં પણ ઉભી રહી અને તે પોતાની આગળ શી રીતે કરવી એવા વિચારમાં ને વિચારમાં તેણે પણ કેટલાક દિવસ નિર્ગમ્યા એ વાતનું જ મથુરબાઇને આશ્ચર્ય લાગ્યું. પોતાની બ્હેન પોતાને માધુકરી માગવાનું કહે છે તેથી તેને માઠું લાગશે કે કેમ એ વિચારે જ કેવળ એ વાત છેડવાનું તેણે ગયા પાંચ સાત દિવસથી કોરાણે મુકયું હતું. પરંતુ આજે તે કર્યા સિવાય અન્ય ઉપાય જ નહોતો. પોતે બીજા દિવસથી જ ફરીને પોતાની નિશાળની નોકરી ઉપર હજુ થાય તોપણ એક મહિના સુધી તો એક બદામ પણ નજરે પડવાની નથી એ તો તેને ખુલ્લે ખુલ્લું દીસતું હતું. આણીમેર ઘરમાં કાંઈ કહેતાં કાંઇએ ન હોતું તેથી સ્હવારમાં જો મનોહર ઝોળી લઇ માધુકરી માગવા જાય તો જ કકડોકોર આ છોકરાંઓનાં મ્હોંમાં પડે. પોતાને એકાદ અપવાસ કરવો પડશે તો કાંઈ અડચણ નથી એ વિચાર તેના મનમાં ઘોળાયાં કરતો હતો. પરંતુ તેનો ઉચ્ચાર કેમ કરાય ? પરંતુ એ જ વિચાર પોતાના ભાઇના મનમાં પણ ઘોળાતો હતો એ જાણી તેનું હૈયું ભરાઈ આવ્યું. ભાઇ ન્હાનો છે, તે હજુ કાંઇ સમજી શકતો નથી, માધુકરી માગવા જયાં કરજે એમ કહેવાથી તેને માઠું લાગશે એમ તેના મનમાં આવતું. તે આટલો સમજુ અને ડાહ્યો હશે, પોતાની ખરી સ્થિતિ શી છે તે તેના મનમાં ઘોળાયાં કરતી હશે એવી તેને કલ્પના પણ આવી નહોતી. એવામાં તેના મનના વિચાર તેણે પોતે જ કહી બતાવ્યાથી તેનું હૈયું ભરાઈ આવ્યું અને ભાઈના ખભા ઉપર માથું ટેકવી રડવા સિવાય બીજું તેને સૂઝયું નહીં. બબી પાસેજ પડી રહી હતી. ઘણો વખત થઈ ગયો હતો છતાં તે કાંઇ હાલી ચાલી નહોતી એ વિચાર પણ તેના મનને સ્પર્શ્યો નહીં તો પછી બારણામાં કોઈ ઉભું છે તેની તેને કલ્પના પણ શેની આવે ? મનોહરની અવસ્થા પણ તેવી જ હતી.

બારણામાં આવી ઉભેલો ગૃહસ્થ દિગંબર હતો. ભાઇ બ્હેન એક બીજાના ખભા ઉપર મસ્તક મુકી રડતાં હતાં તે જોઇને તે ત્યાં જ અટકયો. તેની મુદ્રા ઉપર એક પ્રકારનો સંતોષ દેખાયો. આવી સ્થિતિ જોવાનું બની શકે તેટલા વખત સુધી જોઇ લેવી, ફરીથી આવો દેખાવ દૃગ્ગોચર થવાનો નથી એવા વિચારથી જ કે શું તે ત્યાં ને ત્યાં ગુપચુપ ઉભો રહ્યો. પરંતુ કેટલો વખત આવી રીત કાઢવાનું તેને શક્ય હતું ? તે કોઇક ઉદ્દેશથી જ તેમની તરફ આવ્યો હતો. તેથી જે કાંઈ કરવાનું છે તે કરી ત્યાંથી ચાલ પકડવી એવો વિચાર કરી તે આગળ વધ્યો અને પોતાની વાણીમાં જેટલી આણી શકાય તેટલી મીઠાશ આણી બોલ્યો, " અરે છોકરા, હું હમેશ તમારા ભલાંને માટે તમને કહેતો હતો છતાં તમને તે રૂચ્યું નહીં. હવે આવી સ્થિતિ પ્રાપ્ત થઈ છે. હવે તો એમ જ કરશો ને? તમે લોકોના કહેવા પ્રમાણે ચાલી ધિક્કારપાત્ર થયાં અને જે ટાળવા માગતાં હતાં તે આગળ આવીને ઉભું રહ્યું. મથુરા, હવે તો તું ડાહી થા. હું ત્હારા હિતની જ વાત કહું છું. તું કેશવપન કરાવ એટલે હું તને કોઈ પણ ઠેકાણે કામે લગાડીશ. આ છોકરો ભિક્ષા માગશે અને આ બેનું પેટ ભરશે. તુ વપન કરાવી નોકરી લેવા તૈયાર થશે તો આપણા કૃષ્ણાજીપંત હાલ તને નોકરીએ રાખવા કબૂલ છે. આ છોકરાં મ્હારે ત્યાં રહેશે. તમે જાણો છો કે હું ગમે તેટલી ના કહીશ પણ તે એમને કકડેકોર આપશે જ; તો પછી વિનાકારણ આપદા શા સારૂ ભોગવો છો? કૃષ્ણાજીપંતે નવી બાયડી કરી છે તે હજુ ન્હાની છે તેથી તેને સંગાથ થશે અને ત્હારૂં પણ કામ સરશે. તમે મને શત્રુ સમજો છો એટલે ખરી રીતે જોતાં તો મ્હારે તમારા ઉમરા ઉપર પગ પણ મુકવો ન જોઇએ, પણ પેટમાં લાગી આવ્યાને લીધે એ વાત મ્હારે મનમાંથી આઘી કરવી પડે છે."

આટલું બોલી તે બે પગલાં આગળ આવ્યો અને પેલી માંદી મૃતવત્ પડેલી છોકરી તરફ જોઇ વળી બોલ્યો, " આ છોકરી એકવારની સારી એ થતી નથી તેમ મરતી પણ નથી. આ કેટલો તમારા જીવને ઉચ્ચાટ !"

દિગંબરના આ છેવટના શબ્દો કાને પડતાં જ મથુરાબાઇને અત્યંત સંતાપ અને ઉદ્વેગ વ્યાપ્યો. મનોહરનાં નેત્ર લાલ હિંગળોક જેવાં થયાં. આ માણસને શું કહેવું તે મથુરાબાઇને સૂઝ્યું જ નહીં. આજ કેટલાક દિવસ થયાં દિગંબર તેને ઘેર આવતો નહોતો. પ્રત્યક્ષ તેને સંબોધી તેની સાથે તે બોલ્યો પણ નહોતો. પરોક્ષ રીતે, કિં બહુના, તેનો સ્પષ્ટ સંભળાય

એવી રીતે તે ઘણે પ્રકારે બોલતો; પરંતુ મથુરાબાઈ તેને કદી પણ ઉત્તર આપતી નહીં કે સવાલ જવાબ કરતી નહીં. પોતાને જાણે કાંઈ સંભળાતું જ નથી એવી રીતે તે વર્તતી. પરંતુ દિગંબર આજે અવધિ કરી પોતાના ઘરમાં આવ્યો, પોતાની સાથે બોલ્યો અને યમના દ્વારની પાસે ગયલી બિચારી પોતાની બ્હેન 'એક વખત મરતી પણ નથી' એમ સ્પષ્ટ રીતે બોલ્યો. આ આજે કાંઇ નવો જ ખેલ છે કે શું અને એ ખેલમાં શું સમજવું એ વિચાર તેના મનમાં ઉભા રહ્યા.

મનોહર બાળક હતો તેથી તેના મનમાં આવા વિચાર ઉદ્ભવ્યા નહીં અને તેણે ક્રોધથી દિગંબરને કહ્યું, "અમારી પંચાત કરવાનું તમને કોણે કહ્યું? અમે તમારે ઘેર કાંઈ ચોખા મુકવા આવ્યા હતા કે? તમને કાંઈ પૂછવા આવ્યા હતા? કે તમારી પાસે કાંઈ માગ્યું? હું ભિક્ષા માગવા નીકળીશ તોપણ તમારે ઘેર આવવાનો નથી. તો પછી ભાઇઓને લઇ તમારે ઘેર આવી રહેવાની વાત જ શી? તમે અમારા ઘરમાં શા સારૂ આવ્યા? તમે કોણ—?"

મનોહરનો ગુસ્સો પ્રત્યેક શબ્દે વૃદ્ધિંગત થતો જતો જોઇ મથુરાબાઇ તેને વારવા લાગી: "બોલીશ મા, બોલીશ મા. મનોહર આપણા જેવા ગરીબે તો જે કોઇ કાંઇ કહે તે મૂંગે મ્હોડે સાંભળ્યાં કરવું જોઇએ. ઓછું વધતું કાંઈ બોલવું નહીં. એમને જે લાગ્યું તે એમણે કહ્યું. આપણને જે લાગે છે તે આપણે કરીએ જ છીએ...."

"અને લોકોના ધિક્કારપાત્ર થઇએ છીએ! મથુ, તું કયી સ્થિતિમાં છે અને શું કરે છે તે સમજવા જેટલી પણ ત્હારામાં હજુ અક્કલ કેમ આવતી નથી? મ્હારો અને ત્હારા પિતાનો સ્નેહ તેથી તો હું આજે વડિલ માણસના પેઠે આટલો ગુસ્સે થયો અને બોલ્યો, નહીં તો મ્હારે શું કામ હતું? પણ આ બદમાશ મ્હારા ઉપર જ ગુસ્સો કરે છે. આ છોકરી મરી જાય એમ કાંઇ હું કહું છું? જીવે તો ખેર. પણ આમ પથારીવશ તે કેટલા દિવસ પડી રહેવું એમ સહેજ માણસ બોલે તો ખરૂં જ તો. તમને પ્રથમથી હું એક જ વાત કહેતો આવ્યો છું. વારૂ, તે તમને પરવડતી નથી તો આમ છાનીછપની રીતે શા માટે તેમ કરો છો? દાક્તર ભગવંતરાવમાં સામર્થ્ય છે તે તમને સઘળાંને પોષશે. આવી ગંદી જગામાં તે તમને રહેવા કેમ દે છે? સારી જગામાં ગયા સિવાય આ છોકરી સારી થવાની નથી એમ તેણે તને કેટલી તખત સૂચવ્યું તે મેં સાંભળ્યું છે. તેના કહેવાને સંમતિ આપીશ

તો તે તમને કોઈ ફક્કડ જગા જોઇ આપશે. તે દુઃખી તરફ દયાળુ છે. તે કેટલા દિવસ સુધી અહીં આવ્યાં કરે અને......"

મથુરાબાઇથી પણ પોતાનો ગુસ્સો રોકી શકાતો નહોતો. દિગંબરનાં આવાં મરડાટનાં વાકયો તેને પણ ઘણાં દુઃસહ થયાં અને તે બોલીઃ— "કાકા, આજ પર્યંત મેં તમને સામો જવાબ આપ્યો નથી, પણ હવે મ્હારાથી રહેવાવાનું નથી, માટે તમે માનમાં જ રહેજો. મેં તમને અમારે માટે કદી તસદી પડવા દીધી નથી તો પછી તમારે ઘેરથી અહીં સુધી મુદ્દામ આવી વિનાકારણ અમને શા માટે છળો છો? અમારો અને તમારો કશો સંબંધ નથી!"

"સંબંધ નથી? મ્હારો અને તારો સંબંધ નથી? તારા બાપનો અને મ્હારો આ ઘરમાં આખો જન્મારો ગયો ને? તો પછી સંબંધ નથી એમ કેમ કહે છે? તારો કાન પકડવાનો મને અધિકાર છે. ત્હારી આવી વર્તણુકથી મ્હારી ગેરઆબરૂ થાય છે એમ મને લાગે છે, અને તેથી જ હું અહીં આવ્યો છું. કોણ કહે છે કે મ્હારો અને ત્હારો સંબંધ નથી? હું આટલા દિવસ કશું બોલતા નહોતો તેથી? પણ હવેથા આવા ચાળા હું ચાલવા દેવાનો નથી. ત્હારો મુકામ અહીંથી ઉઠાવ એટલે તને પછી બધી વાતની છુટ્ટી. પણ હવે હું આંખ આડા કાન કરવાનો નથી. હું અહીં ત્રાગું કરીને જ બેશીશ. મારૂં તમારાથી જે થાય તે કરી લેજો."

દિગંબરનો આજનો આ આવિર્ભાવ કલ્પનાતીત હતો. મનોહરથી પોતાનો રોષ દબાતો નહોતો. પણ તે બિચારો શું કરે? એ પડયો ન્હાનો. માત્ર પ્રથમની પેઠે બોલવા મંડયો એટલે દિગંબરે તેનો હાથ પકડી તેના ગાલપર એક લપડાક લગાવી દીધી.

આ એકંદર પ્રકાર આજે કાંઈ નવો જ હતો. યદ્યપિ દિગંબર દૂર રહી અદ્દાતદ્દા બોલતો હતો તથાપિ છોકરાને મારવા સુધી અગર પોતાની સાથે આ પ્રમાણેનું બોલવા પર્યંત મંજલ પહોંચાડશે એવી મથુરાબાઇને કલ્પના સરખી પણ નહોતી. આવે વખતે શું કરવું તે તેને સૂઝયું નહીં. પોતે પડી બાઇ માણસ એટલે પાસે જઇ તેની પાસેથી મનોહરને છોડવાય એમ ન હોતું. દિગંબરનો બડબડાટ ચાલુ જ હતો. તેણે મનોહરનો હાથ હજુ છોડયો ન હોતો. "હું કોણ, અને તમ્હારા ઘરમાં શા માટે આવ્યો છું તે તમ્હારે સમજવું છે? જો કહું છું." એમ કહી તેણે બિચારા છોકરાને બીજી એક લપડાક લગાવી કાઢી. આથી મથુરાબાઇનું ભાન છેક જતું રહ્યું અને તેણે ઘાંટો પાડી દિગંબરને કહ્યુંઃ—"આજે તમે આ શું માંડયું છે? અમે

તમ્હારૂં શું બગાડયું છે? અરે મા! આ છોકરાને નાહક શા સારૂ મારો છો? કદી તમ્હારા માર્ગમાં આડા આવ્યા નથી—"

તે આ પ્રમાણે મ્હોટેથી બોલતી હતી એવામાં બીજા બે ન્હાના છોકરા બ્હાર ક્યાંય રમતા હતા તે ત્યાં આવી પહોંચ્યા. અંદર આવીને જોયું તો તેમનો ભાઈ મ્હોટેથી રડે છે, દિગંબરે તેનો હાથ પકડેલો છે અને તે બડબડાટ કર્યાં કરે છે, તેમજ તેમની મ્હોટી બ્હેન ધાંટા પાડે છે એવો દેખાવ તેમની નજરે પડ્યો. આ જોઈ તે ગભરાયા અને પાછલે પગે ન્હાસવા લાગ્યા. એટલામાં દિગંબરને કોણ જાણે શું શૂર ચઢ્યું કે તેણે મનોહરને છોડી દીધો અને 'અરે કાફરો, તમને પણ હું કોણ અને તમ્હારા ઘરમાં શા સારૂ આવ્યો છું તે બતાવું છું. ઉભા રહો' એમ કહી તેમની પાછળ દોડ્યો. તે બે છોકરામાંનો જે મ્હોટો હતો તે ચપળ હોવાથી છટકી ગયો. પણ ન્હાનો હતો તે તેના હાથમાં સપડાયો. તેનો તેણે કાન પકડ્યો અને તે તેને ઘસડતો ઘસડતો અંદર લઈ આવ્યો. આથી તે ચીસેચીસ પાડવા મંડ્યો. હવે આ પાજી માણસની નજીક ગયા વિના છૂટકો નથી એમ મથુરાબાઇને લાગ્યું. પરંતુ મનમાં ફક્ત વિચાર આવવાથી કાંઈ સર્યું? તેની હિંમત ચાલી નહીં. આઘેથી "આ શું? આ શું? તમે આ શું માંડ્યું છે? છોકરાને શા સારૂ મારો છો?" એમ ધાંટા પાડીને કહેવા લાગી.

આ વેળાએ ઘોંઘાટ એટલો બધો તો વધી ગયો કે તેને લીધે બબીએ ઘણી વિલક્ષણ રીતે ચીસો પાડવા માંડી. તેને આટલા અવસર સુધી ઉંઘ આવી હતી કે કોણ જાણે પણ તે બે ત્રણ કલાક સુધી છેક નિશ્ચેષ્ટ પડી રહી હતી. તેની ચીસો સાંભળી મથુરાબાઈ તેની પાસે દોડી ગઈ, અને તેને ગાઢ આલિંગન દઈ 'બ્હીશ મા, ગભરાઇશ મા" એમ કહ્યું. એમ ધાંટાધાંટથી જ ગભરાઈ એ જાગી ઉઠી હશે એમ તેને ખાસ લાગ્યું. હવે એને સંભાળવી કે પેલા છોકરાને છોડવવો એવા વિચારમાં તેનું મન ચકડોળે ચઢ્યું. આ રાક્ષસ હવે આ છોકરીને પણ એકાદ સપાટો લગાવી દેશે કે શું એમ પણ તેને લાગવા માંડ્યું. પરંતુ એની આ ફિકર આપોઆપ દૂર થઈ. એ છોકરી ચીસો પાડતી હતી તે જ વખતે દાક્તર ભગવંતરાવ બારણામાં આવ્યો. આથી દિગંબર ખસીઆણો પડી ગયો, અને ગભરાયલે ચ્હેરે તેમની તરફ જોઈ એકદમ બોલ્યો: "અહો દાક્તર સાહેબ, તમે મ્હારી પાછળ આ શી બલા લગાડી છે. તમે એમને તમ્હારે ઘેર લઈ જાઓ, અગર બીજું ઘર લઈ આપો, એટલે એમને પણ ત્રાસ નહીં અને અમને પણ નહીં. માણસને સબુરી તે ક્યાં સુધી રહે? આ કાફર દરરોજ નળ ઉપર આવે છે અને મને તથા મ્હારી સ્રીને અભડાવે છે. રોજ એવું કોનાથી ખમાય? વારૂ, કાંઈ કહેવા

જઇએ તો આ બધાં ગાળો ભાંડવા માંડે. આવી ગાળો કોણુ સાંભળી રહે? સાંભળી રહ્યા–ઘણી વખત સાંભળી રહ્યા. આખરે આજે તેટલું સહનશીલપણું આપણામાં રહ્યું નહીં તેથી પકડ્યો આ મ્હોટા છોકરાને, અને તેને પુષ્કળ ધમકાવ્યો. અરે! એનું જોઇને આ ન્હાનાં છોકરાં પણુ તેમ જ કરે છે. અમારી તરફ જોઇ મ્હોં મરડે છે, અમારા ચાળા પાડે છે અને નળ ઉપર જઇએ એટલે જાણી જોઇને પાણી ઉરાડે છે. આવું છિછલ્લાપણું ક્યાંસુધી સહન કર્યાં કરવું? અમે પક્કા ઓર્થોડોક્સ (જુના મતના) ને આ તમ્હારાં મથુરાબાઈ આવાં રહ્યાં. એમના હાથની રસોઈ આ છોકરાં ખાય છે તેથી અમે એ સર્વેને શૂદ્ર ગણીએ છીએ. તો પછી અમને આભડછેટ થાય છે એમ અમે માનીએ તેમાં નવાઈ શેની? એ વાત રહી ધર્મસમજુતીની. અમ્હારે તમ્હારો બ્રહ્મઘોટાળો નથી જોઇતો ભાઈ. અમે કાંઈ મીલ, અગર હર્બર્ટ સ્પેન્સર વાંચ્યો નથી. લૉર્ડ બ્રાડલોના અમે ભકત નથી. અમે છીએ છેક જૂના કાળના–વસિષ્ઠ વામદેવ જેવાના વંશજ. પણુ અમને કનડગત થાય તો તે કયાં સુધી સહી રહેવું? કહો. એમના વાંદરાવેડાને લીધે આજે મને ગુસ્સો ચઢ્યો. અહો જુઓ. મ્હારી વહુ મ્હારી સંધ્યાકાળની આરતિને માટે પાણીની ગાગર ભરીને લઈ જતી હતી તેમાં આ છોકરાએ કયાંયથી આણીને ચામડાનો એક કકડો નાંખ્યો, અને મ્હારો ચામડાનો કકડો તમ્હારી ગાગરમાં પડ્યો છે એમ કહી તેને વળગી પડ્યો. આવે વખતે કેવો ગુસ્સો ચઢે તે તમે જ કહો વારૂ. અમારે આ નડતર જોઇતી નથી. તમે એમને તમ્હારે ઘેર લઈ જાવ, નહીં તો તમે રહો છો તે ઘર મને ભાડે આપો અને તમે મ્હારી જગામાં રહેવા આવો; એટલે તમ્હારી સગવડ થશે, અને મ્હારી પાછળનો ત્રાસ મટશે."

આ લાંબું ટાયલું ચાલતું હતું તે દરમ્યાન મથુરાબાઈ તથા મનોહર છેક આભાં જ બની ગયાં. તે આ શું અને શા માટે બોલે છે તેની તેમને કલ્પના પણુ થઈ નહીં. મનોહરને પકડી તેને લપડાક માર્યાની વાત સાવ પડતી મુકી; પેલા ન્હાના છોકરાને પકડવાનાં કેવાં કેવાં કાલ્પનિક કારણો બતાવી કેવી ફરીઆદ કરે છે! આ હાલ બોલે છે તે અગાઉનો દિગંબર! આપણે સાંભળીએ છીએ તે જાગ્રત અવસ્થામાં કે સ્વપ્નાવસ્થામાં! આ માણુસ તદ્દન જુદું બોલે છે અને તેણે આજે મ્હારા ઘરમાં આવી આવું આવું ભયંકર ધિંગાણું મચાવ્યું છે એટલું કહેવાનું સુદ્ધાં તેમને સુઝયું નહીં. મનોહરનું તો મ્હોં જ બંધ થઇ ગયા જેવું થયું. દાક્તર ભગવંતરાવ છેક સ્તબ્ધ થઇ ગયા. આ છોકરા એવું કાંઇ કરશે એવું તેના સ્વપ્નામાં પણુ તેમને લાગ્યું નહીં.

આપણે જે કાંઈ બોલ્યા તે સંબંધે ઘડીકમાં બીજી જ બાજુ બ્હાર પડશે એ જાણીને જ દિગંબર કાંઇ વધારે બબડતો બબડતો ધીમે ધીમે બારણા તરફ ચાલ્યો. તેનો જે બડબડાટ ચાલુ હતો તે આવો જ કાંઇ નમુનેદાર હતો: "અમારે શું ? હવે ખરેખર અમ્હારા જેવાએ આવા શહેરમાં રહેવું જ ન જોઇએ. બધો જ ભ્રષ્ટાચાર. નીતિશિક્ષણ—નીતિશિક્ષણ એવો બુમાટો ચાલવાનો અને અનીતિની તો સીમા થઈ છે. વર્ણાશ્રમધર્મ મુદ્દલ રહ્યો નથી. પૂજા અર્ચા કે દેવધર્મનું નામ પણ રહ્યું નથી. જે આવે છે તે સુધારો સુધારો કહી બરાડા પાડે છે. કેવા કેવા આભડછેટ સમાજમાં કોસણુાય છે તેની કલ્પના જ શરીર ઉપર રૂંવાટાં ઉભાં કરવાને બસ છે. અમારા જેવાએ હવે શું કરવું કહો. અને જુઠું તો માણસો ડગલે ડગલે બોલવા લાગ્યા હોં કે ! આવડાં ન્હાનાં છોકરાં પણ મનમાન્યું જુઠું બોલ્યા જાય છે; કાંઈ ખંચાતા જ નથી, અને મ્હોટાં માણસો તો ગમે છે તેમ કહે છે. તેમને કોઈ પણ પ્રકારનો આચકો આવતો જ નથી. નીતિ શું, સત્ય શું, પાતિવ્રત્ય શું તેનું તો કોઇને ભાન જ રહ્યું નથી. ખરૂં કહું છું ભગવંતરાવ, તમે આમને અહીંથી કાઢી એમની વ્યવસ્થા કરો અને મ્હારી પણ કરો. હવે હું જાઉં છું. તમે હવે પેલી છોકરીને જુઓ તેને અને આ બધાંને તમ્હારે ઘેર લઈ જશો તો તમ્હારા રાત એરાતના ફેરા બચશે."

આ છેવટનું વાક્ય બોલતી વખતે તે દાકતર ભગવંતરાવના મ્હોં તરફ એકીટસે જોઈ રહ્યો હતો. તેને કદાચ એમ પણ લાગ્યું હશે કે હું મ્હારે મનથી કોઇને ન સમજાય એવું માર્મિક બોલ્યો છું, પણ એમ કરતાં જો સમજાયું તો પરિણામ કાંઈ સારૂં આવવાનું નથી. તેથી છેલ્લા શબ્દ ઉચ્ચારતાની સાથે જ તેણે ઘર બ્હાર પગલું ભરી ત્યાંથી રસ્તો જ માપ્યો.

તે ગયા પછી દાકતર ભગવંતરાવ મથુરાબાઈ તથા પેલા છોકરા તરફ જોઈ બોલ્યા:—"આજે આ ગૃહસ્થ આ ઘરમાં શી રીતે આવ્યો અને એણે શી ધિંગામસ્તી કરી ?" એટલામાં મથુરાબાઇને પેલા બે છોકરાનું સ્મરણ થઈ આવ્યું એટલે તેણે બબીને સુવાડી અને દોડતાં દોડતાં બ્હાર જઇ તે છોકરાને મ્હોટેથી બુમો પાડી ઘરમાં તેડી લાવી. દરમ્યાન દાકતર ભગવંતરાવ બબીની પાસે બેશી તેને તપાસતો હતો અને મનોહરને બનેલો વૃત્તાંત પૂછતો હતો. આથી મનોહરને ડચુરો બાઝી આવ્યાથી તે ડુસકાં ખાવા લાગ્યો. એટલામાં મથુરાબાઈ ઘરમાં આવી એટલે તેને પણ તેણે પૂછ્યું. મથુરાએ તેમને ઉત્તર આપ્યું, "કાંઈ નહીં, એ તો અમ્હારે રોજનું છે કેટલું કેટલું કહી આપને ઉદ્વેગ કરાવવો. આપ અમ્હારા ઉપર કરો છો

તે ઉપકારોનો અમને કેટલો બધો બોજો લાગે છે તો વળી અમ્હારા તાપત્રય સાંભળી શું કરવું છે? આજે બબીને જરા ઠીક હતું. અને બે ઘડી સારી ઉંઘ આવી હતી. એ સારી થશે વારૂ?"

દાકતર ભગવંતરાવ સમજી ગયો કે દિગંબર વિશેની વાત બદલવા સારૂ જ એણે બબીની પ્રકૃતિની વાત કાઢી છે. પરંતુ પોતે તે સમજ્યો છે એમ ન બતાવતાં તેણે મથુરાબાઇને કહ્યું, "એ ઘણી નબળી પડી ગઈ છે એટલું જ. તે હવે નક્કી સારી થશે. પરંતુ આ જગા બદલવી જોઇએ. મેં એક યોજના કરી છે. કેમરે મનોહર! આજે શું થયું રે? આ લુચ્ચો તમ્હારા ઘરમાં કેમ આવ્યો હતો?"

મનોહરનાં ડુસકાં બંધ થયાં હતાં તેથી તે કદાચિત કાંઈ કહી દેશે એવી ધારતીથી મથુરાબાઇ જ બોલી ઉઠી, "કાંઇ નહીં. રોજ બ્હાર રહીને બોલે છે, આજે તેમને અંદર આવવાનું મન થયું. હું જગા બદલવાની છું. આવતી કાલે રજા છે એટલે આખો દિવસ ઘર શોધવામાં ગાળીશ."

દાકતર ભગવંતરાવે વિશેષ પડપૂછ કરી નહીં. તે થોડીક વાર સુધી ચિંતાતુર બેશી રહ્યો. પછી બબીને સંબંધે કાંઇક કહીને ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૯ મું.

### ઘર બદલવાની તજવીજમાં.



દાકતર ભગવંતરાવ ગયો ત્યારે મથુરાબાઇને એક રીતે ઠીક લાગ્યું ખરૂં; કારણ, દિગંબર વિશે બોલવાની તેને કાંઇ ઇચ્છા થતી નહોતી. પોતાની કર્મકથા આ પરોપકારી ગૃહસ્થને કેટલી કહેવી, અને પોતા ઉપરના તેના ઉપકારોનો કેટલો બોજો વધારવો એ વિચાર તેના મનમાં અવિરત આવ્યાં કરતો હતો અને એને બોલતાં અટકાવતો હતો. મનોહર સર્વે હકીકત દાકતરને કહી નાખત; પરંતુ જ્યારે બ્હેનની મરજી તેવી દેખાઈ નહીં ત્યારે પોતે પણ મૌન ધારણ કરવું તેને ઇષ્ટ જણાયું અને તેથી તે ચુપ રહ્યો. દાકતરને પણ વિશેષ પડપૂછ કરવાનું ઠીક ન લાગ્યાથી બબીને સંબંધે તેમને જે કાંઈ કહેવું હતું તે કહી ત્યાંથી ચાલ્યો ગયો.

દાકતર ગયો નહોતો ત્યાં સુધી એ ક્યારે જશે એમ મથુરાબાઈને થયાં કરતું હતું. પરંતુ તેને ગયાને એક બે મિનિટ થઈ નહીં હોય એટલામાં આજની હકીકત આપણે તેમને કહી હત તો ઠીક થાત એમ તેને લાગવા માંડ્યું. કારણ, આ ચંડાળ દિગંબર રાતરે આવી પોતાને તથા પોતાના ભાંડુઓને કનડે તો શું કરવું ? વળી અત્યારે તેને એકાએક જવું પડ્યું છે ત્યારે રાતરે અમારી મદદે કોઈ આવી શકવાનું નથી, મનમાન્યું બોલવાનું તથા એકાદ છોકરાને મેથીપાક જમાડવાનું બની શકશે એમ ધારી તે ઘરમાં આવે તો આપણે શું કરીશું એવું એને ભય ઉત્પન્ન થયું. ત્રીજો પોહોર થઈ ગયો. છોકરાંને ખાવા માટે કાંઈ કરવાના કામમાં રોકાવાનું તો એક બાજુ પર રહ્યું ને તે આવી વિવંચનામાં પડી. પણ આવી વિવંચના માત્ર કરવાથી કાંઇ નિભવાનું હતું ? તેણે ઘરમાં ચપટીક લોટ હતો તેની બે ભાખરી બનાવી અને બે ન્હાનાં છોકરાંને તે ખવરાવી પાણી પાઇ સુવાડી દીધાં. મનોહરે તથા પોતે શું કરવું તે વિશે એને ખરેખર વિવંચના પડી. પરંતુ આ વિવંચનામાંથી મનોહરે તેનો છુટકારો કર્યો. તે પોતાની પથારી પાથરી તે ઉપર સૂતો અને સૂતાં સૂતાં જ બોલ્યો, " બ્હેન, મને આજે બિલકુલ ભૂખ નથી. હું સુઈ જાઉં છું. " એમ કહી તે સૂઈ ગયો.

મથુરાબાઈનાં ભૂખ તરસ મટી ગયાં હતાં, અને મનોહરની મનઃસ્થિતિમાં તથા ઘરમાં નાસ્તિની સ્થિતિમાં 'કાંઈ પણ ખા અને પછી સુ' એમ કહેવાની શકયતા નહોતી. બિચારી બબી જો રાતમાં કાંઈ માગે તો તેને શું આપવું એ વિચાર તેને દમ્યાં કરે એમાં શી નવાઇ ? પણ વિચાર દમ્યાં કરે તેથી શું વળ્યું ? જે થવાનું હોય તે થાય. તે કાંઇ માગશે તો ટોપલી ખંખેરીને લોટ સેકી પાણીની સાથે આપીશ એમ મન વાળ્યું અને પેલો ચંડાળ અંદર આવી હેરાન કરે નહીં એટલા સારૂ બારણું સપ્પટ દઇ તેને સાંકળ વાસી તે પણ બબીની પાસે પોતાની પથારી ઉપર પડી. બબી બપોરની પેઠે ઘેનમાં પડી હતી.

મથુરાબાઇ આડી થયા પછી સુમારે દશેક મિનિટ પછી તેના બારણા આગળ કોઈ ટકટક કરતું હોય એમ તેને લાગ્યું. તે ઉપરથી તેના પેટમાં ફાળ પડી. બપોરે દાક્તર ભગવંતરાવ આવી પહોંચ્યાને લીધે દિગંબરને પાછું જવું પડયું હતું તેથી હવે બાકી રહેલું વેર વાળવાને તે ચંડાળ જ પાછો આવ્યો હશે એમ તેને લાગ્યું. આથી ડોકું ઉંચું કરી કાન દઈ તે સાંભળવા લાગી. એટલે તેને સ્પષ્ટ માલમ પડયું કે બારણા ઉપર ટકોરા વાગવા ઉપરાંત તેને પોતાને કોઈ બોલાવે છે. આટલે ધીમેથી દિગંબર કદી

પોતાને બુમો પાડે નહીં એવી તેના મનની ખાતરી હતી, છતાં પણ ન જાણે મ્હોટેથી બુમો પાડીશ તો બારણું ઉઘાડશે જ નહીં એમ ધારી આવી યુક્તિ વાપરી બારણું ઉઘડાવી પછી યથેચ્છ ધિંગાણું કરી બપોરનું વેર વ્યાજ સાથે વાળી લેવું એવો કપટવિચાર તેના મનમાં કેમ ન હોય? એવું પણ તેને લાગ્યું. આથી ગમે તેમ થાય તોપણ બારણું ઉઘાડવું જ નહીં એવો તેણે ઠરાવ કર્યો. પરંતુ "મથુરાબાઇ, ઓ મથુરાબાઈ, બારણું ઉઘાડો" એવા શબ્દો તેને કાને પડયા હોય એવો તેને ભાસ થયો, અને એ અવાજ દિગંબરની વહુ બગુબાઇનો છે એમ તેને જણાયું. તરત જ તે બારણા પાસે ગઈ એટલે બગુબાઈ બોલી, "મથુરાબાઈ, જરાક વાર બારણું અધખોલું કર, એ વાડામાં ગયા છે તે પાછા આવે તે પહેલાં મને પાછી જવા દે." મથુરાબાઇએ તરત બારણું ઉઘાડયું. બગુબાઇના હાથમાં એક થાળી હતી તે તેણે ઝટપટ નીચે મુકી દીધી અને "આટલું ખાઇ તું અને છોકરાં પાણી પી સુજો, ભૂખ્યાં સુશો મા. મને બધી ખબર પડી છે. તારે આ ખાવામાં કાંઈ હરકત નથી. બધું ચોખ્ખું છે." એમ કહેતી કહેતી ત્યાંથી તે ચાલી ગઈ. મથુરાબાઇએ દીવાની વાટ ઝીણી કરી મુકી હતી તેથી તે એને પૂરેપૂરી દેખાઇ પણ નહોતી. અને "નહીં જોઇએ, શા માટે આણ્યું" એટલું પણ બોલવાનો તેને અવકાશ મળ્યો નહીં—અર્થાત્ બારણું બંધ કરી પેલી થાળી ઉંચકી દીવા આગળ તે લઈ ગઈ. ઉપરનું ઢાંકણુ ઉઘાડીને જોયું તો ખાસ્સાં ત્રણ મ્હોટાં માણસો ધરાઇને ખાય એટલું અન્ન તેમાં પીરસેલું હતું. આ જોઈ મથુરાબાઇને ઘણું આશ્ચર્ય લાગ્યું. વર આપણા ઉપર આટલો દ્વેષ—દુશ્મન—દાવો રાખે અને વહુ તેનાં પેટનાં છોકરાં જેટલી આપણી કાળજી રાખે, એ વિચાર મનમાં આવ્યાથી અચંબો પામતી તે અન્ન તરફ જોઈ રહી. ખાવા તરફ તેની ઇચ્છા થઈ તો નહીં; પરંતુ આ બાઇએ આટલી મમતા તથા આસ્થાથી તેમ જ આ વાત તેનો વર જાણશે તો તે એનો પ્રાણ પણ લેશે એમ તે નિશ્ચિતપણે જાણતી હતી છતાં આણેલું અન્ન પાછું કેમ ઠેલવું? એવો વિચાર મનમાં આવ્યાથી તેણે મનોહરને ઉઠાડવાનો વિચાર કર્યો. તેણે મનોહરની પાસે જઈ તેને બોલાવ્યો.

મનોહર જાગતો જ હતો. આણી તરફ શું ચાલતું હતું તે તેણે અરધું પડધું સાંભળ્યું પણ હતું. મથુરાબાઇએ તેને બૂમ પાડી એટલે મનોહર એકદમ ઉઠી બેઠો થયો. તેણે પોતાની બ્હેન આગળ હાથ જોડયા અને અત્યંત ગદ્ગદ્ કંઠે તે બોલ્યો, "બ્હેન, બ્હેન, હું કદી—કદી પણ ત્હારી અવજ્ઞા કરીશ નહીં; પણ અને તું એ ચંડાળના ઘરનું અન્ન

ખાવા કહીશ નહીં; હું ભૂખથી મરી જઈશ તો તે પરવડશે, પણ......" આગળ તેનાથી એક અક્ષર પણ બોલાયો નહીં; બધા શબ્દો તેના કંઠમાં ને કંઠમાં અટકી રહ્યા. આ વખતની તેની મુદ્રા જોઇ અને તેના શબ્દો સાંભળી મથુરાબાઇ આશ્ચર્યચકિત થઈ ગઈ. મનોહર હજુ ન્હાનો છે, એ કાંઇ સમજતો નથી એવી એની આજ પર્યંત કલ્પના હતી. પરંતુ નિશાળેથી આવતાં વાર તેણે માધુકરી માગવાનો પોતાનો વિચાર જણાવ્યો. ત્યાર પછી દિગંબરના પાજીપણાના ભાષણથી સંતપ્ત થઈ તેના ઉપર ધશી ગયો અને હવે તેની વહુએ આણી આપેલા અન્ન સંબંધે આવા ઉદ્દગાર કાઢે છે. આ સર્વ વાતો ઉપરથી આપણે એને જેટલો અજ્ઞાન લેખીએ છીએ તેટલો અજ્ઞાન એ નથી એવી એની પક્કી ખાતરી થઈ, અને હવે એને કાંઇ વધારે કંટાળો આપવો નહીં એમ એને લાગ્યું. પરંતુ ગમે તેમ હોય પણ એ પડી બૈરી; તેથી બગુબાઇ જેવી માયાળુ અંતઃકરણની બાઇએ આટલા હેતથી પીરસી આણેલા અન્નનું અપમાન કરવું ઠીક નહીં એમ તેના મનને ભાસ્યું. મૂળે તો આપણને અન્નના સાંસા, તેમાં વળી સંધ્યાકાળની વખતે ઘરમાં આવેલા અન્નને પાછું ઠેલવાનું ઉદ્ધતપણાનું વર્તન થાય એ સારૂં નહિ એવો વિચાર મથુરાબાઇના મનમાં ઉત્પન્ન થયાથી તેણે ફરીને મનોહરને કહ્યું:—" ભાઈ, સાંજને પોહોરે ચાલી ચલાવીને ઘરમાં આવેલા અન્નને આમ તરછોડવું નહીં. બે કોળીઆ ખાઈ લે અને પાણી પીઇને સુ."

"બ્હેન, હું કાંઈ ઉદ્ધતાઇ કરતો નથી, મ્હારા પેટમાં ભૂખથી ડોહોળાય છે; પણ, તું મને એ અન્ન ખાવાની ફરજ પાડીશ મા. હું અન્નનું અપમાન કરતો નથી. એને સાષ્ટાંગ નમસ્કાર કરૂં છું. પણ તું મને તેમાંથી ખાવાનો આગ્રહ કરીશ નહીં, અને બ્હેન તું પણ એમાંનો એક દાણો સરખો ખાઇશ મા."

આટલું બોલી તેણે ઉઠીને ખરેખર તે થાળી આગળ સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને વધારે કાંઈ ન બોલતાં ડુસકાં ભરતો ભરતો ફરીને પથારીમાં સુઇ ગયો. એના આ કૃત્યથી મથુરાબાઈ ઉપર વિલક્ષણ અસર થઇ: 'મનોહરનું કહેવું જ બરાબર છે, હું જ ભૂલું છું' એમ તેને લાગ્યું. અને તે પણ તે થાળી એક ટોપલીની નીચે ઢાંકી તેને વંદન કરી પોતાની પથારીમાં જઈ સુતી. એટલામાં બ્હાર કાંઈ ધાંટાધાંટ થતી હોય એમ તેને લાગ્યું. ઘણું કરીને વર-વહુનો આ ઝઘડો છે એમ તેણે ધાર્યું. પણ શું છે તે જાણી લેવા બારણા આગળ જવાની તેને ઇચ્છા થઇ નહીં. નાના પ્રકારના વિચારો

આવવાથી તેનું મન બ્યગ્ર થયું. આ બ્યગ્રતાને લીધે, પેટમાં લાગેલી ભૂખને લીધે, આવતી કાલે ઘર બદલવાની ખટપટ શી કરવી એ વિચારોને લીધે, આપણું આગળ શું થશે એ વિવંચનાને લીધે, અને બબી ક્યારે જાગશે અને શું ખાવાને માગશે એ ધાસ્તીને લીધે તેને યત્કિંચિત્ પણ નિદ્રા આવે એમ ક્યાં હતું? પરંતુ ગમે તેવી સ્થિતિમાં પણ મનુષ્યના શરીરની ગરજો શરીર થોડે ઘણે અંશે પણ જાતે પૂરી પાડી લે છે. તે પ્રમાણે તેને દશ દશ પંદર પંદર મિનિટનાં ઝોકાં આવ્યાથી તેને કાંઇક વિશ્રાંતિ મળી.

બીજે દિવસે સ્હવારમાં જાગતાં વાર મથુરાબાઇને પ્રથમ વિચાર હવે શું કરવું એ આવ્યો. આ ઘરમાં હવે રહેવું તેને સંબંધે અશક્ય હતું. દિગંબરે આજ સુધી છોકરાંને કદી હાથ લગાડ્યો નહોતો; કદી પણ ઘરમાં આવી શબ્દું તેમ બોલ્યો નહોતો; પરંતુ કાલથી તેની વૃત્તિ છેક બદલાઇ ગઈ હતી. હવે તેણે આવી રીતે આરંભ કર્યો છે તો હવે પછી એ શું કરશે ને શું નહીં, કયા છોકરાને ક્યારે પકડી લપડાક લગાવી દેશે અગર કેટલો માર મારશે તે બિલકુલ સમજી શકાય એમ નથી. એ પોતે ઘરમાં ન હોય, મનોહર ન હોય ત્યારે—ન્હાનાં છોકરાં એકલાં જ હોય એવે વખતે તે આવી કાંઇ ગરબડ કરે તો તેનું નિવારણ કોણ કરે? આ પ્રમાણે એકંદર વિચાર કરી બીજું ઘર જોયા વિના આજ જંપવું નહીં એવો તેણે નિશ્ચય કર્યો. થોડા વખત પછી મનોહર પણ ઉઠ્યો. તેણે એકવાર પોતાની બ્હેન તરફ જોયું. ગઈ રાતના વર્તનથી કદાચ પોતાની બ્હેનને પોતા ઉપર ગુસ્સો આવ્યો હશે એવી તેને શંકા આવી હતી; પરંતુ તેવું કાંઇ જણાયું નહીં તેથી તેને એક રીતે સંતોષ થયો, અને તે પોતાની પથારીનો વીંટો કરવા લાગ્યો. બ્હેનની સાથે કાંઇ બોલ્યો નહીં. મુંગો મુંગો પ્રાતઃ વિધિ કરવા ગયો. મથુરાએ ઉઠી વાળી ઝાડી સાફસુફ કર્યું. થોડા વખત પછી બબી પણ જાગી. તેને રાતરે ઉંઘ સારી આવી હતી તેથી તે આજ જરા વધારે તાજી દેખાતી હતી. આથી મથુરાબાઇને થોડો સંતોષ થયો. તેણે તેને મીઠા મીઠા શબ્દોથી ઉઠાડી દાતણ પાણી વગેરે કરાવ્યું. એને માટે કાંજી કરવાને દૂધ ક્યાંથી લાવવું એ વિચારમાં હતી એટલામાં દાકતર ભગવંતરાવનો ચાકર "મનોહરને કાંઈ કામસર તાબડતોબ બોલાવ્યો છે" એમ કહેતો આવ્યો. દાકતરના મનમાં કાલના બનાવ સંબંધે કાંઇક સંશય આવ્યો હશે અને તે સંબંધે કાંઈ પણ પૂછવા બોલાવ્યો હશે એવો બંનેએ ક્યાસ કર્યો. મનોહર તાબડતોબ દાકતરને ત્યાં ગયો. આણી તરફ મથુરાબાઈ ગઇ કાલે રાતરે કરી રાખેલા વિચાર મુજબ લોટની ટોપલી ઝાડકી ઝુડકી ખંખેરી તેમાંથી જે કાંઇ નિકળે તે પાણીમાં

કાલવી તેમાં સાકર નાખી બબીને આપવાના વિચારમાં હતી. દૂધ લાવવા સારૂ ઘરમાં ફૂટી બદામ પણ નહોતી તેથી બીજો કાંઇ ઇલાજ નહોતો. પેલી છોકરી બિચારી શાંત પડી રહી હતી. મથુરાબાઇએ ટોપલી ખંખેરવા સારૂ હાથમાં લીધી એટલામાં તેને ટોપલી નીચે ઢાંકેલા અન્નનું સ્મરણ થયું, અને તેમાંનું કાંઇ એને ખવડાવવું એવો વિચાર તેના મનમાં આવ્યો. પરંતુ એ વાસી અન્ન કદાચિત્ તેને પચશે નહીં એમ પણ મનમાં આવ્યું, અને તેની સાથે સાથે એ અન્નના સંબંધે મનોહર રાતરે જે બોલ્યો હતો તે પણ યાદ આવ્યું. હવે એ અન્નની શી વ્યવસ્થા કરવી તેની વિમાસણમાં એ પડી. દરિદ્રીઓને શું? વાસી હોય કે તાજું હોય! અન્ન મ્હોં આગળ આવેલું છતાં તે ન ખાતાં અન્ન શી રીતે મળશે એવો વિચાર થઈ પડે એ કેટલી આશ્ચર્યની વાત? પરંતુ મથુરાબાઇની સ્થિતિ ખરેખરી તેવી જ થઈ હતી. આવા વખતમાં માત્ર વિચાર કરવાથી થોડું જ નિભવાનું હતું? આમાંનું અન્ન બબીને તો શું–બીજાં છોકરાંને પણ શું–કોઇને પણ "નહીં જ ખવડાવવું" એવો તેણે ઠરાવ કર્યો અને પોતાના પ્રથમના વિચારાનુસાર વર્તન કરવા સારૂ તે પાણી લેવાને ઉઠી; એટલામાં મનોહર ઘેર પાછો આવ્યો. તેણે બે ડબ્બા અને દશ રૂપીઆ તેની બ્હેન આગળ મુકી કહ્યું, "બ્હેન, દાક્તર ભગવંતરાવ આપણા ઉપર શા માટે આટલા બધા ઉપકાર કરે છે? તેમનો ને આપણો કાંઇ સંબંધ નથી. પણ તે આજે જે કાંઇ બોલ્યા તે તેં સાંભળ્યું હત તો તને એમજ લાગત કે પરમેશ્વર જ તેમની મારફત આપણુ-ને મદદ કરે છે. તેમણે મને આજે સ્પષ્ટ કહ્યું કે, 'તારી મથુરાબ્હેનને મારી બ્હેન જેવી અને તને મ્હારા ન્હાના ભાઈ જેવો હું ગણું છું. આટલા દિવસ સુધી પૈસાની મદદ કરવા મેં આંચકો ખાધો; કારણ, ત્હારી બ્હેન શું કહેશે એમ મારા મનમાં થયાં કરતું હતું. પરંતુ કાલે રાતરે મને એકાએક એમ લાગ્યું કે તમને આવતી કાલે કકડો કોર રોટલીની પણ ભ્રાંતિ પડશે તો પછી બિચારી બબીને દૂધ ક્યાંથી મળશે. બબી હવે સારી થશે. તેને ઘણી સંભાળવી પડશે માટે હું આપું છું તે બે ડબ્બા લઈ જા. અને તેમાંનો એક ઘેર જઇને તરત ઉઘાડી તેમાંથી એક ચમચા જેટલું દૂધ કાઢી તેને અડધા પ્યાલા જેટલા ગરમ પાણીમાં કાલવી તેને પીવા આપજે. આટલું બોલી તે થોડીવાર થોભ્યા અને મ્હારા હાથમાં દશ રૂપીઆ મુકીને બોલ્યા, 'આ તમ્હારા ખરચને સારૂ લઈ જા.' હું લેતો નહોતો, નહીં જોઇએ એમ કહી મુકી દેવા લાગ્યો. ત્યારે તે ગુસ્સે થયા અને બોલ્યા, 'હું આટલા દિવસ બોલતો નહોતો, પણ જો તું મ્હારૂં માનીશ નહીં તો હું

ત્હારા ઘરમાં પગ પણ મુકીશ નહીં. બ્હેનને કહેજે કે હું તમને એ બક્ષીસ આપતો નથી. તમને પગાર મળતો થાય અને સવડ થાય તો મ્હારા રૂપીઆ આઠ આનાને હપ્તે પાછા આપજો. એટલે તો થયું. જા. હવે તું અહીં ઉભો રહીશ નહીં.' મ્હારો કાંઈ ઇલાજ ચાલ્યો નહીં અને હું અહીં નીકળી આવ્યો. કાલે સાંજરે ઠર્યા પ્રમાણે હું મ્હારે માધુકરી માગવા જઇશ અને ક્યાંય પણ વારની જોગવાઇ થઈ શકે એમ હશે તો તે પણ જોઈશ. આજે મને ન્હાની થાળી અને એક લુગડાનો કકડો આપ. ન્હાઇ લઉં છું અને પછી જાઉં છું. નિદાન અમ્હારા ત્રણ જણના જેટલું તો અન્ન લાવીશ. કાલની વાત કાલે જોઇ લેવાશે. ત્હારે માટે અને બબીને માટે એક રૂપીઆનું અનાજ હાલ આણી આપું છું. બ્હેન, એમના પૈસા અગર અન્ન લેવામાં કોઇ પણ પ્રકારની હરકત નથી એમ મને તો લાગે છે. તે કેવા ભલા છે......"

મથુરાબાઇ તેનું બોલવું છેક શાન્ત ચિત્તથી સાંભળી લેતી હતી. ક્વચિત્ તેનું ધ્યાન બીજી તરફ પણ ગયું હશે. પછી તેણે એક ઉંડો નિસાસો નાખ્યો અને મનોહરને કહ્યું, "મનોહર, ત્યારે તું પણ આજે જ શા સારૂ માધુકરી માગવા જાય છે? આજે આપણે બીજા ઘરની પ્રથમ તપાસ કરીએ. તું થોડીક જુવાર, ચોખા તથા શાક લઈ આવ. પછી હું રસોઈ કરૂં એટલામાં તું નિશાળે જઈ આજના દિવસની રજા માગી આવ. તું ઘરમાં બબીની પાસે બેસજે. હું ક્યાંય પણ ઘર જોઈ આવીશ. આજે આપણે અહીંથી આપણો મુકામ ઉઠાવવો જોઇએ. હવે અહીં વધારે વખત રહેવામાં શોભા નથી. તે ક્યારે અને કોને માર મારશે એનું કાંઈ ધોરણ રહ્યું નથી, અને તેના દ્વેષની મજલ ક્યાં સુધી પહોંચશે તે પણ કાંઈ કળી શકાય એમ નથી. તું અહીં બેસજે એટલે હું બે ત્રણ કલાક ફરી બનશે તો નિશાળની નજીકમાં જગા જોઇશ. આમ તો દ્વેષ ન જોઇએ અને છળ પણ ન જોઇએ."

"વાહ વાહ, આ અક્કલ જો અગાઉ સૂઝી હત તો આ વાત આ થરે આવત શેની!" એમ અત્યંત કઠોર તથા કર્કશ અવાજે દિગંબર ઘરની અંદર આવીને બોલ્યો. એટલામાં મનોહરે મુકેલા ડબ્બા તથા રૂપીઆ તરફ તેની દૃષ્ટિ ગઇ. એ વસ્તુઓ તેની નજરે પડે નહિ એટલા માટે મનોહર તે ઉંચકવા લાગ્યો. ત્યારે દિગંબર ખંખારતો હોય તેમ હસીને બોલ્યો, "ઓહો, આ ભગવંતરાવ તરફથી આવેલો આપનો પગાર કે?"

આ શબ્દો તેના મ્હોંમાંથી નિકળતાં વાર મથુરાબાઇનું સર્વાંગ ક્રોધથી થર થર કંપવા લાગ્યું અને તે લાલચોળ થઇ ગઇ. તેના નેત્રમાંથી આગની

ચણગારીઓ નિકળતી હોય તેવો ભાસ થયો. અને તેની સંતપ્ત મુદ્રા એવી ભયંકર દેખાઈ કે તે નીચ માણસથી ઉંચું જોવાયું પણ નહીં. તેની વાચા છેક બંધ થઇ ગઈ, એટલું જ નહીં પણ તેણે હળવે હળવે પાછાં પગલાં કરવા માંડયાં. આગલે દિવસે પોતાની ફજેતી થઇ હતી તેનું વેર વાળવાની દુષ્ટબુદ્ધિથી તે આજે ત્યાં આવ્યો હતો. એકાદા છોકરાને પકડી લપડાક લગાવવી અને તે ઉપરથી મથુરાબાઇ અગર મ્હોટો છોકરો કાંઈ બોલે તો આગલા દિવસની પેઠે વાગ્બાણનો મારો ચલાવવો એવા ઉદ્દેશથી તે ત્યાં આવ્યો હતો. પરંતુ આજનું મથુરાબાઇનું ઉગ્ર સ્વરૂપ જોઈ રાજેશ્રી ગભરાઇ ગયા. આજસુધી તેને મથુરાબાઇનું સૌમ્ય સ્વરૂપ જ નજરે પડયું હતું. આવું ઉગ્ર સ્વરૂપ દૃગ્ગોચર કયારેય થયું નહોતું. તે નજરે પડતાં જ તે પાછો હઠયો, અને પાછા હઠતાં હઠતાં બબડતો બબડતો જ ઘર બહાર ચાલ્યો ગયો. બહાર પડતાં વાર તેનું અગાઉનું ધૈર્ય પાછું આવ્યું અને તેણે મ્હોટે મ્હોટેથી અદ્વાતદ્વા ભાષણ કરવાનો આરંભ કર્યો.

આણીમેર મથુરાબાઇએ નિશ્ચય કર્યો કે કોઇક ધર્મશાળામાં પણ જઈ પડવું, પણ આ ઘરમાં તો હવે અન્ન ખાવું નહીં. તરત જ તેણે મનોહરને કહ્યું, "મનોહર, તું બારણાને સાંકળ વાશીને બેસ. હું હમણાં એક ઠેકાણે ઓરડી મળવાનો સંભવ છે ત્યાં તપાસ કરી આવું છું. ઓરડી સારી નથી એમ કહે છે, પણ તે ગમે તેવી હશે તોપણ આજે ત્યાં જઇશું. બે ચાર દિવસ પછી બીજી જોઈ કાઢીશું અને ઘર બદલીશું. તું બારણાને અંદરથી સાંકળ દે અને પેલો ડબ્બો ઉઘાડી જે રીતે આપવાનું દાક્તરે કહ્યું છે તે રીતે એમાંથી ભભીને આપજે. બન્ને ન્હાનાં છોકરાંને બ્હાર જવા દઇશ મા. એ હજુ સુધી ઉઠયાં નથી એ પણ ઠીક છે. નહીં તો એમનું શું કરવું તે પણ એક ફિકર થઈ પડત."

આટલું બોલી તે ઘરમાંથી બ્હાર પડી. આગલે દિવસે તેને તેના ઓળખાણની એક બાઇએ કહ્યું હતું કે અમુક મોહોલ્લામાં અમુક ઘરની પાસે ફલાણાના ઘરમાં ચાર ગાળા જેટલી જગા છે અને તે તરત મળવા જેવી છે. તેથી તે પ્રથમ રોકી રાખવી એવો વિચાર કરી તે ઘરની બ્હાર પડી હતી. તે ઠેઠ તે મોહોલ્લામાં કહેલી હવેલી આગળ ગઈ. આપણને જે હવેલી કહી હતી તે આ જ કે તે વિષે તપાસ કરવા સારૂ તેણે આમ તેમ જોયું. પણ પૂછવા સરખું કોઇ માણસ દેખાયું નહીં, તેથી તે તે હવેલીના દરવાજામાં પેઠી અને "આબાસાહેબ દીક્ષિતની હવેલી આ જ કે?" એમ પૂછવા સારૂ આજુબાજુ જોયું. હવેલીમાં કોઈ નહોતું–છેક નિર્જન હતું એમ કહીશું

તોપણ ચાલશે. આવડી મ્હોટી હવેલીમાં કેમ કોઇ નથી એમ આશ્ચર્ય કરતી તે પાછી ફરવા જતી હતી એટલામાં તેના જેટલા જ વયની એક તરૂણ સ્ત્રી ઓટલા ઉપર આવી અને "તમે કોની પાસે આવ્યાં હતાં? તમારે કોનું કામ છે?" એમ પૂછવા લાગી. ત્યારે મથુરાબાઇએ "આબાસાહેબ દીક્ષિતની હવેલી આ જ કે?" એમ પૃછયું.

તે તરૂણીએ "હા" એવું ઉત્તર આપી તુરત "તમે કોની પાસે આવ્યાં હતાં? કોને મળવું છે?" એમ પૂછ્યું.

"નહીં. મારે કોઇને મળવું નથી. આટલામાં કોઈ ઘર ભાડે આપવાનું છે એમ મેં સાંભળ્યું છે તેથી તેની તપાસ કરવા આવી છું. માલશેનું ઘર અહીં પાડોશમાં છે કે?" મથુરાબાઇએ પૂછ્યું.

"હા છે. આ ઘરની પાસેનું ઘર મુકી પેલીમેરનું ડાબી બાજુનું ઘર તમે કહો છો તે છે. ચાલો તમને બતાવું છું."

આ તરૂણ સ્ત્રીનું 'ચાલો બતાવું છું' એ વાક્ય સાંભળી મથુરાબાઇને ઘણું આશ્ચર્ય લાગ્યું. કારણ, ઘર શ્રીમંતનું અને એ બાઇ પણ શ્રીમંતની દેખાતી હતી. એમ છતાં તે પોતાને ઘર બતાવવા સાથે આવવાનું કહે છે એ શું એમ તેને સ્વાભાવિક રીતે લાગ્યું. તેથી તે બોલી, "શા સારૂ? આપે મને નિશાની આપી તે કાંઇ થોડું છે? આપ શા માટે તસદી લ્યો છો?"

પરંતુ 'એમાં તસદી શેની? મારૂં ત્યાં ઓળખાણ પણ છે. ત્યાં સેહેજ જવાશે પણ ખરૂં" એમ કહી તે તરૂણી તેની સાથે જવા નિકળી.

એટલે મથુરાબાઇએ 'ના.' વગેરે કાંઇ કહ્યું નહીં, અને તે બન્ને દરવાજાની બ્હાર પડયાં તે માલશેને ઘેર ગયાં. તે ત્યાં ગયાં એટલે તે ઘરની માલકણ બાઇએ એકદમ પૂછ્યું, "પદ્માબ્હેન! આજે આણીમેર ક્યાંથી?"

"હું મ્હારે અમસ્થી જ આવી છું. તમ્હારા ઘરમાં જગા ભાડે આપવાની છે એમ આમને ખબર થઈ છે અને એ આવ્યાં મ્હારે ત્યાં તપાસ કરતાં કરતાં, એટલે મનમાં આવ્યું કે ચાલો એમને ઘર બતાવું અને તમને મળું પણ ખરી."

"હા, આ આગળના આંગણામાંની પડવી છે. બે રૂપીઆ ભાડું પડશે, આ બાઈ ક્યાં રહે છે?"

શો ઉત્તર આપવો એ હેતુથી પદ્માવતીએ મથુરાંબાઇની તરફ જોયું. એટલે તેણે કહ્યું, "હું એક ગરીબ બાઇ છું. મ્હારી મા, બાપ, અને સાસરા-

નાં બધાં ગયે વરસે પ્લેગમાં મરી ગયાં છે. હવે હું અને બાર વરસથી તે ત્રણ વરસ સુધીનાં મ્હારાં ભાંડુઓ એટલાં રહ્યાં છીએ. મને મેહેતીની નોકરી છે. દશ રૂપીઆ પગાર મળે છે. સારા માણસના ઘરમાં રહેવું એમ સમજી જગા શોધું છું. ભાડું કાંઇ ઓછું કરી જગા આપી શકતાં હો તો જુઓ."

મથુરાબાઇનું આવું સ્પષ્ટ અને સરળ ભાષણ સાંભળી પદ્માવતીનું હૃદય તેના તરફ આકર્ષાયું અને તે પોતાની મેળે એકદમ બોલી ઉઠી, "જગા ખાલી છે તો પછી ભાડે આપવામાં શી હરકત છે? એમને જગા બતાવોને.'

"જગા બતાવું છું, પણ ભાડું કાંઈ ઓછું થશે નહીં." ગંગાકાકીએ કહ્યું.

પદ્માવતી:–"પણ એમને જગા બતાવો તો ખરાં."

ગંગાકાકીએ જગા બતાવી. મથુરાબાઇને તે પસંદ પડી. "મળી આવશે તો સસતા ભાડાની બીજી જગા જોઇ આ છોડીશ, પણ આજ તો આ જગા રાખી લઉં." એવો મનમાં વિચાર કરી "જગા મને પસંદ છે અને ભાડું પણ કબુલ છે" એમ મથુરાબાઇએ કહ્યું. કારણ મળી આવેલી જગા જતી કરવાનું તેને મન થયું નહીં.

"અમે અમારો સામાન સંધ્યાકાળની અંદર લઈ આવીશું." એમ કહી તથા પદ્માવતીએ જગા બતાવી તે માટે તેનો આભાર માની મથુરાબાઈ પોતાને ઘેર આવવા નીકળી.

પદ્માવતીના મનમાં તે વખતે શું આવ્યું હશે કોણ જાણે. તેણે મથુરાબાઈને કહ્યું, "તમે હવે અમારી પાડોશમાં રહેવા આવવાનાં છો. મારી અને તમારી અચાનક ઓળખાણ થઈ છે, તેથી અહીં રહેવા આવો ત્યારે મારે ત્યાં કદી કદી આવતાં રહેજો. હું પણ તમારે ત્યાં આવતી રહીશ."

મથુરાબાઇએ જવાબ આપ્યો, "આપે શા માટે તસદી લેવી જોઇએ? મને સંદેશો આવશે કે હું જ આવીશ." પછી ત્યાંથી તે ચાલી ગઈ.

પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે થઈ શકે તેવું છે, આજે જ સામાનસુમાન અહીં આણી સાંજની રસોઈ અહીં જ કરી ખાવાનું મનમાં આવશે તો તેમ બની શકે એમ છે, એમ જોઈ મથુરાબાઇના મનને સંતોષ થયો.

---

## પ્રકરણ ૩૦ મું..



### પદ્માવતીનો માલતીને પત્ર.



મથુરાબાઇ તે જ દિવસે પોતાનો સામાન સુમાન વગેરે ઉઠાવી નવા મકાનમાં લઇ ગઈ અને ત્યાં રસોઇ કરી જમી. દાક્તર ભગવંતરાવે મોકલેલા રૂપીઆ તેને તે દિવસે ઘણા ઉપયોગી થઇ પડયા. 'દાકતરે મોકલેલા રૂપીઆ આપણે આવી રીતે ઉપયોગમાં લેવા કે?' એ પ્રશ્ન તેના મનમાં વારંવાર આવ્યાં કરતો હતો; પરંતુ મનોહરે ઉચ્ચારેલા શબ્દો તેને એમ ભાસવવા લાગ્યા કે 'એમાં કાંઇ ખોટું નથી.' દુષ્ટ દિગંબરે ગઈ કાલથી આરંભેલી નવા પ્રકારની ધિંગામસ્તીનો પ્રતિકાર—તાત્કાળ પ્રતિકાર—કરવાનો અન્ય માર્ગ નહોતો. જગા જોઇ પાછા આવ્યા પછી તેણે મનોહરને જગા કેવી રીતે જડી અને ભાડે મળી તે હકીકત કહી સંભળાવી. તે સાંભળીને મનોહરને અત્યાનંદ થયો. આ ભયંકર રાક્ષસના મ્હોંમાંથી આપણે છૂટીશું એમ તેને હવે ખાતરીથી લાગ્યું. અને તે બોલ્યો, "બ્હેન, તેં કહ્યું તેમ કર. આપણે આજે એ નવા ઘરમાં જઇને જમીશું. અહીં મને અન્ન ભાવવાનું પણ નથી."

તેના આ શબ્દો બબીને કાને પડ્યા. તેણે પણ મથુરાબાઇને બૂમ પાડી કહ્યું, "બ્હેન, આપણે બીજા ઘરમાં જઈશું કે? ચાલો ખરેખર જઇએ. મને ત્યાં ઠીક લાગશે. અહીં તો છેક કંટાળો આવ્યો છે. રોજના કરતાં આજે મને જરા ઠીક છે."

મનોહરે દાકતરે સમજાવ્યા પ્રમાણે બબીને એક વખત દૂધ આપ્યું હતું ને તેણે તેને ફરીથી આપ્યું. મથુરાબાઇએ થોડો ભાત રાંધી બે ન્હાનાં છોકરાંને ખવડાવ્યો. પછી બળદની બે ગાડીઓ મંગાવી તેમાં સામાન સુમાન ભરવાની શરૂઆત કરી. આ બધી તૈયારી ચાલતી હતી તે દિગંબર જોયાં કરતો હતો. પરંતુ આજે સહવારે મથુરાબાઇનું ઉગ્ર સ્વરૂપ તેને દૃષ્ટિગોચર થયું હતું તે કારણથી તેની આગળ બોલવાની તેની હિંમત ચાલતી નહોતી. પરંતુ હવે એ અન્ય સ્થળે રહેવા જાય છે ત્યાં આપણું કાંઈ ચોકઠું બેસે કે નહીં અને તેને હેરાન કરવાની તક મળે કે નહીં એવી ધાસ્તી લાગી. આથી આવેલી તક ગુમાવવી નહીં એમ વિચારી જેટલું વેર હાલની બે ચાર ઘડીમાં લેવાય તેટલું લઈ લેવું એમ મનમાં આણીને પોતાની ઓરડી આગળના

એટલા ઉપર તે બેઠો અને "ટાઢે પાણીએ ખસ ગઇ," "ટાઢે પાણીએ ખસ ગઈ" એવા વાકયનો તેણે મનમાન્યો પાઠ કરવા માંડયો. અને તેની સાથે સાથે શાબ્દિક છળ પણ શરૂ રાખ્યો.

મથુરાબાઈ જાણે બ્હેરી બોડ બની હતી. પહેલે ફેરે છોકરાંઓને લઈ જઇ ત્યાં મુકી આવવાં એવો વિચાર તેણે કર્યો, અને તે મુજબ તેણે તથા મનોહરે ગાડીઓ ઝટપટ ભરી નાખી. બંને ન્હાનાં છોકરાંને લઇ તે ગાડીની સાથે નીકળી. ઘરમાં સામાન કાંઇ રહ્યો નહોતો. બબીને લઇ જવા સારૂ જ માત્ર પાછું આવવાનું હતું. મનોહર બબીની પાસે રહ્યો. નવા ઘરમાં પહોંચતાં વાર તેણે ગાડીવાળાઓને સામાન ગોઠવવા સમજાવ્યું અને તે ઘર વાળી બાઇને આજીજી કરી કહ્યું, "આ લોકો સામાન ઉતારી મુકે છે તે તથા આ છોકરાં તરફ બે ઘડી નજર રાખશો. હું પાછી જઈ મ્હારી માંદી બ્હેનને તથા બીજા ભાઇને તેડીને પાછી આવું છું." ગંગા કાકીએ "જાઓ કાંઇ હરકત નહીં, હું જોઇશ" એમ કહ્યું. ઘેર આવી ત્યારે તેણે દિગંબરની વહુને તેના ખોળામાં બબીને લઈ તેને સ્હોડમાં ચાંપી રડતી દીઠી. એ જોતાં જ તેના મનમાં ઉભરાઇ આવ્યું. દિગંબર ઘરમાં નથી એમ તો આથી સ્પષ્ટ થયું. બગુબાઇ પોતાની ધૂનમાં એટલી તો મશગૂલ થઈ ગઈ હતી કે મથુરાબાઈ પાછી આવી તે તેણે કાંઇક વખત સુધી જાણ્યું પણ નહિં. તેની આવી સ્થિતિ જોઈ હાલ્યા ચાલ્યા વિના તે ઉભી રહી. અમે અહીંથી જઇએ છીએ તેનું આ બાઇને મનઃપૂર્વક દુઃખ લાગે છે અને તેનો વર દૈવયોગે બ્હાર ગયો છે તે તક સાધી એ અહીં આવી છે એ તેના ધ્યાનમાં તરત ઉતર્યું. તેણે મનોહરને એક બાજુએ બોલાવી એક સારી મ્હોટી ચાર પૈડાંની ગાડી લાવવા કહ્યું. સામન સુમન લઇ જવાનો કાંઇ બાકી રહ્યો નહોતો. માત્ર બબીની પથારી, બબી, પોતે તથા મનોહર એટલાં જ જવાનાં બાકી હતાં. મનોહર દોડતો ગાડી લેવા ગયો. આ ભાઈ બ્હેનની ગુચપુચથી બગુબાઈ ભાન ઉપર આવી અને તે મથુરાબાઇને જોઈ એકદમ બોલી, "આખરે અમારા છળને લીધે તમારે આ ઘર છોડીને જવાનો વખત આવ્યો જ ને ? પણ એક રીતે જે થયું તે ઠીક જ થયું. એ વાહાણુ કયે બારે નીકળત તેની કાંઈ અટકળ કરી શકાય એમ નથી. મ્હારો માત્ર સંગાથ ગયો. પરંતુ મને પણ એ સંગાથનો ઉપયોગ થતો ન હતો. કદી નિડરપણે અહીં આવી બેસાતું પણ હતું કે ? કદી નીચે જીવે બોલાતું પણ હતું કે ? કાંઇ જ થતું નહોતું. પણ........" એટલામાં બ્હાર ગાડીનો અવાજ થયાનો તેને ભાસ થયો. અને તેણે બબીને ઝટ નીચે મુકી દીધી, અને બારણામાંથી

તે દોડી ગઇ. કૃષ્ણાજીપંતની ગાડીમાં પોતાના પતિરાજ પધાર્યા હશે એમ તેણે ધાર્યું. કોણ આવ્યું, ગાડી કોની, વગેરે કાંઇ પણ તપાસ ન કરતાં તરત તે ઘરમાં પેશી ગઇ. એનો વર એને મથુરાબાઇના ઘરમાં આ વખત જુએ તો પોતાની શી વલે થાય; તેમ જ પોતાની અવસ્થા ગમે તેવી થાય તોપણુ ઠીક, પરંતુ આ બિચારી મથુરાબાઇને નીકળતી વખતે કચકચ ન થાય તો સારૂં એવો પણ વિચાર એ સન્નારીના મનમાં આવ્યો હશે.

વાસ્તવિક રીતે જોતાં મનોહર ગાડી લેવા ગયો હતો તે ગાડી આવી હતી અને તેનો અવાજ તેને કાને પડયો હતો. પરંતુ મનોહર અંદર આવ્યો તે જોવા સારૂ પણ તે બિચારી થોભી નહીં. મનોહર અંદર આવ્યા પછી મથુરાબાઇએ બગુબાઇને બૂમ પાડી બ્હાર બોલાવી કહ્યું, "આજ સુધી આપનો અમારા ઉપર જે પ્રેમ હતો તે કાયમ રહેશે જ. જ્યારે જ્યારે આપને ફુરસદ મળે ત્યારે ત્યારે ત્યાં આવતાં રહેજો. ત્યાં તમને કોઇ........"

પરંતુ આટલા વખત સુધી જબરીથી દાબી રાખેલો શોકાવેગ અનાવર થયો અને તેનાથી એકદમ રડી પડાયું. આગળ તેને જે કાંઇ બોલવું હતું તે તેનાથી બોલાયું નહીં. બગુબાઇની પણ તે જ અવસ્થા થઇ. મથુરાબાઇને છાતીએ ચાંપી તે મ્હોટેથી રડવા લાગી. એટલામાં બારણામાંથી "વાહ વાહ! આ શું નાટક ચાલી રહ્યું છે. ઘરનો કામધંધો છોડી આ રાં...ને કોટે આલિંગન!" એવા અત્યંત કર્કશ અવાજે ઉચ્ચારેલા શબ્દો તે બન્નેને કાને પડયા. આથી જાણે વિજળીનો આચકો લાગ્યો હોય એમ બંનેને થયું, અને બંને એક બીજીથી અળગી થઈ. આ વિજળીનો આંચકો કોનો પ્રભાવજન્ય હશે તે વાચકને કહેવાની આવશ્યકતા નથી. બગુબાઈ તરત પોતાના ઘરમાં ચાલી ગઇ અને દિગંબર ગાળો ભાંડતો ભાંડતો તેની પાછળ પાછળ ઘરમાં ગયો. એ ગાળો અહીં લખી લેખણીને કલુષિત કરવી અમે ઉચિત ધારતા નથી. દિગંબર તેની વહુની પાછળ પાછળ ઘરમાં ગયો તેનું પરિણામ એ આવ્યું કે મથુરાબાઇને ઘરમાંથી ઝટપટ બ્હાર નીકળી જતા રહેવામાં કાંઈ અડચણ આવી નહીં. તેણે નિરાંતે હળવેથી બબાને ઉંચકી ગાડીમાં એક બાજુએ સુવાડી પોતાના ઘરને તાળું વાસ્યું અને બગુબાઇની આખરની મુલાકાત શાંતપણે તથા નિરાંતે લઈ શકાઇ નહીં અને તેને નમસ્કાર કરી શકાયો નહીં તેથી અત્યંત ખિન્ન થતી થતી ગાડીમાં બેશી તે પોતાને નવે ઘેર ગઇ.

જે દિવસે આ બનાવ બન્યો તે જ દિવસે પદ્માવતીના મનમાં કાંઇક વિચાર આવ્યો તેને યોગે તેણે માલતીને એક સવિસ્તર પત્ર લખ્યો. તે પત્ર આપણા કથાનકની દૃષ્ટિએ ઉપયોગી છે તેથી અહીં આપવામાં આવે છેઃ—

પ્રિય સખી માલતીને સપ્રેમ આલિંગનપૂર્વક વિનંતિ વિશેષ

આજ લગભગ ચાર દિવસ થયાં હું તને પત્ર લખું છું. પ્રારંભ કરી પૂરી બે ચાર લીટી લખાય નહીં એટલામાં તો પ્રારંભ બરોબર થયો નથી એમ લાગે અને હું કાગળ ફાડી નાખું. આમ ચાલ્યાં કરતું હતું. દરરોજ ઓછામાં ઓછા આઠ કાગળ ફાટયા હશે એમ ધારૂં છું. અતિશય દુઃખથી મનુષ્યને જેવું થાય છે તેવું અતિશય આનંદથી પણ થતું હશે એમ મને લાગે છે. શું લખવું–શું બોલવું–શું કહેવું તે મને કાંઈ જ સૂઝતું નથી. તે મારે સંબંધે તો અતિશય આનંદથી જ થાય છે, એમ મારી માન્યતા છે. તું જો અહીં હત તો મ્હારા આ આનંદનું કારણ તને કહેવા સારૂ તારી પાસે દોડતી આવી તને ગાઢ આલિંગન દઇ કહત. બલ્કે, જે કારણથી મને આટલો બધો આનંદ થયો છે તે કારણ જ તારા હાથમાં વાંચવા સારૂ આપ્યું હત. એ અસલ તારી તરફ મોકલવું કે તેની નકલ મોકલવી એ વિચારમાં ચાર દિવસ ગાળ્યા. આખરે નકલ જ મોકલવી એમ ઠેરવી હમણાં જ તેની નકલ તૈયાર થઈ છે. અને હવે જેવો લખાય તેવો કાગળ લખી કાઢી ટપાલમાં નાખવો, એક કલાક પણ વચમાં ફોગટ જવા દેવો નહીં એવો મેં સંકલ્પ કર્યો છે. તેમાં પણ વળી એકાએક નિશ્ચય થવાનું એક વિશેષ કારણ પણ બન્યું છે. તે આ પત્રના આખરના ભાગમાં તને જણાવીશ.

માલુબ્હેન, મારા દુર્ભાગ્યનો સમય વીતી જઈ હવે સુખના દહાડા દેખાશે એવું મને લાગવા માંડયું છે. આ સાથે એક પત્રની નકલ મોકલી છે તે તું વાંચીશ એટલે હું કહું છું તે સત્ય છે એમ તને પણ લાગશે. હું ધારૂં છું કે મારી ગ્રહદશા જ બદલાઈ હતી, અને તેથી જ તેમને આવી ઉલટી બુદ્ધિ સુઝી હતી. ગ્રહદશા માઠી હતી તેથી જ મારા ભાઇઓ એકાએક ખોવાઈ ગયા, ગ્રહદશાને લીધે જ પિતાજી અકસ્માત ગત થયા અને મા મને નાના પ્રકારે હેરાન કરવા લાગી. પણ તને શું કહું ? આ સાથેનો પત્ર જે દિવસે હાથમાં આવ્યો તે દિવસથી એવી દશા બદલાઇને બધું સારૂં જ થશે એમ લાગવા માંડયું છે. બાને એ પત્રની મતલબ કહી ત્યારે તેને ઘણો આનંદ થયો અને તેમની સાથે મારા છોકરા પણ આવી પહોંચે તો ઘણું સારૂં, અને તેમની મતિ આમ બદલાઈ છે તો છોકરાઓની પણ મતિ સારી થશે. પછી ફલાણું કરીશું ને ઢીકણું કરીશું એવા એવા તર્કો ચાલી રહ્યા છે. અને તેણે બાધા આખડી તો એટલી બધી રાખી છે કે તે બધી કયારે અને કેવી રીતે મુકાઇ રહેશે તે વિશે જ મને ફિકર પડવા માંડી છે. મારા ભાઇઓના પાછા આવવા વિશે બાધાઓ છે તે તો જુદી ને તેમાં આ બાધાઓનો ઉમેરો થાય છે. કેટ-

લીક બાધા તો અમારે સજોડે ગ્રામાંતરે જઈ મુકવાની છે. વિલાયતથી પાછા આવેલા માણસને બાધા મુકવા સારૂ આમથી તેમ અને તેમથી આમ ફેરા ખાવા કેમ પરવડશે? અને એ બધી બાધા આખડી છુટશે શી રીતે? માલુબ્હેન, તને બતાવેલા પહેલા પત્રમાં અને આ પત્રમાં કેટલો બધો ફેર છે? આ પત્ર હું દરરોજ ઓછામાં ઓછી પાંચ સાત વખત વાંચું છું. એ હવે ઘણોખરો મારે મ્હોડે થઇ ગયો છે. પરંતુ તે પત્રનું સ્મરણ થતાં જ મ્હારા શરીર ઉપર રૂવાટાં ઉભાં થાય છે. આ પત્ર વાંચતાં વાંચતાં એક વખત મારા મનમાં એવી ખરાબ કલ્પના આવી કે આ પત્ર કોઇએ મારી મશ્કરી કરવા સારૂ તો લખ્યો નહીં હોય? થોડા દિવસ ઉપર આવેલો પેલો પત્ર કેવો ભયંકર અને આ કેટલો હેતાળ? તેથી એમાંથી કોઇ પણ એક ખોટો હોવો જોઇએ. પણ પેહેલો ખોટો કેમ હોઇ શકે? કારણ આ પત્રમાં તે પત્રનો ઉલ્લેખ છે; એટલે તે કાંઇ ખોટો હોઇ શકે નહીં. અને તે પત્ર લખ્યા પછી તરત પશ્ચાત્તાપ થયો હશે. તેમાં પિતાજીના અકસ્માત્ મરણની વાત તેમને કાને ગઈ હશે એટલે વધારે દુઃખ થયું હશે, અને તેથી આ બીજો પત્ર આટલો સારો લખ્યો હશે. વળી એક વખત મારા મનમાં એમ આવ્યું કે તે કાગળ અને આ કાગળ એક પછી એક ફરી વખત વાંચી જોઉં. અને તેટલા માટે તે પત્ર કાઢવા પેટી આગળ ગઇ. જતાંવાર પેટમાં ડોહોળાઈ આવ્યું. તે પત્રને હાથ લગાડીશ તો હાથ દાઝશે, નહીં તો ગળી પડશે એમ લાગ્યું તેથી પેટી પાછી બંધ કરી પેટીથી હું દૂર ખશી ગઇ. તે પત્રનો મને એવો વિલક્ષણ ધાક બેઠો છે. કાલે તો મનમાં એક વખત એમ થઈ આવ્યું કે તે પત્ર બાળી જ નાખું જેથી તે પત્રનું હવે પછી દર્શન પણ ન થાય. પણ તે બાળવા સારૂ પણ પેટીને હાથ લગાડવો નહીં એમ મનમાં આવ્યું. કાંઈ પણ કારણસર એનાથી અભડાઉં નહીં એમ લાગવાથી પેટી તરત જ બંધ કરી દીધી. અને તે પેટીને હવે કદી પણ હાથ લગાડવો નહીં એવો મેં ઠરાવ કીધો છે. જે પત્રની નકલ હું તને મોકલું છું તેને તો મેં મારા હૃદયની પાસે જ અહોરાત્ર રાખ્યો છે. એ પત્રે મારા જીવમાં નવું ચેતન મુક્યું છે. આખું જગત હવે મને જુદું જ ભાસવા લાગ્યું છે. આજ પર્યંત તે કાંઇ અંધારામાં લીન થઈ ગયા જેવું દેખાતું હતું. કોઇની પણ મુદ્રા ઉપર ઉદાસીનતાની છાપ સિવાય બીજી છાપ જ મને દેખાતી નહોતી. કોઇ વિશેષ આનંદી દેખાતું તો મને એમ લાગતું કે આનો આનંદ કેટલો વખત ટકવાનો છે? જલદી જ નષ્ટ થશે. આવો ખરાબ વિચાર મનમાં ઉત્પન્ન થતાં વાર હું તેને ત્યાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કરતી; પરંતુ તેલમાં કાલવેલી શાઇના ડાઘ પ્રમાણે તે જતો જ નહીં. આજ

ચાર દિવસથી આવો વિચાર મારા મનમાંથી હદપાર થયો છે. આખું જગત હવે મને પ્રકાશથી ધવલિત થયલું લાગે છે. તેના ઉપરની ઉદાસીનપણાની છાયા નષ્ટ થઈ આનંદથી ઉલ્હાસિત થયા જેવું દેખાવા લાગ્યું છે. એકાદ માણસ અતિશય દુઃખી જણાય છે તો મારા મનમાં એમજ આવે છે કે એના દુઃખનો મારા દુઃખની પેઠે જલદીથી અંત આવશે, અને એ પણ મ્હારી પેઠે આનંદસાગરમાં ડોલાં ખાશે. માલુબ્હેન, તું અહીં નથી તેથી મારા આનંદમાં થોડી ઓછપ આવી છે. તું અહીં હત તો મારા આનંદને સીમા જ રહેત નહીં. પરંતુ બધું જો પરિપૂર્ણ હોય તો મનુષ્ય છેક બ્હેકી જાય અને તે કારણથી જ ઇશ્વર આપણા માટે કાંઇક ઓછાપણું રાખે છે એમ મારૂં માનવું છે.

તેમનું આવવું થાય તે દિવસે મારો મુંબઈ જવાનો વિચાર હતો. પરંતુ વસંતરાવ કાલે અહીં આવ્યો હતો, તેણે કહ્યું કે તે આગબોટ મુંબઇ કઇ તારીખે આવશે તે દિવસ નક્કીપણે કહી શકાતો નથી એવી તે કંપની તરફથી ખબર આવી છે. નક્કી જણાશે એટલે તાર કરીશું એમ ત્યાંથી લખાઇ આવ્યું છે. વસંતરાવ મારે માટે કેટલી કાળજી રાખે છે? આગબોટ કયારે અને કઈ વખતે આવશે તેની તપાસ કરવાનું મેં તેને કહ્યું ત્યારે તેણે મને કહ્યું 'હું શોધ કરીશ અને તું મુંબઈ જઇશ તો હું પણ તારી સાથે આવીશ.' તેને પણ આ ખબર મળી હતી, અને તે આ ખબર મને કહેવા હર્ષથી આવ્યો હતો. તેને એમ લાગ્યું હતું કે કદાચિત્ મને પત્ર લખ્યો નહીં હોય; પરંતુ મેં તેને બધું કહ્યું. પત્ર બતાવવાનો એક વખત મનમાં વિચાર થયો હતો. પરંતુ આવો પત્ર પુરુષને શી રીતે બતાવાય? એમાંના પશ્ચાત્તાપના ઉદ્‌ગારો બીજાની–પુરૂષની નજરે પડવા લાયક નહોતા. તારી વાત જુદી. તુ અને હું શરીર જુદાં પણ જીવ એક જ. પણ બ્હેન, પત્રની મોકલેલી નકલ તારા પતિને બતાવીશ નહીં હોં. નહીં તો તે અને તું એક એમ કરી તું બતાવી બેસીશ. પણ તું એવું કાંઇ કરી બેસીશ મા. કોઇએ પોતાની પત્નીને ગમે તેવું લખ્યું હોય તે જો બીજાની નજરે પડે તો તેને ગુસ્સો આવે. માટે તારી સખીએ શું લખ્યું છે એમ તારા પતિ પૂછે તો કહેજે કે આનંદના સમાચાર છે, પણ પત્ર બતાવતી નહીં. વસંતરાવને તાર આવશે, અને તે જો વખતસર આવશે તો મારો વિચાર છે કે મુંબઈ જવું. એકાદ દિવસ અગાઉ જઇ કોઇને ઘેર ઉતરવાનો મારો વિચાર નથી. માટે અમે બંનેએ એમ ઠરાવ્યું છે કે તાર આવે એટલે રાતની ગાડીમાં નીકળવું. રહવારે ગાડીમાંથી ઉતરી પાધરા ડક્કા ઉપર જવું અને ડક્કા ઉપરથી પાછા ફરતાં જે પહેલી ગાડી મળે તેમાં પાછા આવવું. પુરૂષોને ખાવા પીવાની બાબતમાં મુંબઈમાં

કાંઈ અડચણ છે જ નહીં, ને મારી મને બિલકુલ ફિકર નથી. આવી રીતની એકંદર વ્યવસ્થા કરી છે. હવે તને એક વાત કહેવાની બાકી રહી છે. તે તને કહીશ ત્યારે તને કદાચિત્ ઘણી નવાઈ લાગશે. હું ગાંડી થઈ છું એમ પણ કદાચિત્ તું કહેશે. પરંતુ તે વાત તને લખવાનું મને ઘણું મન થાય છે તેને શું કરૂં? આ કાગળ આજે લખવાનો મારો નિશ્ચય થવાનું જે કારણ બન્યું તે કારણનો અહીં સંબંધ આવે છે, તેથી તે લખું છું. હું જે વાત તને લખું છું તે શા માટે લખું છું તેનું મને પણ આશ્ચર્ય લાગે છે. આજે સ્હવારે નવ વાગ્યાને સુમારે તારા મારા જેવડી એક તરૂણ સ્ત્રી અમારા ઘર પાસે આવી અને “ આબા સાહેબ દીક્ષિતનો વાડો આ જ કે?” એમ કોઇને પણ પૂછવાના હેતુથી આમ તેમ જોતી હતી. દૈવયોગે હું તે જ વખતે સેહેજ બ્હાર આવી એટલે મારી નજર તેની તરફ ગઈ. મંજુલબ્હેન, તને શું કહું? તેને જોતાંવાર જ મને એમ થયું કે આ બાઇનું જે કાંઇ કામ હોય તે હું કરૂં અને તેને ઘરમાં બોલાવી લાવું. જાણે આ મારી બ્હેનપણી જ હોય! આથી મેં તેને કૌતકથી જોઇ પૂછ્યું, “ તમે અહીં કોની પાસે આવ્યાં છો? તમારે કોનું કામ છે?” તેણે “ આબાસાહેબ દીક્ષિતનો વાડો આ જ કે?” એમ ફરી પૂછ્યું. મને આશ્ચર્ય લાગ્યું. મેં તેને ‘હા’ કહી. ફરીને ‘તમારે કોનું કામ છે’ એમ પૂછ્યું. તેણે જવાબ દીધો, “ અહીં પાડોશમાં માલશેનું ઘર છે તેમાં જગા ભાડે આપવાની છે એમ મેં સાંભળ્યું છે અને તેની શોધ માટે આવી છું.” તે આમ બોલી તે ઉપરથી મને લાગ્યું કે એને જેટલી જોઇતી હોય તેટલી જગા મારા ઘરમાં જ આપવી. મને એવું મન કેમ થયું તેનું કારણ મારા પોતાથી પણ મને સમજાતું નથી. પરંતુ ઓળખાણપાળખાણ વિનાની બાઇને એમ કેમ કહેવાય એવો વિચાર મનમાં આવ્યો અને હું તેની સાથે ગંગાકાકીને ઘેર ગઈ. માની પુરાણની બ્હેનપણી ગંગાકાકીને તું ઓળખે છે. તેનું ઘર અમારી પાડોશમાં જ છે. તેના ઘરમાં ચાર ગાળા જેટલી જગા બ્હારના ભાગમાં છે, તે ગંગાકાકીએ બતાવી અને દર મહિને બે રૂપીઆ ભાડું પડશે એમ કહ્યું. તમે કોણ એમ પૂછતાં તે બાઇએ જે કહ્યું તે સાંભળીને મારા પેટમાં ડોહોળાઇ આવ્યું, છેક ભડભડ બળવા માંડ્યું. તે બિચારી પ્લેગમાં વિધવા થઈ; એટલું જ નહીં પણ તેની મા, બાપ, કાકો અને ઉપયોગી થઈ પડે એવાં બધાં માણસો મરી ગયાં અને ચાર ન્હાનાં છોકરાં—તેનાં ભાંડુઓ તેને ગળે વળગ્યાં છે. આ બધાં ભાંડુઓ બારથી ત્રણ વરસની વચલી ઉમરનાં છે. એ બિચારી મહેતીની નોકરી કરી દશ રૂપીઆ કમાય છે અને તેટલામાં પાંચ જીવનો ગુજારો ચલાવે છે. તેણે આ હકીકત ગંગાકાકીને કહી ત્યારે મારા મનમાં

એમ જ થયું કે આપણે એને મદદ કરવી. મારે ઘેર લઈ જઈ જગા આપવી. પરંતુ એકદમ મારાથી તેને તે પ્રમાણે કહેવાયું નહીં. તેથી "તમારૂં અને મારૂં ઓળખાણ થયું છે, તમે હવે મારા પાડોશમાં રહેવા આવ્યાં છો તો ક્યારેક ક્યારેક મારે ઘેર આવજો. હું પણ તમારે ત્યાં આવીશ એમ મેં તેને કહ્યું, અને પછી હું મારે ઘેર આવી. પણ કોણ જાણે કેમ મેં તેને જોઇ છે ત્યારથી મારા મનમાં એમ જ થયાં કરે છે કે એના ઉપર સગી બ્હેનની પેઠે પ્રેમ કરવો–કરવો શાનો તારા ઉપર જેવો મારો પ્રેમ છે તેવો જ મારો એના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો છે. એટલું જ નહીં 'પણ મારો અને એનો પૂર્વજન્મનો કાંઈ સંબંધ હશે એવું મને લાગવા માંડયું છે. આ સર્વ તને તાબડતોબ જણાવવું એમ લાગવાથી તથા આ કાગળના પ્રથમના ભાગમાં લખેલી બધી હકીકત જણાવવાનું પણ આકર્ષણ હતું તેથી આ પત્ર લખ્યો છે. તે આજ ટપાલમાં નખાવી તે છોકરીની મુલાકાતે જવાની છું. આવતી કાલે ફરીથી પત્ર લખીશ. એ છોકરી ઘણી દુઃખી દેખાઈ. જેવી રીતે પરમેશ્વરે મારૂં દુઃખ દૂર કર્યું, તેવીજ રીતે તે મારે હાથે એનું પણ દૂર કરાવશે એમ મને તો લાગે છે. હવે વધારે શું લખું? આનંદમાં તલ્લીન થયલી, પરંતુ તે આનંદ પ્રત્યક્ષ જોવાને તું અહીં હાજર નથી તેથી ખેદ કરનારી તારી સખી, તારી બ્હેન

પદ્મા.



# પ્રકરણ ૩૧ મું.

## પદ્માના પતિ પધાર્યા.



જે આગબોટમાં હું આવીશ એમ પદ્માવતીના પતિએ લખ્યું હતું તે આગબોટ આવી પહોંચી પણ તેનું પોતાનું કાંઈ ઠેકાણું નહોતું, તેથી પદ્માવતીની દશા પાણીથી વિખુટી પડેલી માછલીના જેવી થઈ. એ આગબોટ અમુક વખતે આવવાની છે એમ વસંતરાવને ખબર પડતાં વાર તેણે પદ્માવતીને જણાવ્યું અને તેમણે તાબડતોબ મુંબઈ જવાનો વિચાર કર્યો. માલતીનો વર આવવાનો હતો તે દિવસે જેવી કડેકોટ તૈયારી થઈ હતી તથા ઘણાં માણસો મુંબઈ ગયાં હતાં અને સ્વતંત્ર બંગલો રાખી રહ્યાં હતાં તેવું આ વખતે કાંઈ થયું નહીં. પદ્માવતી તથા વસંતરાવ એ બે જ મુંબઈ ગયાં. મુંબઈ ગયા પછી આગબોટ બંદર ઉપર નક્કી કઈ વખતે આવશે તેની ખબર કાઢવા સારૂ વસંતરાવ પી. ઓ. કંપનીની ઑફિસમાં ગયો. આગબોટનો નક્કી વખત જાણ્યા પછી વસંતરાવે સેહેજ પૂછ્યું, ‘ઉતારૂઓની યાદી આપની ઉપર આવી છે?’ યાદીમાં કોનાં કોનાં નામ છે તે જાણી લેવાની તેને સ્વાભાવિક રીતે ઉત્કંઠા થઈ. જેમણે અગાઉ જગા રોકી રાખી હતી તેમના નામની યાદી તેને બતાવવામાં આવી. તેણે તે યાદી ઉપર નજર ફેરવી તો તેમાં પદ્માવતીના વરનું નામ મુદ્દલ નહોતું. આથી વસંતરાવ ઘણો ચકિત થયો. પરંતુ છેક અણીના વખતે વિચાર થવાથી ગમે તેમ કરી જગા મેળવવાની વ્યવસ્થા કરી તે નીકળ્યો હશે એમ ધારી તેણે પોતાના મનને સમજાવ્યું. પરંતુ તેથી તેના મનનું કાંઈ ખરેખરૂં સમાધાન થયું નહોતું; ઉલટી ફિકર ઉત્પન્ન થઈ. પદ્મા અત્યંત ઉત્સુકતાથી મુંબઈ આવી છે તો તેની કેવી નિરાશા થશે? આવા પ્રશ્ન તેના મનમાં વારંવાર ઉછાળા માર્યા કરતા હતા. તેણે છેક છેલ્લી ઘડીએ પોતાનો વિચાર બદલ્યો કે શું? બદલ્યો હશે તો આ બિચારી ગરીબ છોકરીને મુંબઈ સુધી વિના કારણ આવવાનો ત્રાસ અને શારીરિક ત્રાસ ઉપરાંત વિશેષમાં માનસિક ઉદ્વેગ કેટલો બધો થશે. આમ વિચાર કરી તેણે ઑફિસમાં જે તપાસ કરી હતી તે વિશે પદ્માવતીને કાંઇ પણ કહ્યું નહીં. કદાચિત્ છેક છેલ્લી ઘડીએ ટિકિટ લીધી હશે તેથી તેનું નામ અહીં મોકલવાનું બની આવ્યું નહીં હોય એમ તેણે પોતાના મનને સમજાવી વખત વીતાડ્યો. સ્હવારમાં તે

અને પદ્માવતી ડક્કા ઉપર ગયાં. ઉતારૂઓ એક પછી એક આવવા લાગ્યા. બોટ ભાડે કરી આગબોટ સુધી જવાની કાંઈ જરૂર નથી એમ કહી વસંતરાવે તેને એક બાજુ ઉપર બેસાડી. આખરે સર્વે ઉતારૂઓ ઉતરી ચુક્યા તોપણ પદ્માનો વર કાંઈ દેખાયો નહીં. ત્યારે પદ્માની સ્થિતિ વિલક્ષણ થઈ. મને પત્ર આવ્યો તે શું ખોટો હશે? કે શું મારી મશ્કરી કરવા સારૂ કોઈ દુષ્ટે લખી મોકલ્યો હશે? પણ તેમ હોઈ શકે નહીં. અક્ષર તેમના જ હતા. એ કાગળ તેણે પોતાની સાથે આણ્યો હતો તે તેના પોલકાના ગજવામાં જ હતો. તે ત્યાં છે કે નહીં એમ તેણે ફંફોસી જોયું. પછી તે પત્ર તેણે બ્હાર કાઢયો. અક્ષર તે જ એમાં કાંઇ સંદેહ નથી. ત્યારે આમ કેમ? પત્ર લખ્યા પછી ફરીને મન બદલાયું કે કેમ? ફરી ત્યાંના મોહમાં ફસાયા કે શું? આ પ્રશ્નો પદ્માવતીના મનમાં ઉત્પન્ન થવાની સાથે તેના નેત્રમાં અશ્રુ પણ આવ્યાં. વસંતરાવનું લક્ષ તેની તરફ એકસરખું હતું. તેની મુદ્રા ઉપર થનારો પ્રત્યેક ફેરફાર તેના હૃદયમાં પ્રતિબિંબિત થતો હતો. એનું સમાધાન શી રીતે કરવું તે તેને સૂઝતું નહોતું. પદ્માએ પોતાના વરનો પત્ર કાઢીને જોયો એ વગેરે તેના સર્વ વ્યાપાર તરફ તેનું ધ્યાન ખેંચાયું હતું. પદ્માના નેત્રમાંનાં અશ્રુએ વસંતરાવના નેત્રમાં પણ પોતાના બંધુને જન્મ આપ્યો. પરંતુ પોતપોતાની મનઃસ્થિતિ પરસ્પરને જણાય નહીં એવો બંનેએ પ્રયત્ન કર્યો. પદ્માવતી એકદમ બોલી, “ત્યારે આપણે પહેલી ગાડી મળે તેમાં પાછાં જઇએ. હવે મુકામ ઉપર પાછા જવાનું મને મન થતું નથી. મને સ્ટેશન ઉપર પોહોંચાડ. હું ત્યાં બેસીશ ને તું આપણો સામાન લઈ આવજે.” પદ્માવવીનો આવો વિચાર થાય એ સ્વાભાવિક હતું. તેના વિચારને અનુસરવાનું વસંતરાવને પણ ઠીક લાગ્યું. તે પોતાના એક મિત્રને ત્યાં ઉતર્યો હતો. તેણે આ પરોણાઓનો આદર-સત્કાર કરવાની સર્વે તજવીજ કરી હતી. પરંતુ તે મંડળીને બનેલી સઘળી બીના કહીશ એટલે તેમને કાંઈ માઠું લાગશે નહીં એમ ધારી તેણે પદ્મા-વતીના વિચારને અનુમોદન આપ્યું. બંને ડક્કા ઉપરથી નીકળ્યાં. પદ્માવતી સ્ટેશન ઉપર જઈ બેઠી. ગાડીને ઉપડવાને બે કલાકની વાર હતી. વસંતરાવે તેને એક પુસ્તક કાઢી આપ્યું અને સામાન લાવવા પોતે ત્યાંથી ચાલ્યો ગયો.

બોરીબંદરના સ્ટેશન ઉપર સ્ત્રીઓની વેટિંગરૂમમાં પદ્માવતી વસંતરાવે આપેલું પુસ્તક હાથમાં પકડી સ્વસ્થ બેઠી હતી. તેના મનમાં આ વખતે શા શા વિચાર ચાલતા હશે તેનું પૃથક્કરણ કરી વર્ણન કરવાનું કામ ઘણું મુસ્કિલ છે. તે ચર્મદૃષ્ટિથી ક્યાંય પણ જોતી હતી, પરંતુ અંતર્દૃષ્ટિથી પોતાના એકંદર આયુષ્યક્રમનું પુનરાવલોકન કરતી હતી. તે જ આગબોટમાં બેશીને

આવેલી કેટલીક મડમો તેની તરફ જોઇ આ બાઇ આટલી વિચારગ્રસ્ત કેમ દેખાય છે એમ પરસ્પર બોલતી હોવી જોઇએ. પરંતુ પોતાની તરફ કોઈ જુએ છે, અને પોતાનું દુઃખ પોતાની ચર્યા ઉપરથી બીજાંને સ્પષ્ટપણે જણાઇ જાય છે એમ તેના મનમાં પણ આવ્યું નહીં. તેનો દેહ ત્યાં ઇઝીચેર ઉપર હતો, પરંતુ તેનું મન ઘણે દૂર અન્ય સ્થળે ગયું હતું. તેના અંતઃકરણમાં પેશી તેના વિચારનું શોધન તથા વર્ણન કરવાનો મોહ દૂર કરવો અમને આ સમયે ઉચિત જણાય છે.

વસંતરાવ સીધો તેના મિત્રને ત્યાં ગયો. તેમને તેણે વસ્તુસ્થિતિ કહી સંભળાવી આમ એકાએક જવું પડે છે તે બાબત દિલગીરી પદર્શિત કરી તેમની માફી ચાહી અને સામાન લઇ તે સ્ટેશન ઉપર જવા નીકળ્યો. ત્યાં પહોંચ્યા પછી તેણે ટિકિટો કઢાવી. સામાન વગેરે ગોઠવીને ગાડીમાં બેસાડવા સારૂ પદ્માવતીને તેડવા ગયો. આવતી વખતે પદ્માવતી સ્ત્રીઓના ડબ્બામાં બેશી આવી હતી, પરંતુ આ વખતે તેમ ન કરતાં તેને તેણે પોતાની સાથે જ બેસાડી; કારણ, તેના વરનો પત્ર આવ્યો તે દિવસે તેની જે સ્થિતિ થઇ હતી—તે ઘણા વખત સુધી બેશુદ્ધ પડી રહી હતી—તેમ જો આ દુઃખથી ફરીને બેશુદ્ધ થાય તો આપણે પાસે હોઇએ તે ઠીક એવો તેને વિચાર થયો હતો. તેમના ડબ્બામાં બીજું કોઈ બેસવા આવ્યું નહીં. સાહેબ અને મડમો આવતાં પણ ‘ નેટિવ ’ બેઠાં છે એમ જોઈ તે બીજા ડબ્બામાં જતાં. આથી પદ્માવતીને જે અનુકૂળ હતું તે જ બની આવ્યું. વચમાં કોઈ પણ પ્રકારનો ઉપસર્ગ નડયો નહીં. તેના વિચારની સાથે જ તેનો સઘળો સમય ગયો.

કેટલાંક દુઃખો એવાં હોય છે કે તે સંબંધે જો બીજું કોઇ કાંઈ ઈશારો કરે તો તે વૃદ્ધિંગત થાય છે, પરંતુ એકલાએ જ એનો અનુભવ કર્યાથી તેની તીક્ષ્ણતા ઓછી થતી જાય છે. પદ્માવતીનું હમણાંનું દુઃખ આવા પ્રકારનું જ હતું. વસંતરાવે તે પારખી તે સંબંધે જરા પણ ઇશારો કર્યો નહીં. પદ્માવતીને છેક સ્વસ્થ પડવા દીધી.

ગાડી સ્ટેશન ઉપર આવી પહોંચી. પદ્માવતી તેને ઘેર ગઈ તે વખતે તેની મા બારણામાં જ ઉભી હતી. પદ્માવતી એકલી અતિ ખિન્નવદને ગાડીમાંથી ઉતરી. બીજું કોઇ નહોતું એમ જોઇ તેની માએ પદ્માવતીને, “જમાઈરાજ આવ્યા નહીં કેમ?” એવો પ્રશ્ન પૂછ્યો. પરંતુ પદ્માવતીની મનઃસ્થિતિ ઉત્તર આપવા જેવી નહોતી. કાંઇ પણ જવાબ આપ્યા વિના તે સીધી પોતાના ઓરડામાં ગઇ. વસંતરાવે ડોસીને સર્વ હકીકત નિવેદન કરી તે સાંભળી તે

પણ દિલગીર થઈ. પરંતુ એ સ્થિતમાં પણ "એણે પ્રથમથી જ તેમની હુકમાં રહી એના પતિનું મન બગાડયું તે હવે કાંઇ સુધરે ? પોતાના વરની સાથે આમ વેર કરવાથી શો શુકરવાર વળવાનો હતો ? તેણે એને ત્રાસ આપ્યો અને હવે તો નામ જ છોડયું." એમ મ્હોટેથી બોલ્યા વિના તથા એવા પ્રકારનો બબડાટ કર્યા વિના તેનાથી રહેવાયું નહીં. છોકરીને દુઃખ થયું હશે માટે તેનું શાન્તવન કરવું, તેને ઉઠાડી બે મીઠા બોલ કહી ગઈ ગુજરી ભૂલી જવા સમજાવવી, વગેરે આચરવાનું તેના ધ્યાનમાં પણ આવ્યું નહીં. તેને જમવા સારૂ ઉઠાડવા માત્ર તે ઉપર ગઈ. પદ્માવતી ઉપર જ પોતાની ઓરડીમાં એકાંતે પડી રહી હતી. અને કોઈની પણ દૃષ્ટિએ ન પડે એવા હેતુથી અત્યાર સુધી દાબી રાખેલા શોકાવેગને મનમાન્યું પ્રસરવાની તેણે છૂટ આપી હતી. તેની સ્થિતિ ઘણી વિચિત્ર થઇ હતી. મન ખુલ્લું કરી બોલવાનું મન થાય તો તેમ કરવા લાયક સ્નેહાળ માણસ પણ કોઇ નહોતું. માલતી ન હોવાથી તેને કેટલું વસમું લાગતું હતું ? પદ્માવતી છૂટથી રડતી હતી તે જ વખતે તેની મા ઉપર આવી અને બારણું ઉઘાડવાનું કહેતાં કહેતાં બોલી, "ઉઠ, ઉઠ, બ્હેન, હવે આમ કરવાથી શું ફળ ? તારા પેટમાં કાંઇ અન્ન પડયું નથી. માટે ઉઠ, અને જલદી ન્હાઇ લે, બધું તૈયાર છે. પ્રથમથી જ તેમની સાથે આવી રીતે વર્તી તો પરિણામ આવું જ આવે તો! હું તને કેટલું કહેતી; પણ મારૂં ડોસીનું સાંભળે કોણ? હશે, ચાલ ઉઠ."

ડોશીને છોકરી ઉપર હેત નહોતું એમ નહોતું. હેત હતું તો ઘણું, પરંતુ તે દર્શાવવામાં ફેર પડતો. પોતાના કહેવા પ્રમાણે છોકરી ચાલી નહીં અને તેને યોગે જ આવી સ્થિતિ પ્રાપ્ત થઈ એ વાત તે પોતે કદી વીસરી ગઇ નહીં, અને બીજાને કદી પણ વીસરવા દીધી નહીં. માના અંતઃકરણમાં પોતાને માટે પ્રેમ છે. પરંતુ પિતાના કહેવા પ્રમાણે ચાલતી તેથી પોતાના ઉપરનો માનો રોષ કેમે કર્યો જતો નથી એમ તેને આજ પર્યંત અનેક પ્રકારે જણાઈ આવ્યું હતું. મા હમણાં જે બોલો બોલી હતી તેમાંનો કોઈ પણ શબ્દ તેના સાંભળવામાં આવ્યો નહોતો. પરંતુ તેનું બોલવું પૂરૂં થયા પછી તેણે મ્હોટેથી બુમો પાડી એટલે પદ્માએ બારણું ઉઘાડયું. તેનો શોક પણ થોડો ઓસર્યો હતો. આમ પડી રહેવાથી આપણું કેમ નિભશે એવો વિચાર કરી તે ઉઠી. સ્નાન કરી થોડું ખાઈ લઈ તે આગલા બારણા આગળ ગઇ. એવામાં ટપાલના સિપાઇએ આવી તેની આગળ એક પત્ર નાખ્યો. તે જોતાંવાર પત્ર પોતાના વરનો છે એમ ઓળખી લીધો. તે તરત ફોડીને વાંચવા લાગી. જેમ જેમ તે એક એક લીટી વાંચતી ગઈ તેમ તેમ તેની મુદ્રા ઉપર-

ની શોકની છાયા પણ અદૃશ્ય થવા માંડી. મળસ્કામાં પૂર્વ દિશા પ્રથમ અંધકારથી વ્યાપી હોય છે ત્યારે સૂર્યનું એક એક કિરણ તે ઉપરનો અંધકાર દૂર કરે છે તે પ્રમાણે આ પત્રની એક એક લીટીએ તેના મુખ ઉપરના શોકાન્ધકારને સંબંધે કર્યું. પત્ર ઘણો ન્હાનો પરંતુ પ્રેમપૂર્ણ હતો. એ પત્ર નીચે પ્રમાણે હતોઃ—

"વ્હાલી પદ્મા,

તું મારી વાટ જોઈ જોઈ છેક નિરાશ થઈ ગઈ હશે. આ પત્ર તારા હાથમાં આવતાં સુધી તો તારા મ્હોંમાંનું પાણી પણ સઘળું સુકાઈ ગયું હશે. ત્યાં આવવાને હું એટલો બધો તો ઉતાવળો થઈ ગયો છું કે મને જો પાંખો હત તો હું ઉડીને તારી પાસે આવી પહોંચત. તારી સ્થિતિ કેવી થઈ હશે તેનો મને વારંવાર વિચાર આવતાં મારૂં મન ભડથાઈ જાય છે. ગઈ ગુજરી ભૂલાવી દઈ તને એક વખત આનંદમાં તલ્લીન થયલી જોવા હું તલપી રહ્યો છું. તમે સ્ત્રીઓ તમારો ગુસ્સો તાબડતોબ ભૂલી જાઓ છો. મારા જેવા નિષ્ઠુર નીચે તમારો ગમે તેટલો છળ કર્યો હશે, ગમે તેવું અપમાન કર્યું હશે, તો પણ અમે બે મીઠા બોલ બોલીએ એટલે તમે તે બધું ભૂલી જઈ અમને દેવના કરતાં પણ અધિક લેખો છો. સ્ત્રીઓના આ સ્વભાવની ખાતરી હોવાથી તો મેં તને આ બીજો પત્ર લખવાની હિંમત કરી છે. વ્હાલી, હું ત્યાં આવીશ એટલે મારા અગાઉની સર્વ મૂર્ખાઇનો, નીચપણાનો, દુષ્ટપણાનો બદલો વાળી આપીશ. પણ, હું આ શું કરૂં છું? મને ત્યાં આવતાં પાંચ છ દિવસ મોડું થશે, અને તે શા કારણથી તે જણાવવાને પત્ર લખવા બેઠો છું અને લખું છું આગલા કાગળમાં લખ્યું હતું તે જ. વ્હાલી, આગલો પત્ર લખ્યો અને ટિકિટ લેવા ગયો તો તે આગબોટમાં જગા નથી એવો જવાબ મળ્યો. આથી મને કેટલી નિરાશા થઈ હશે? આખરે એમ વિચાર થયો કે બીજી જે કોઈ આગબોટ જતી હોય તે પકડવી. તરત ચાર પાંચ કંપનીઓમાં દોડતા જઈ કોની આગબોટ પ્રથમ નીકળશે, તે બાબત તપાસ કરતાં ખબર પડી કે એક ફ્રેંચ કંપનીની આગબોટ માર્સેલ્સથી તાબડતોબ નીકળવાની છે. આ બોટનું ભાડું જરા ભારે હોય છે. મારી પાસે તેટલા પૈસા નહોતા તેથી મારા એક સ્નેહીની પાસેથી ખૂટતા ઉછીના લઈ ટિકિટ વેચાતી લઈ આવી આ પત્ર લખવા બેઠો છું. હવે પરમ દિવસે અહીંથી નીકળી ચોથે દિવસે માર્સેલ્સથી નીકળીશ. એડન પહોંચીશ એટલે તાર કરીશ. પણ નહીં. તારબાર કરવાનો નથી. કારણ, આ આગબોટનું કાંઈ નક્કી કહેવાય નહીં. તે વખતસર આવી

પહોંચતી નથી. હું તને ચોક્કસ દિવસ જણાવું ને તે વીતી જાય એટલે તું હાલ જેવી નિરાશ થઈ ખિન્ન બેઠી હશે તેવો પ્રસંગ ફરીને તારા ઉપર આવે. પ્રિય પદ્મા, મારૂં મન કેટલું આતુર થઈ ગયું છે અને મારી કેવી અવસ્થા થઈ છે તેની તને કલ્પના પણ આવશે નહીં. મૂર્ખાઈથી ભરેલો અને મનને ફોલી ખાય તેવો લેખ લખ્યા પછી તે નષ્ટ કરવાની મહેનત કરનારના જેવી મારી દશા થઈ છે. અગાઉનું બધું ભૂલાવી દઈ તારૂં મન કેવળ નિર્મળ ક્યારે કરીશ એમ મને થઈ રહ્યું છે. તારી મનોહર મૂર્તિ આંખ આગળથી ખસતી નથી; પણ તે હાલ દુઃખી–કષ્ટી દેખાય છે. તે આનંદમય ક્યારે દેખાશે એમ જ મનમાં થયાં કરે છે. હું અમુક પ્રકારનું તપ કરીશ અને ફલાણે તીર્થે યાત્રાએ જઇશ તો મારૂં બધું પાપ ધોવાઈ જશે અને મારી દેવી મારા ઉપર પ્રસન્ન થશે એમ કોઈ ભક્તને લાગે અને તેથી તે જેમ તે તપ કરવા અને તીર્થે જવા અત્યંત અધીરો થઈ જાય, તેવી જ અત્યારે મારી સ્થિતિ થઈ છે. તે ભક્તની પેઠે મારી પણ એવી ખાતરી છે કે મારી દેવી પણ મારા પાછલા સર્વ અપરાધોની ક્ષમા કરી મારા ઉપર સુપ્રસન્ન થશે. હવે આશરે પંદર દિવસ પછી એકાએક તારી આગળ આવી તને આશ્ચર્યચકિત કરૂં ત્યાં સુધી ગમે તેમ કરી દિવસ નિર્ગમવાના છે.

લિ. તારો પતિત **પતિ.**"

આ પત્ર વાંચ્યાથી **પદ્માવતીનું** સર્વ દુઃખ પાર અદૃશ્ય થઈ ગયું. આટલા વખત સુધી આપણે આપણા દૈવને અમસ્થો જ દોષ દીધો, અને તેની સત્યતા વિશે પણ શક આણ્યો, એમ તેને થઈ આવ્યાથી તે પોતાની જાતને દોષ દેવા લાગી. પરંતુ આ બધું હરખના ઉભરામાં જ ચાલતું હતું. પત્ર વાંચી રહી કે તરત તેણે તેની મતલબ પોતાની માને કહી સંભળાવી. તેમ જ એક ન્હાની સરખી ચિઠ્ઠી લખી વસંતરાવને પણ પોતાનો વર ન આવ્યાનું કારણ તેના પત્રમાં લખ્યા પ્રમાણે જણાવ્યું. પછી તેણે તે પત્ર ઘણી વખત વાંચ્યો તો પણ તેના મનનો સંતોષ થયો નહીં. અગાઉ આવેલો પત્ર અને આ પત્ર બંને એક પછી એક વાંચી એમાંનો કયો અધિક હેતાળ એમ તેણે સરખાવવા માંડયું; તો પહેલાના કરતાં આ બીજો પત્ર જ અધિક પ્રેમાળ અને લાગણીથી લખાયલો છે એમ તેને નિશ્ચિતપણે જણાયું. પછી આ પત્રની પણ નકલ કરી માલતીને મોકલવી એમ તેના મનમાં આવ્યું. તેથી તે લખવા બેઠી. માલતીને પત્ર લખતાં લખતાં તેને મથુરાબાઈનું સ્મરણ થઈ આવ્યું અને તેને ઘેર જવાનું મન થયું. પત્ર પૂરો કર્યો. નોકરને ટપાલમાં નાખવા આપ્યો. એટલામાં સાંજના

પાંચ વાગી ગયા. મથુરાબાઈ હવે ઘેર આવી હશે, માટે તેને ઘેર જવાનો તેણે વિચાર કર્યો. તે આનંદમાં નિમગ્ન હતી. સ્હવારના શોકનું નામનિશાણુ પણ હવે જણાતું નહોતું. મા ક્યારનીએ કથા સાંભળવા ચાલી ગઈ હતી, ત્યારે હવે એકલી બેશી રહી શું કરવાનું હતું? વળી માલતીના પત્રમાં લખ્યા મુજબ મથુરાબાઈના સંબંધે તેના મનમાં ખરેખર જ ઘણો પ્રેમ ઉત્પન્ન થયો હતો. વચમાં મુંબઈ જવાની ઉતાવળ હતી તેથી મથુરાબાઈનું વિસ્મરણ થયું હતું. અત્યારે સ્મરણ થતાં જ તે તેને ઘેર ગઈ.

મથુરાબાઈ હજુ આવી નહોતી, તો પણ તે થોડા વખતમાં આવી પહોંચશે એમ ધારી તે તેની ઓરડીમાં ગઈ. બબી પથારીમાં સૂતી હતી, તથા છોકરાં પણ પાસે જ રમતાં હતાં. પદ્માવતીને જોઈ તે બોલ્યાં, "બબી, બ્હેન આવી, બ્હેન આવી. બ્હેન અમે, આજે બબીને ત્રાસ..."

તે આટલું બોલ્યાં એટલામાં આવેલી બાઈ પોતાની બ્હેન નથી પણ બીજી જ કોઈ બાઈ છે એમ તેમના ધ્યાનમાં આવ્યું, અને તે થોભ્યાં; તરત આધાં ન્હાશી ગયાં, અને નીચું જોઈ ઉભાં રહ્યાં. બબી એકી ટસે તેની સામે જોઈ રહી. તેમની આ ગમ્મત જોઈ પદ્માવતી હશી પડી, અને પેલી માંદી છોકરીની પાસે જઈ બેશી બોલી, "હું પણ તમારી બ્હેન છું હોં કે. તમે બન્ને અહીં આવો. બરાબર જુઓ હું તમારી બ્હેન છું કે નહીં તે. આમ આવો. બિલકુલ બ્હીશો મા. હું તમારી બ્હેન છું હો ભાઈ!"

મ્હોટો છોકરો બોલી ઉઠ્યો, "નહીં, તમે અમારી બ્હેન નથી. અમારી બ્હેન તમારા જેવી ભારે સાડી ક્યાં પહેરે છે?"

પોતાના મ્હોટા ભાઈનું આવું ધીટપણું જોઈ ન્હાનાને પણ ધીરજ આવી અને તે બોલ્યો, "તે તમારી પેઠે ચાંલ્લો ક્યાં કરે છે? તમે અમારી બ્હેન નહીં. અમારી બ્હેન હમણાં આવશે. અમારી બ્હેન પાસે તમે આવ્યાં છો?"

પદ્માવતીએ હશીને જવાબ આપ્યો, "હા, હા. તમારી બ્હેન પાસે અને તમારી પાસે હું આવી છું. પણ તમારા જેવાં ઘેલાં છોકરાં આધાં ન્હાસે છે તેને શું કહેવું?"

પછી તે બબીની તરફ વળી અને બોલી, "છોકરી, હું તારી બ્હેન છું હોં! તને શું થાય છે બ્હેન!"

બબી તેની તરફ તાકીને જોયાં જ કરતી હતી. શો જવાબ આપવો તે તેને સૂઝતું નહોતું. તે છેક ગુંચવાઈ ગઈ. એટલામાં જ મથુરાબાઈ આવી પહોંચી. પદ્માવતીને જોઈ તેને ઘણો હર્ષ થયો અને તે તરત બોલી, "આપને આવ્યે ઘણો વખત થયો કેમ?"

પદ્મવતી: "ના ના. હમણાં જ આવી. હું આવી ત્યારે આ છોકરાંની બહુ ગમ્મત થઈ. તેમણે મને બ્હેન કહી બૂમ પાડી. પછી મ્હારા મ્હોં તરફ જોઈ બંને ઓશીઆળાં પડી દૂર જઈ ઉભાં રહ્યાં. પાસે બોલાવું છું પણ આવતાં જ નથી. હું તમારી બ્હેન નહીં કે?"

મથુરાબાઈ: "બ્હેન નહીં તો કોણ? બબી તને દૂધ બૂધ જોઇએ છીએ? આ બિચારી છોકરી ઘણા દિવસ થયાં માંદી છે. દાક્તર ભગવંતરાવ ઘણા ભલા માણસ છે. તે ફી લીધા વિના રોજ ઘેર આવીને ઓસડ આપે છે. ત્રણ દિવસ થયાં અહીં આવ્યા પછી ઘણું સારૂં છે. અને તેમણે જે દૂધ મોકલ્યું છે તે પણ એને માફક આવે છે."

વાતની શરૂઆત આવી રીતે થઈ. પદ્માવતીએ થોડા વખતમાં જ મથુરાબાઈ વિશેની સર્વ હકીકત કાઢી લીધી. મનોહર પણ થોડીવારે આવી પહોંચ્યો. તેને તથા તેનાં ભાંડુઓને જોઈ પદ્માવતીને અતિશય દયા આવી. અને આવાં માણસોને જો આશ્રય આપીશ તો સત્પાત્રે દાન થશે એમ તેના મનમાં વારંવાર ઘોળાવા લાગ્યું. અને એ વિચાર અમલમાં શી રીતેં આણવો, મદદ કરૂં છું એમ ન જાણવા દેતાં મદદ શી રીતે કરી શકાય એની વિમાસણમાં તે પડી.

તે દિવસ પછી તે જરા નવરી પડે કે એને ઘેર આવતી, અગર કાંઈ પણ બ્હાનું કાઢી તેને પોતાને ઘેર બોલાવતી. વળી મનોહરને પણ તેણે પોતાને ત્યાં બ્રાહ્મણ તરીકે હમેશાં જમવાનું કહ્યું. વસંતરાવ મારફત દાક્તર ભગવંતરાવને સંદેશો કહાવ્યો કે "આપ ગ.ા લોકોને જેમ મદદ કરો છો તેમ હું પણ એક મદદ કરનારી છું, માટે કાંઈ જોઇએ તો મને કહાવજો."

આ પ્રમાણે મથુરાબાઈ તથા પદ્માવતીની ઓળખાણ થઈ અને એ ઓળખાણે મૈત્રીનું રૂપ પકડવા માંડ્યું. દરરોજ પરસ્પરનો સ્નેહ વૃદ્ધિંગત થતો ગયો અને થોડા સમયમાં—આઠેક દિવસમાં જ એકમેકને એક બીજાનો સમગ્ર વૃત્તાન્ત સમજાઈ ગયો. છોકરાંઓની તો પદ્માવતી ઉપર અતિશય ભક્તિ બેઠી.

આણી તરફ પોતાનો વર આજે આવશે કે કાલે આવશે એવો નિદિધ્યાસ પદ્માવતીને લાગ્યો હતો ને તે પોતાના મન સાથે રોજ હિસાબ કર્યા કરતી. સ્હવારમાં ઉઠતી ત્યારે આજ પધારશે એવી આશા ઉત્પન્ન થતી અને રાત પડતી એટલે તે નિરાશ થતી. આમ થતાં થતાં બીજા અઠવાડીઆમાં એક દિવસ બપોરે જમ્યા પછી તે મથુરાબાઇને ઘેર જવા સારૂ બારણામાં આવી એટલામાં એક પુષ્કળ સામાન ભરેલી વિક્ટોરીઆ તેના બારણા આગળ આવીને ઉભી રહી.

